# કુમુદકુમારી.

## ( સચિત્ર નવલકથા )



સફળ જીવ્યું ગણો તેનું, મળે જેને સતી નારી;
તરે પોતે અને, નિજ નાથને દે તારી.


લેખક:-

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શહાપુર વડવાળી પોળ-**અમદાવાદ.**





પ્રકાશક:-

**હરિભાઈ દલપતરામ પટેલ.**

શહાપુર વનમાળીવાંકાની પોળ-**અમદાવાદ.**



સોલ એજન્ટ:-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા-**અમદાવાદ.**



આવૃત્તિ ૩ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯



કીંમત રૂ. ૨-૦-૦

# પ્રસ્તાવના.



શ્રીપરમાત્માની કૃપાથી અમે આજે કુમુદકુમારી નવલકથાની આ ત્રિજી આવૃત્તિ પ્રસિદ્ધ કરી સાહિત્ય-પ્રેમી વાંચકોના કરકમળમાં સાદર સમર્પિત કરીએ છીએ. આ નવલકથા કલ્પિત હોઇ ટૂંક સમયમાંજ તેની ત્રિજી આવૃત્તિ થાય છે એટલા માટે તેની ઉત્તમતા સંબંધી અમે કંઇ લખીએ તો તે ગેરવ્યાજબી નજ ગણાય.

આ નવલકથામાં પુણ્ય, નીતિ, ધર્મ, કર્મ વગેરેનો સારો તેમજ સચોટ ઉપદેશ આપવામાં આવ્યો છે. જુલ્મી ઝેરીમલનાં પાપકર્મોની કથા વાંચી પ્રત્યેક્ વ્યક્તિનાં રોમાંચ ખડાં થઇ જાય તેમ છે, સતી સાધ્વી સન્નારી કુમુદનું દાંપત્યજીવન, નીતિ, શીયળ, પતિપ્રેમ વગેરે આજકાલની આર્યનારીઓના આદર્શરૂપ છે. રણમલની ચતુરાઇ જોઈ આપણા આશ્ચર્યનો પાર રહેતો નથી. શૂરવીર બાળા રત્નપ્રભાનું શૌર્ય, અને સાહસ વગેરેનો વિચાર કરતાં થોડા સમયને માટે આપણા અંતરમાં સ્ત્રીજાતિને માટે સંપૂર્ણ માન ઉપજ્યા સિવાય રહેતું નથી. આવા આવા અનેક બનાવોને લેખકે એવા આકર્ષક સ્વરૂપમાં ગોઠવ્યા છે કે, આ નવલકથા વાંચનારનો જીજ્ઞાસારસ પ્રત્યેક્ પૃષ્ઠે પૃષ્ઠે વૃદ્ધિગત થતો જાય છે; આમ છતાં એટલું જણાવવું ઉચિત છે કે, દુનિયા પરની કોઇ પણ વસ્તુ યા તો કાર્ય દોષશૂન્ય તો નથીજ. દોષ વિનાની કૃતિને દૈવી કૃતિજ કહી શકાય; પરંતુ સુજ્ઞ વાંચકોને વિનંતિ માત્ર એટલીજ છે કે, દોષો તરફ દુર્લક્ષ્ય કરી હંસન્યાગે ગુણને ગ્રહણ કરવા.

| | |
|---|---|
| સંવત્ ૧૯૭૫ ચૈતર. | લી, સેવક |
| શહાપુર—અમદાવાદ. | હરિભાઈ દલપતરામ પટેલ. |

# અનુક્રમણિકા.



| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|






# કુમુદકુમારી.



## પ્રકરણ ૧ લું.



### નિર્જન જંગલમાં પ્રવાસી.

ભવસાગરમાં માનવી, બહુ બહુ ગોથાં ખાય;
કૃપા થાય જો ઈશની, સ્હેજે સુખીઓ થાય.

ચૈત્ર માસ ચાલતો હતો. સમય મધ્યાહ્નનો હતો. પવનના ઉના ઝપાટા વાયા કરતા હતા. સૂર્યના પ્રખર તડકાથી જમીન પણ ઉષ્ણતાને પામી હતી. આવા મધ્યાહ્ન સમયે આ જંગલમાં કોઈ પણ મનુષ્ય અગર પ્રાણિ દૃષ્ટિગોચર થતું નહોતું. ફક્ત વાયુદેવના ઝપાટાથી વનનાં સુકાં પાંદડાં આમતેમ ઉડી ખડખડાટ કરી રહ્યાં હતાં. આવે સમયે આ ભયાનક અરણ્યમાં થઈને એક યુવાન્ મુસાફર પ્રવાસના શ્રમથી શ્રમિત થયેલો અને પરસેવાથી ભીંજાઇ ગયેલો, વિશ્રાંતિ માટે શીતળ છાયા શોધતો આસપાસ દૃષ્ટિ નાંખતો ચાલ્યો જતો હતો. થોડેક દૂર ચાલતાં તે મુસાફર એક મ્હોટા વડવૃક્ષ આગળ જઈ પહોંચ્યો. વડની શીતળ છાયા જોઇ તે અનહદ આનંદ પામ્યો અને ક્ષણવારને માટે તો પોતાનું સઘળું દુઃખ ભૂલી ગયો. પોતાની સાથે રાખેલી એક નાની સાદડી તે મુસાફરે તે વૃક્ષની નીચે પાથરી અને તેના પર બેઠો. પછી એક ચાંદીના પાત્રમાં જળ ભરી લાવ્યો હતો તેનાથી મ્હોં ધોઈ જળપાન કરી નિશ્ચિંત્ત હૃદયે તે આરામ લેવા

આડો થયો. તે મુસાફરનું વય આશરે સોળેક વર્ષનું હતું. મુખાકૃતિ પૂર્ણિમાના ચંદ્ર સમાન ઉજ્વળ ભાસતી હતી; પણ ગ્રીષ્મઋતુના સખ્ત તાપથી તેનું વદનકમળ અત્યારે કરમાયલું લાગતું હતું. મુખ પર મુછનો આછો દોરો ફૂટેલો હતો. તેણે પહેરેલાં વસ્ત્ર સ્વચ્છ અને કીંમતી જણાતાં હતાં; પણ અત્યારે તે ધૂળથી ઝાંખાં થયેલાં દેખાતાં હતાં. મુસાફરના પોષાક ઉપરથી જોતાં તે જાણે કોઇ નવયુવાન્ યોગી ન હોય તેમ જણાતું હતું; પણ ઝીણી નજરે જોતાં તો તેણે અંદર કોઇ એક શૂરા ક્ષત્રીને છાજે તેવો સુંદર પોષાક ધારણ કરેલો હતો. રેશમી સુરવાળ તેના પગને શોભાવી રહ્યો હતો. તેના ઉપર મજલીનનું અંગરખું પહેર્યું હતું. કમ્મરે કીંમતી સેલુ વીંટાળી દીધેલું હતું અને સેલામાં તેની કમ્મરને શોભાવતી એક સુંદર શિરોહીની સમશેર લટકી રહી હતી. તે ઉપરાંત તેણે છાતી પાસે પાંચ બ્હારની ભરેલી પીસ્તોલ કસી દીધી હતી. આ સઘળાની ઉપર તે પ્રવાસીએ પગથી તે ગળા સુધીની એક ભગવી કફની ધારણ કરેલી હતી. માથા ઉપર ભગવા રંગનો ફેંટો બાંધેલો હતો. તેના સ્કંધ–પ્રદેશ પર કાળા બાલનાં જુલ્ફાં આવી રહ્યાં હતાં; જે તેની સુંદરતામાં વધારો કરી રહ્યાં હતાં. સાંજ પડવા આવી હતી. સૂર્યનો ઉકળાટ શાંત થયો હતો. મંદ મંદ પવનની ગરમ અને ઠંડી એવી મિશ્રિત લહરિયો આવતી હતી. આ સમયે વિશ્રાન્તિ માટે સૂતેલો મુસાફર નિદ્રાને પરહરી ઉઠી બેઠો થયો. આસપાસ દૃષ્ટિ ફેરવી તેણે એક નિઃશ્વાસ નાંખ્યો. થોડો સમય શાન્ત ચિત્તે બેસી રહ્યા પછી તે મુસાફર મનમાં બોલવા લાગ્યોઃ—" અરે ! હું ઘણીવાર સૂઈ રહ્યો. સાયંકાળ પહેલાં તો મારે કોઇ ગામમાં પહોંચવું જોઇએ. અરે ! હવે અહિંથી ગામ કેટલું દૂર હશે ? કોઇ મનુષ્ય પણ દૃષ્ટિએ પડતું નથી કે તેને પૂછું."

વળી તે મનમાં કાંઈક વિચાર કરી ફરી બોલવા લાગ્યોઃ—" ઓ પ્રભુ ! તમે આટલું બધું કષ્ટ શા માટે મારી ઉપર નાંખ્યું ? શાસ્ત્ર કહે છે કે ઈશ્વર જે કરે છે તે સારા માટેજ કરે છે તો મારે શું સમજવું ? પ્રભુ ! હવે હદ થઈ છે. હે દયાળુ દેવ ! દયાળુ થાઓ ને

આ તમારા દુઃખી થતા બાળકને સહાય કરો. હું આપનું બાળક છું.

હે ભક્તવત્સલ ભગવાન્ ! આપ આ બાળકના અપરાધ ક્ષમા કરવા શક્તિમાન્ છો. પ્રભુ ! જો આ રંક બાળકથી આપનો કાંઇ પણ અપરાધ થયો હોય તો ક્ષમા આપશો. પરમાત્મન્ ! મ્હને ક્ષમા કરો ! મ્હારા અપરાધ ભૂલી જાઓ અને દાસ પર દયાળુ થાઓ ! આ દુઃખી જીવનો આધાર—મદદગાર માત્ર આપજ છો." આમ કહી તેણે વળી પાછો એક નિઃશ્વાસ નાંખ્યો.

વળી (સ્વગત) તે બોલવા લાગ્યો—"વ્હાલા બંધુ રણમલ ! તું ક્યાં હોઇશ ? હાય ! ત્હારા વિયોગથી મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે. ભાઈ ! હજુ તો ત્હેં આ દુનિયાનું કાંઇ સુખ અનુભવ્યું નથી એટલામાં તું એ ગયમ ! હાય ! પિતાશ્રીનું તો મારા સાંભળવા પ્રમાણે નક્કી મૃત્યુજ થયું હોવું જોઇએ એટલે તેમની શોધ કરવી તો નકામીજ છે; પણ રણમલને તો શોધવો જોઇએજ. હાય ! તે નિર્દોષ નાનકડું પંખી ક્યાં વિહાર કરતું હશે ? અરે ! તે કોની સંભાળમાં હશે ? અમારી બે બાન્ધવની જોડમાં પ્રભુ ત્હેં ખોડ પાડી. પ્રિય રણમલ ! શું ત્હારો પત્તો હવે નહિજ મળે ? હાય ! ત્હારા જેવો ભાઇ હવે મને મળવો દુર્લભ છે."

"બંધુ ! તારા પર મારો પ્રેમ અપાર છે. તને ખોળવા કદાપિ પાતાળમાં પેસવું પડે, અગ્નિની જ્વાળામાં કૂદી પડવું પડે તોપણ હું ડરનાર નથી. તારા સમાચાર હું કોને પૂછું ? ભાઈ ! તને લીધા સિવાય હું કદી અજીતગઢ પાછો જનાર નથી. વીરા ! રણમલ ! તું ક્યાં હોઇશ ? આવ વીરા ! એકવાર આવ ને તારા વિયોગથી બળી ભસ્મ થતા આ હૃદયને ભેટી, શાંત કર. વીરા ! તારે માટે જંગલે જંગલ ભમીશ, મહાન્ ગુફાઓમાં ફરી તને શોધીશ ને આખરે તારો પત્તો હું જરૂર મેળવીશ."

એમ બોલી વળી પાછો થોડીવાર શાંત રહી તે બોલવા લાગ્યો:— "ઓ નીચ ઝેરીમલ ! તારૂં તે નિર્દોષ બાળકે તો કાંઈ બગાડ્યું નહોતું ? અરે અમે પણ તારૂં શું બગાડ્યું હતું ? મારા પિતાએ

તને પાળીપોષી મોટો કર્યો તેમનોજ ત્હેં પ્રાણ લીધો ? ધિક્કાર છે ! નિમકહરામ ! તારો જન્મ થતાં તને સર્પદંશ કેમ ન થયો ? વિજળીનો વજ્રપાત્ કેમ ન થયો ? હજી કાંઇ સમય વહી ગયો નથી. પાપી ! જ્યાં સુધી હું જીવતો છું—જ્યાં સુધી મારી નસોમાં ઉષ્ણ રૂધિર વહન કરે છે ત્યાં સુધી હું તને છોડનાર નથી—હું વૈરનો બદલો લઇશ. ઇશ્વર મને સહાય કરશે. નીચ ! તું પાતાળમાં પેઠો હોઇશ તો ત્યાંથી પણ હું તને ખેંચી કાઢીશ ને તારા કૃત્યનું ફળ તને આપીશ તે નક્કી સમજજે." આમ બોલતાં બોલતાં તે મુસાફર ક્રોધથી કંપવા લાગ્યો અને તેનું શરીર આકુળ વ્યાકુળ બની ગયું. ચક્ષુઓ લાલચોળ થઇ ગયાં. પછી થોડી વાર સુધી મનમાં કાંઇક વિચાર ગોઠવી તે ફરી બોલવા લાગ્યોઃ—" અરે ! હું નિરર્થક આવા વિચારો શા માટે કરૂં છું ? સમય આવ્યે તેની મેળે સૌ કાંઇ થઇ રહેશે. હાલ તો મારે મારા ન્હાના ભાઈની શોધ કરવી જોઇયે. મારા સાંભળવા પ્રમાણે તે દુષ્ટ ઝેરીમલ વિજયનગરના રાજ્યમાં સેનાધિપતિનું કામ બજાવે છે. ઠીક છે, મારે પણ ત્યાં જવું અને તે રાજ્યમાં છૂપે વેષે રહી ભાઇની શોધ કરવી. જો તેનો ત્યાં પત્તો મળે તો તો તે અધમને તેનાં કરેલાં કર્મની શિક્ષા ત્યાંજ કરવી. રણમલને પણ તેજ દુષ્ટ ઉપાડી ગયો હોય તેમ લાગે છે માટે તેનો પત્તો પણ ત્યાંજ લાગશે; પછી તો જેવી ઇશ્વરેચ્છા !" એમ બોલી ત્યાંથી આગળ જવાને તે મુસાફર ઉભો થયો. આસપાસ તેણે દ્રષ્ટિ નાંખી પણ તેની નજરે કોઈ પણ દેખાયું નહીં. ફરીથી તેણે વિચાર્યુંઃ—" અરે ! હવે હું કયે પંથે જાઉં ? રસ્તો વિકટ ને ભયંકર છે. આસપાસ મોટાં મોટાં વૃક્ષો અને પહાડો સિવાય હું કાંઇ જોઈ શકતો નથી. રાત્રિનો સમય થયો છે, તેથી ગામ કેટલું દૂર હશે તે કોને પૂછું ?"

એમ વિચાર કરતો કરતો તે મુસાફર ચાલવા લાગ્યો. ચરણ થાકથી થાકી ગયા છે; રજનીએ પોતાનો શ્યામપટ જગતને ઓઢાડી દીધો છે; તેમાં વળી જંગલમાં—વૃક્ષોના કુંજમાં એટલો તો ઘાડો અંધકાર વ્યાપી ગયો છે કે કાંઈ પણ જોઇ શકાતું નથી; ઘણેક દૂર

કોઇ કોઇ જંગલી પશુઓના અવાજ સંભળાતા હતા; પવનના ઝપાટાથી વૃક્ષોનાં પાંદડાં હાલી ખડખડાટ કરી ભયંકરતામાં વધારો કરતાં હતાં; તેવે સમયે આ પ્રવાસી યુવકને કાને એક કારમી ચીસ સંભળાઇ. ચીસ સાંભળતાંજ મુસાફર સાવધ થયો. તેનું હૃદય ધબકવા લાગ્યું. તે ચારે તરફ જોઇ વિચારવા લાગ્યો:–" અરે ! કોઇ દુ:ખી પ્રાણિની બૂમ સંભળાય છે. અવાજ તો કોઈ કોમળ સ્ત્રીનો લાગે છે. હશે ! ગમે તે હોય પણ દુ:ખી માણસને સહાય કરવી એ સર્વ મનુષ્યનો ધર્મ છે." એમ વિચારી તે મુસાફર જે તરફથી અવાજ આવતો હતો, તે તરફ ચાલવા લાગ્યો. બે ઘટિકા રાત્રિ વ્યતીત થઇ ગઈ હતી. ચંદ્રનું આછું આછું અજવાળું પ્રકાશી નિકળ્યું હતું. તે પ્રકાશમાં મુસાફરે ત્રણ મનુષ્યો દેખ્યાં. તેઓ ચૌદ પંદર વર્ષની એક મનોહર બાળિકાને ત્યાં ઉપાડી લાવેલા હતા. ભયથી તે બાળા બેશુદ્ધ થઈ ગઈ હતી. તે ત્રણ મનુષ્યોએ પોતાનાં મ્હોં છુપાવવા માટે બુકાનીઓ બાંધી હતી. તેમનું આવું કાર્ય જોઈ મુસાફર મનમાં ને મનમાં બોલવા લાગ્યો:– " અરે ! આ અધમો કોણ હશે ! ? વળી આ બાળા કોણ હશે ? તેઓ આ સુંદર બાળિકાને અહીં શા માટે ઉપાડી લાવ્યા હશે ? " એમ વિચાર કરતો તે તેમનાથી થોડેક દૂર ઉભો રહ્યો. તે પાપી લોકો તેને જોઇ શકે નહિ તેટલા માટે તે એક વિશાળ વૃક્ષની પાછળ છૂપાયો. તેણે પોતાની પિસ્તોલ હાથમાં પકડી ને તેઓ હવે શું કરે છે તે ધ્યાન દઈ જોવા લાગ્યો.

---

## પ્રકરણ ૨ જું.

### પાપીના પંઝામાં કુમારિકા !

" શીયળને રક્ષવા માટે, સતીઓ પ્રાણ આપે છે;<br>
ક્રુપાવી ગર્દનોને, પ્રાણનો પણ પ્રાણ આપે છે.<br>
સતી નારી શીયળ આગળ, ન પરવા પ્રાણની કરતી;<br>
શીયળ સમ રત્ન સાચવવા, ન કોઇથી તે કદી ડરતી. "

મ. જા. ઠક્કર.

રાત્રિ 'સમ સમ' અવાજ કરતી ચાલી જતી હતી. પશુ પક્ષીઓ પોતાના માળાઓમાં ભરાઇ નિદ્રા લેતાં હતાં. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય સ્થપાયું હતું. ફક્ત તમરાં ને એવાં ઝીણાં જંતુઓનો અવાજ સંભળાતો હતો. તેવે સમયે આપણે જે ગત્ પ્રકરણમાં વાંચી ગયા કે ત્રણ મનુષ્યો એક નિર્દોષ બાળાને ત્યાં ઉપાડી લાવ્યા છે તેઓ હવે શું કરે છે તે આપણે જોવાનું છે. તે ત્રણ મનુષ્યોમાંથી એક મનુષ્ય, આસપાસ નિહાળી ધીમા સ્વરથી બીજા માણસને કહેવા લાગ્યોઃ—"માનસિંહ! આ તો બેશુદ્ધ થઇ ગઇ છે માટે તમે તમારી સાથે જે ગુલાબજળ લાવ્યા છો તે છાંટી તેને સાવધ કરો."

"જેવો હુકમ." એમ બોલી માનસિંહ પોતાની પાસેથી એક ગુલાબજળની બાટલી કાઢી તે બેશુદ્ધ થયેલી બાળાના મુખારવિંદ પર છાંટવા લાગ્યો. ગુલાબજળની અસરથી તે બાળા શુદ્ધિમાં આવી. તેને સાવધ થયેલી જોઇ તે નિશાચરોનો સરદાર આનંદ પામ્યો ને તે બાળાની પાસે આવી તેને મધુર સ્વરે કહેવા લાગ્યોઃ—"વ્હાલી! હવે આમ નિહાળો ને આ દાસની પર કૃપા કરો—મ્હને તમારો દીવ્ય પ્રેમ અર્પો. સુંદરિ! હવે તમે તમારા રાજ્યમાં જઈ શકનાર નથી. તમારે ત્યાં જેટલું સુખ હશે તેના કરતાં હું તમને વિશેષ આનંદ કરાવીશ, માટે વ્હા..........."

"ચૂપ કર, પાપી. હું તારી નીચ વૃત્તિ પામી ગઇ છું. જો હવે એક પણ અક્ષર વધુ બોલ્યો તો એમજ સમજજે કે તું ક્ષણ માત્રમાં હતો નહતો થઇ જઇશ. તું મને ઓળખે છે? પાપી! મને શા માટે ઉપાડી લાવ્યો છે? તું કોણ છે? દુષ્ટ મને તું જ્યાંથી લાવ્યો હોય ત્યાં સત્વર પાછી મૂકી આવ." તે વીરબાળાએ તેને વચમાંજ બોલતો અટકાવી કહ્યું.

પેલો મુસાફર જે સંતાઇ રહી આ સઘળું સાંભળતો હતો તે આશ્ચર્ય પામ્યો ને વિચારવા લાગ્યો કેઃ—"અરે! આ દુષ્ટો તો આ નિર્દોષ બાળાને ઉપાડી લાવ્યા હોય એમ લાગે છે. સારૂં થયું કે ઇશ્વરે મને આ જંગલનેજ રસ્તે ચઢાવ્યો. નરાધમો! હવે તમારી

ઘડી ભરાઈ ગઇ છે, માટે થોડીવાર મ્હાલી લ્યો; પરંતુ તમે જાણુતા નથી કે જેનું જગતમાં કોઈ નથી તેનો ઇશ્વર છે. ઇશ્વરેજ મ્હને આ માર્ગે ચઢાવ્યો છે તો હવે હું મ્હારો ધર્મ ભૂલીશ નહિ." પરોપકાર એજ મ્હોટું પુણ્ય છેઃ–

કુળહિણા છે પાપીઓ, દુષ્ટ ઘણેરા એહ,
પ્રકટ થઈ હું આ પળે, આપું તેને છેહ;
કોણ હશે એ પામરો, નીચ નિર્દય નાદાન,
જુલ્મ ગુજારે સતીપરે, નિશ્ચય ખુટયો જાન.
રક્ષા અબળાની કરે, ક્ષત્રિનું તે કાજ,
છોડાવું નહીં સુંદરી, જાયે મારી લાજ.

"બસ હવે ઘણું થયું. પ્રકટ થઈ હવે તો તે પાપીઓના પંઝામાંથી તે બાળાને બચાવવીજ, પણ સબુર, થોડીવાર સબુર. હજી શું થાય છે તે જોવા દે!" એમ વિચાર આવવાથી તે મુસાફર શાન્ત ચિત્તે તેમની વાતચિત સાંભળવા લાગ્યો. જ્યારે તે દુષ્ટને તે બાળાએ પોતાને સ્થાને મૂકી આવવાનું કહ્યું ત્યારે તે પાપી ખડખડ હસવા લાગ્યો ને કહેવા લાગ્યોઃ–"બાળા! સ્વસ્થાને જવાના વિચારનો ત્યાગ કરી મ્હારી સાથે સ્નેહ સંબંધ સાંધી લે. હું ત્હારૂં સમસ્ત દુઃખ કાપીશ અને તને સ્વર્ગ–સુખનો ઉપભોગ કરાવીશ. જીગર! ગભરા નહિ; અહિં પાસેજ આપણું રહેવાનું સ્થાન છે કે જ્યાં રાજમહેલ કરતાં પણ વિશેષ સુખ પ્રાપ્ત થાય તેમ છે!"

"હે પ્રભુ! હવે મ્હારી કેવી દશા થશે?" એમ મનમાં બોલી તે બાળાએ દુઃખથી નિઃશ્વાસ નાંખ્યો; પણ આખરે હીંમત ધરી પ્રકટપણે બોલીઃ–"ઓ નરાધમ! આ અબળાને શા માટે સતાવે છે? તું કહે તો ખરો કે તું કોણ છે?"

આ પ્રશ્નોથી તે પિશાચનો પ્રાણ વિશેષ કઠિન થયો. તેણે ભયંકર ગર્જના કરી કહ્યુંઃ–"રાજકુમારી! તું મને ઘણુાજ તુચ્છ શબ્દથી બોલાવે છે, હોં! પણ યાદ રાખજે કે અહીંથી તને મુક્ત કરાવનાર કોઈ છેજ નહિ. તું મને ઓળખે છે? સાંભળ, ઓ હઠીલી અબળા! સાંભળ, તારા પિતાનો જમણો હાથ–આખા સૈન્યનો સેના-

ધિપતિ, આ ઝેરીમલ આજ તારી પાસે પ્રેમની ભિક્ષા માગે છે.” આટલા શબ્દો તે એટલા જોરથી બોલ્યો કે તેનો પ્રત્યાઘાત આખા જંગલમાં સંભળાયો.

છૂપાઇને ઉભેલો મુસાફર તેના આ શબ્દોથી ચમક્યો ને આકાશ સામે જોઈ બોલવા લાગ્યોઃ—“ઓ ઇશ્વર! આ હું શું સાંભળું છું ?! મારો દુશ્મન—મારો શિકાર કે જેની શોધમાં હું જંગલે જંગલ ભમું છું તેને શું હું આજ મારી સમક્ષ ઉભેલો જોઉં છું ?! અરે! તે દુષ્ટજ આ નિર્દોષ રાજકુમારીને હરણ કરી લાવેલો લાગે છે. ઠીક છે, ઘણા દિવસથી જેને માટે આ મારી પ્રચંડ ભુજાઓ આતુરતાથી રાહ જોઈ રહી હતી, તેજ અધમ આજે અણધાર્યો મારી પાસે આવ્યો છે. હમણાંજ હું તે ચંડાળની છાતી ચીરી તેના શ્રોણિતથી મારા હાથ રંગુ છું. પણ સબુર! તે પાપી હવે શું કરવા ધારે છે ને તે કુમારિકાનું શું થાય છે તે મને જોવાદે. હાથમાં આવેલો શિકાર હવે ક્યાંઇ નાશી જવાનો નથી. હું તેને પહેલેજ સપાટે પૃથ્વી પર ધૂળ ચાટતો કરીશ ને તે કુમારિકાને બચાવીશ.”

એમ બોલી સમશેરનું મ્યાન નરમ કરી તે પેલી તરફ જોવા લાગ્યો. તે નિર્દોષ બાળાએ આ દુષ્ટને ઓળખ્યો ને તેના શબ્દો સાંભળી તે સ્તબ્ધજ બની ગઈ. તેને શાન્ત ઉભેલી જોઇ દુષ્ટ ઝેરીમલ કહેવા લાગ્યોઃ—“રાજકન્યા! શું વિચાર કરે છે? તાબે થયા સિવાય છૂટકો છેજ નહિ. હાલ તું મારા કબજામાં પૂર્ણ રીતે ફસાયલી છે માટે વિચારીને કહે કે મ્હારી માગણી તું કબૂલ કરે છે કે નહિ?”

“બસ કર, નરાધમ! હું તને જાણી ગઈ. તને ઉચ્ચ હોદ્દો આપી આશ્રય આપ્યો તેનો બદલો તેં આવીજ રીતે વાળ્યો? ઓ મૂઢ તારા અન્નદાતાની પુત્રી જે તારી ભગિની બરાબર છે તેની તરફ કુદ્રષ્ટિ કરતાં તારી આંખો કેમ ફૂટી જતી નથી? અરે! તેને આવાં વચનો સંભળાવતાં તારી જીહ્વા કેમ તૂટી પડતી નથી? ખરેખર, તું કોઈ રાજપૂત કુલાંગાર છે—નહિ તો તારા મુખમાંથી આવા શબ્દો નીકળેજ નહિ. અધર્મી! હજી વિચાર કર, જ્ઞાનચક્ષુથી જો, સમય છે.

તું મને મારે સ્થાને પહોંચતી કર. હું આ વાત કોઇને કહીશ નહિ. હું તને ભાઈ કરતાં પણ વધારે ચાહીશ, માટે સમજી જા. હું તારે પગે પડું છું." એમ કહી તે બાળા ઝેરીમલના ચરણોમાં નમી પડી.

"લલિતવદનિ! હવે પિતાનું મુખ જોવાની આશા છોડી દ્યો ને એકદમ મારે તાબે થાઓ." પાપીએ તેની બુદ્ધિ પ્રમાણે જવાબ આપ્યો.

"નરાધમ! બોલતાં શરમા. મારો પ્રાણ જશે તે પણ હું તારી નીચ વૃત્તિને તાબે થનાર નથી તે નથીજ." બાળાએ હિંમતથી જવાબ આપ્યો.

ઝેરીમલ—મારૂં કહેવું માની મારી વૃત્તિને શરણે થા, નહિ તો તારે ભયંકર શિક્ષા ખમવી પડશે. તારા શરીરનું હું દેવીને બળિદાન આપીશ—તેની વેદના તારાથી સહન નહિ થાય.

નરાધમ ઝેરીમલનાં આવાં નિષ્ઠુર વચનો શ્રવણ કરતાંજ તે વીરબાળાનું મુખ ક્રોધથી લાલચોળ થઇ ગયું ને તેને કહેવા લાગી:— "રાજપૂતાણીની કુખને કલંક લગાડનાર કુલાંગાર! જા તારાથી થાય તે કરી લે. ઈશ્વર મને સહાય કરશે. તારા બળિદાન આપવાના ભયથી હું ડરતી નથી. તું મારા ઝીણા ઝીણા કટકા કરીશ, અરે! મને છુંદીશ, રીબાવીશ તો પણ હું તારે તાબે નહિ થાઉં તે નહિજ થાઉં."

> જે હોય શૂરો તે કદી ના રમણીનેજ ડરાવતો;
> જઈ યુદ્ધભૂમીની મહીં, સૌ શત્રુનેજ હરાવતો.
> અબળાનું રક્ષણ જે કરે, બસ વીર તે કહેવાય છે;
> મોહ માયા જે મૂકે, બસ વીર તે કહેવાય છે.

વળી દુષ્ટ તું જાણે છે કેઃ—

> નહિ આધાર જેને છે, પ્રભુ બેલી થશે તેનો;
> કનૈયો કા'ન બંસીલાલ, ભૂલે છે દુષ્ટ તું શેનો?
> ઉગારી દેવી અહલ્યાને, દ્રૌપદી સહાય દર્શાવી;
> ઘણાને છે દીધા તારી, પ્રભુની છે લીલા ન્યારી.

ઝેરીમલઃ—ગુલબદન તું છે નવેલી, નાર વ્હાલી ફાંકડી;
> મૃગલોચની મનમોહિની, ચાલે તું કેવી વાંકડી!

પરવાહ નથી ઈશ્વર તણી, તુંજ મ્હારી છે મણી;
ભેટવા પ્યારી તને, ઇચ્છા હૃદયમાં છે ઘણી.

રાજકુમારીઃ—બસ કર; પાપી! તને ઈશ્વરની પણ પરવાહ નથી? જે પરમકૃપાળુ પિતાએ સૂર્ય, ચંદ્ર, પૃથ્વી વગેરેને ઉત્પન્ન કર્યાં છે તેમને પણ તું માનતો નથી? થઇ રહ્યું! પાપીના પાપની હદ આવી રહી. સત્યજ છે કે જે પાપી છે તેને પરમાત્માને પિછાનવાનો અધિકાર નથી.

ઝેરીમલ:—બાળા! પાપ ને પુણ્ય આ ઝેરીમલની જીવનપોથીમાં લખાયલાં છેજ નહિ. ઇશ્વર! અરે ઇશ્વર છેજ ક્યાં? તેને બતાવ તો ખરી? હું જાણું છું કે જ્યાં સુધી હું બળાત્કાર કરીશ નહિ ત્યાં સુધી તું મ્હારાં વચનો કાને ધરીશ નહિ. બસ, હવે હું તને બળાત્કારથીજ ભ્રષ્ટ કરીશ.

રાજકુમારી—પાપી! તું મ્હને ભ્રષ્ટ કરીશ તો ઈશ્વરથી શી રીતે બચીશ? મારો પ્રભુ મારી લજ્જા રાખશે ને તેજ મને સહાય કરશે. તેજ તને તારા કર્મનાં ફળ આપશે. તારા જેવા એક પામરથી શું થવાનું છે?

"એમ? ઠીક છે, જોઉં છુ કે તને કોણ બચાવે છે? માનસિંહ તથા અભયસિંહ તમે દૂર ખસી જાઓ." એમ કહી ઝેરીમલ રાજકુમારી તરફ ધસ્યો ને તેના બન્ને હાથ પકડી કહેવા લાગ્યો:— "બોલ બોલ હવે તને કોણ બચાવે છે?"

રાજકુમારીએ તેના હાથમાંથી છૂટવાને ઘણાં ફાંફાં માર્યાં પણ ક્યાં એક બળવાન્ સૈનિક પુરૂષ ને ક્યાં એક કોમળ અબળા? રાજકુમારીને ભયથી વિહ્વળ થયેલી જોઇ તે દુષ્ટ કહેવા લાગ્યો:—"કેમ માને છે કે નહિ? નહિ તો છેવટે બળાત્કાર કરવો પડશે!" એમ બોલી તે પાપી નિર્દોષ રાજકુમારીને બાઝવા ગયો. પોતાનું શીયળ ભંગ થશે અને હવે બચવાનો એકે ઉપાય નથી ધારી કુમુદ "અરે કોઇ બચાવો—પાપીના પંઝામાંથી એક અબળાનું કોઇ રક્ષણ કરો." એમ બૂમ પાડતી પાછે પગલે જોર કરી નાસવા લાગી. ઝેરીમલ તેને

પકડવા ધસતો હતો, તેવામાંજ સિંહની ગર્જનાના જેવો ભયંકર અવાજ થયો. “ખબરદાર! સતીને સંતાપનાર ચંડાળ કોણ છે એ? ખબરદાર!” એટલામાંજ તેની પાસે સણસણાટ કરતી એક ગોળી આવી અને પાસે ઉભેલા અભયસિંહના માથામાં લાગી. અભયસિંહ જમીન પર ઢળી પડયો ને જોતજોતાંમાં પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો.

આવો અજાયબ મામલો જોઇ ઝેરીમલ ગભરાઈ ગયો અને આસપાસ જોવા લાગ્યો. તેટલામાં તો છૂપાયેલો મુસાફર તેની સમક્ષ આવીને ઉભો રહ્યો. પોતાનું રક્ષણ કરનાર કોઇ પુરૂષ આવી પહોંચ્યો છે એમ જોઇ રાજકુમારી તે મુસાફરની પાસે જઇ પગે પડી અને બોલી:–“વીરપુરૂષ! હું તમારે શરણે છું.”

મુસાફર:–બાળા! શાંત થાઓ, ગભરાશો નહિ. ઇશ્વરેજ મને વખતસર તમને મદદ કરવા અત્રે મોકલ્યો છે. હમણાંજ હું આ નરાધમને તેના દુષ્કૃત્યનું ફળ આપું છું.

એમ કહી તેણે બીજો પિસ્તોલનો પ્હાર કર્યો. તેનાથી માનસિંહ ગબડી પડયો ને તે પણ યમસદનમાં પહોંચી ગયો.

હવે ઝેરીમલ એકલો રહ્યો. પોતાના સાથીઓનો નાશ થયેલો જોઇ તે ક્રોધથી કંપવા લાગ્યો ને સમશેર ખેંચી મુસાફર સામે ધસ્યો. જેવો તે મુસાફરને ઘા કરવા જાય છે કે તરતજ તે મુસાફરે પોતાની સમશેરને મ્યાનમાંથી ખેંચી કાઢી અને ઝેરીમલની સમશેરનો ઘા તેની ઉપર ઝીલી લીધો. મુસાફરની સમશેર સાથે સમશેર અથડાવાથી ઝેરીમલની સમશેર હાથમાંથી છૂટી જઇ જમીન પર પડી ગઈ. “હવે બચવાની આશા વ્યર્થ છે, સમય આવે ફરીથી જોઇ લેવાશે.” '**જીવતો નર ભદ્રા પામશે**' એમ વિચારી પાપી ઝેરીમલ તેની નજર ચૂકાવી ત્યાંથી અદ્રશ્ય થઇ ગયો.



## પ્રકરણ ૩ જું.

### રાજકુમારી કુમુદા.

" શું હાથમાં આવેલો શિકાર છટકી ગયો ? " કહી તે મુસાફર આમતેમ જોવા લાગ્યો. " ધિક્કાર છે ચંડાળ ! છેવટે નાશી ગયો ? હશે ! તું મારા હાથમાંથી છટકી ક્યાં જનાર છે. આજે નહિ તો કાલે, કાલે નહિં તો કોઇ વખતે પણ તું મારા હાથમાં ફસાશે અને બૂરી હાલતે મરશે. " ચાલ હાલ તો હું આ સુકોમળ બાળાને શાન્તિ આપું. અહા ! શું સુંદરતા ! કેવી દીવ્ય કાન્તિ ! !

અલબેલી છે આ સુંદરી, કંઈ રમ્ય શોભા આપતી;
કામી અને વિરહી જનોનાં, અંતરો સંતાપતી.
બહુ બદન પર અંકુર ફૂટ્યા, યૌવને મલકે અતિ;
દેખી તરૂણ આ લલિત લલના, અંગમાં અગ્નિ થતી.
ગાલો તણા કી ગુંજપર, લાલી સુકોમળ વ્યાપતી;
નયનો તણી ગતી નમ્ર થઈ, શોભા રસીલી આપતી.

" અહા ! કેવી અલૌકિક સુંદરી છે ! ચાલ જીવ ચાલ તેને પૂછી તો જોઉં કે તે કયા રાજ્યકુળની કન્યા છે ? "

આમ વિચાર કરી તે મુસાફર તે બાળાને પૂછવા લાગ્યો:— " બાળા ! ઇશ્વરકૃપાથી તમારા ઉપરનું ભયનું વાદળ દૂર થયું છે. હવે તમારૂં નામ ઠામ જણાવો તો હું તમને તમારાં માતાપિતા પાસે પહોંચાડું. "

આવાં સ્નેહપૂર્ણ વચનો સાંભળી રાજકુમારીએ શરમથી નીચું જોયું; પણ આખરે શરમને દૂર કરી તે કહેવા લાગી:—" વીરપુરૂષ ! આપે મારી લજ્જા રાખી તેને માટે મહાન્ દયાળુ પ્રભુ તમારૂં કલ્યાણ કરશે. હું એક અબળા આપને શું બદલો આપી શકું તેમ છું; વીરશ્રેષ્ઠ ! મારૂં સ્થાન અહિંથી બહુ દૂર નથી. અહિંથી આશરે બારેક ગાઉ દૂર વિજયનગર નામે નગર છે ત્યાંના મહારાજા વિજયસિંહની હું પુત્રી છું. આપ મારી સાથે ચાલો. મારા પિતા આપને જોઈ

ઘણાજ ખુશી થશે. મારૂં નામ કુમુદા છે."

"ત્યારે શું તમે રાજકુમારિકા છો? તમે વિજયનગરના મહારાજા વિજયસિંહનાં પુત્રી છો? અહા! કેવી વિચિત્ર ઘટના!? વારૂ, બાળા તમને ઉપાડી લાવનાર તે ચંડાળ કોણ હતો? તે તમને કેવી રીતે અહિં લાવવા પામ્યો, તથા તેની શી મતલબ હતી, તે હકીકત આપને જો કાંઇ હરકત ન હોય તો મ્હને કહેશો એવી આશા છે." મુસાફરે સઘળું જાણવાના હેતુથી પૂછ્યું.

કુમુદાઃ—મહાશય! તે દુષ્ટ મારા પિતાનો સેનાધિપતિ છે ને તેનું નામ ઝેરીમલ્લ છે—તે ઘણોજ નીચ વૃત્તિનો માણસ છે.

મુસાફરઃ—તો તેવા અધમને સેનાધિપતિ બનાવી રાજ્યમાં રાખવાનું શું પ્રયોજન?

કુમુદાઃ—તેનું કારણ જૂદું છે. મારા પિતાશ્રીને ખબર નહિ કે તે આવો નીચ વૃત્તિનો હશે; નહિ તો તેને એક ક્ષણ પણ રાખે નહિ.

મુસાફરઃ—રાજકુમારી! આ ઝેરીમલ્લ તે સૂર્યપુરના પદભ્રષ્ટ રાજાનો પુત્ર કે બીજો?

કુમુદાઃ—હા તેજ નરાધમ ઝેરીમલ્લ છે. જેવું તેનું નામ છે તેવુંજ તેનું કામ છે.

મુસાફરઃ—તો આ ઝેરીમલ્લ તમારા રાજ્યમાં આવવા શી રીતે પામ્યો? વળી તેણે મહારાજાનો સ્નેહ શી રીતે સંપાદન કર્યો?

કુમુદાઃ—તે સઘળી વાર્ત્તા હું આપને કહું છું. એક દિવસે મારા પિતા જંગલમાં શિકાર અર્થે ગયા હતા ત્યારે એક ભયંકર ઝાડીમાંથી એક વિક્રાળ સિંહ અને સિંહણે તેમની ઉપર ઓચિંતો ધસારો કર્યો હતો. મારા પિતાએ બંદુકના બ્હારથી સિંહને તો મૃત્યુને વશ કર્યો; પણ સિંહની મરતી વખતની કરૂણાજનક ચીસ સાંભળી તેની સિંહણ ઘણીજ ઉશ્કેરાઈ ગઇ ને એકદમ મારા પિતાની ઉપર ધસી આવી. મારા પિતા ગફલતમાં રહ્યા. જેવી તે સિંહણે તરાપ મારી કે તરતજ મારા પિતા ઘોડેથી નીચે ગબડી પડ્યા ને તે ક્રૂર પશુ તેમને ફાડી ખાવાની તૈયારી કરવા લાગ્યું; પણ '**જેને રામ રાખે તેને કોણ**

ચાખે?' એટલામાંજ સણસણ અવાજ કરતાં બે તીર સાથે આવ્યાં ને તે. ક્રૂર પ્રાણિનાં ચક્ષુઓમાં ભોકાઈ ગયાં. સિંહણ આંધળી થઈ અને દુઃખથી ચકરીઓ ખાવા લાગી. આ સમયે એક મનુષ્ય ત્યાં આગળ દોડી આવ્યો ને પોતાની સમશેરનો ઘા તેણે સિંહણની ઉપર કર્યો. ફક્ત એકજ ઘાથી તે હિંસક પ્રાણિનું માથું ધડથી જૂદું થઇ ગયું. તે સમયે મારા પિતા બેશુદ્ધ હતા, તેથી પેલો આગંતુક મનુષ્ય તેમની સારવાર કરવા લાગ્યો. તેની સારવારથી મારા પિતા થોડી વારમાંજ સાવધ થયા ને તે આગંતુક મનુષ્યે તેમનો પ્રાણ બચાવ્યો તેને માટે તેનો ઉપકાર માનવા લાગ્યા. એવું જોઇ તે આવનાર પુરૂષ બોલ્યો:—“ રાજન્ ! એમાં ઉપકાર માનવાનું કશું કારણ નથી. મેં તો માત્ર મારી ફરજ બજાવી છે; વિશેષ કાંઇજ કર્યું નથી. ” તેનાં મધુર વચન સાંભળી મારા પિતા ખુશી થયા ને તેમણે તેને પૂછ્યું:—“ હે વીરશ્રેષ્ઠ ! તારૂં નામાભિધાન તથા જાત મને જણાવ. હું રાજા વિજયસિંહ છું. જો તારી ઇચ્છા મારી સાથે આવવાની હોય તો હું તને મારા રાજ્યમાં લઇ જવા ચ્હાઉં છું. ત્યાં તને હું સારી પાયરી પર ચઢાવી સુખી કરીશ. ”

વચમાં મુસાફરે પ્રશ્ન કર્યો:—“ કુમારી! તમારા પિતાશ્રીના પ્રાણને બચાવનાર શું તે પોતેજ હતો ? ”

કુમુદા:—હા અન્ય કોઇ નહિ પણ તે પાપી ઝેરીમલ પોતેજ હતો.

મુસાફર—એમ કે ? હાં, વારૂ પછી શું થયું ?

કુમુદા—પછી '**ભાવતું હતું તે વૈદ્યે કહ્યું**' તે પ્રમાણે તે પાપી હાથ જોડીને મારા પિતાને કહેવા લાગ્યો:—“ મહારાજા ! દાસની ઉપર ઘણોજ ઉપકાર કર્યો. હું ક્ષત્રીય છું. મારૂં નામ ઝેરીમલ છે. મહારાજ ! હું નિમકહલાલીથી આપની સેવા બજાવીશ. ” તેણે આ પ્રમાણે કહ્યું એટલે મારા પિતા તેને વિજયનગરમાં તેડી લાવ્યા ને તેને ઉપસેનાધિપતિની પદવી ઉપર નિમ્યો. થોડા વખત ઉપર દુશ્મનોની સાથે યુદ્ધ ઉપસ્થિત થયું તેમાં તેણે પોતાનું શૌર્ય બતાવી જીત મેળવી. તેના તે કાર્યથી પણ પિતાજી સંતુષ્ટ થયા ને એક ભવ્ય દરબાર

ભરી તેનાં વખાણ કરી, તેમણે તેને અમૂલ્ય શિરપાવ આપ્યો. તેજ દિવસથી મારા પિતાજીએ વધારામાં તેને પોતાનો ખાનગી સલાહકાર નિમ્યો.

એક વખતના સમાયોગે નવરાત્રિના દિવસો હોવાથી હું મારી સાહેલીઓ સાથે ગરબા ગાતી હતી તેવામાં તે પાપી ત્યાં થઇને પસાર થતો હતો ત્યારે તેની દૃષ્ટિ મારા ઉપર પડી. તે દુષ્ટે દાસીઓ મારફતે ખબર મેળવી કે હું રાજકન્યા છું, એટલે તેણે આનંદ પામી મારી સાથે સ્નેહ બાંધવા મનમાં નિશ્ચય કર્યો. તે દિવસ પછી તે પાપી મારી સખીઓ મારફત હમ્મેશાં નવી નવી ઉમદા ચીજો મારે માટે મોકલવા લાગ્યો. તેની આવી અમૂલ્ય ભેટોથી મને તેના ઉપર સંશય ઉપજ્યો ને તેની મોકલેલી ભેટોનો મેં અસ્વીકાર કર્યો. આથી તે દુષ્ટ મારા પર ઘણો ગુસ્સે ભરાયો. એક સમયે મારા પિતા અને તે દુષ્ટ બગીચામાં બેઠા બેઠા વિવિધ પ્રકારની વાતો કરતા હતા, તે અરસામાં તેણે વખત વિચારી વાત ઉપાડી. “મહારાજ! આજકાલ લોકોમાં આપણી ખરાબ વાત ચર્ચાય છે. કહે છે કે, રાજકન્યા ઉમ્મરલાયક થયાં, પણ મહારાજા હજી સુધી તેમનું લગ્ન કેમ નહિ કરતા હોય? મહારાજ! મને પણ આશ્ચર્ય લાગે છે કે કુમુદા બહેન લગ્ન કરવા યોગ્ય થયાં છે; છતાં આપ મહારાજાશ્રી શાન્ત ચિત્તે બેસી રહ્યા છો તેનું શું કારણ? શું કોઈ એવો રાજકુમાર નથી મળતો કે? મહારાજ તેનું કારણ આ સેવકને નહિ કહો તો કોને કહેશો? પ્રભુ! હું પણ તમારો બાળક છું. આપના દુઃખનો ભાગીદાર છું—માટે જે હોય તે આ રંક સેવકને કહો કે તેનો સત્વર ઉપાય થાય.” આટલી વાત કહી કુમુદે નિઃશ્વાસ મૂક્યો.

મુસાફર આશ્ચર્ય પામી પૂછવા લાગ્યો:—“રાજકુમારી! પછી શું થયું? તમે નિઃશ્વાસ કેમ મૂકો છો?”

કુમુદા:—અવિનયને માટે ક્ષમા યાચું છું. બની ગયેલો પ્રકાર યાદ આવતાં હૃદયમાં સહજ દુઃખ ઉદ્‌ભવ્યું તેથીજ મ્હારાથી નિઃશ્વાસ મૂકી દેવાયો. હવે હું સાવધ છું. આગળ સાંભળો.

ઝેરીમલ્લની આવી નમ્ર વાણીથી મારા પિતા તેને કહેવા લાગ્યાઃ- "ઝેરીમલ્લ ! સાંભળ, તે વાત હું તનેજ કહીશ. હું તને નહિ કહું તો કોને કહીશ ? રાજકન્યાનું લગ્ન કરવાનો મારો વિચાર અજીતગઢના મહારાજા કેશરીસિંહના પાટવીકુમાર ચંદ્રસિંહ સાથે હતો; પણ દૈવ ઇચ્છા બળવાન છે. અચાનક મહારાજા કેશરીસિંહનું જંગલમાં ખૂન થયું ને તેમના બે પુત્રો પણ ગૂમ થયા. તેમનો હજી સુધી કાંઈ પણ પત્તો નથી. મારી કુમુદને લાયક તે ચંદ્રસિંહ સર્વગુણસંપન્ન હતો. ગમે ત્યારે પણ હું ચંદ્રનેજ મારી કન્યા આપીશ. ઝેરીમલ્લ ! તે રાજકુમારોને ખોળી લાવવાનું કાર્ય હું તનેજ સોંપું છું."

આવી વાત સાંભળતાંજ તે પાપી એકદમ ઉશ્કેરાઈ જઇ કહેવા લાગ્યોઃ-"મહારાજ ! શું કહો છો ? આપનો વિચાર યોગ્ય નથી. તે રાજાનું ખૂન થયું તે તેના કર્મેજ થયું છે: તે રાજા ઘણોજ અભિમાની તેમજ દુષ્ટ બુદ્ધિનો હતો. તેનો નાનો કુમાર જે ગૂમ થયો છે, તે હાલ દેવીભક્તોના કબજામાં છે. તેનું પણ થોડા સમયમાં દેવીને બળિદાન આપવામાં આવનાર છે. તેના મોટા કુંવરની શોધમાં પણ ઘણા દેવી-ભક્તો ફરે છે; પણ તે હાથમાં આવતો નથી. તેવા રખડતા-એક રાજ્ય વિનાના ભિખારીની સાથે રાજ્યસુખમાં ઉછરેલાં કુમુદા બહેનનાં લગ્ન શી રીતે થાય ? તેમને તો કોઇ મહાન્ ભૂપતિની સાથે પરણાવવાં જોઇએ." તેનાં આવાં વચન સાંભળી મારા પિતા ક્રોધિત થઈ કહેવા લાગ્યા-"ઝેરીમલ હું તારી સલાહ માન્ય રાખી શકતો નથી. મારી કુમુદને પરણાવીશ તો ચંદ્રનીજ સાથે, નહિ તો તેને જીંદગીભર કુંવારી રાખીશ ને ઈશ્વરભક્તિમાં લીન કરીશ. ઝેરીમલ મને જલદીથી બતાવ કે કેશરીસિંહના નાના કુમાર તેમજ દેવીભક્તોનો મુકામ ક્યાં છે ? ચાલ, ચાલ, આપણે તે દુષ્ટોના હાથમાંથી કુમારને મૂક્ત કરી તેમનાં નીચ કાર્યનો બદલો તેમને આપીએ." એમ બોલી મારા પિતા ગુસ્સાથી તપી જઈ ઉભા થયા ને ઝેરીમલનો હાથ ઝાલી તેને ખેંચવા લાગ્યા. આથી તે દુષ્ટ તેમની સાથે થોડેક દૂર સુધી જઇ સમયસૂચકતા વાપરી કહેવા લાગ્યોઃ-"મહારાજ ! શાંત થાઓ. આપને પરિશ્રમ

ઉડાવવાની જરૂર નથી. હુંજ કેશરીસિંહના નાના કુમારને તે દુષ્ટોની પાસેથી લઇ આવીશ. તે એવી તો વિકટ જગ્યાએ છે કે તેની મને પણ ખબર નથી. થોડા સમયમાં હું તે જગ્યાનો પત્તો મેળવી નાના રાજકુમારને બચાવી, આપની સમીપ લાવી હાજર કરીશ." એવું કહી મારા પિતાને શાંત કરી તે પાપી ત્યાંથી છૂટો પડયો. ઝેરીમલે નોકરી કરીને પૈસા એકઠા કરવામાં કાંઇ બાકી રાખી નહોતી. તેથી જેવો તે મારા પિતા પાસેથી ખસ્યો તેવોજ તેણે મારા મહેલમાં પ્રવેશ કર્યો, ને મારી પાસે આવી, પોતાની નીચ વૃત્તિ મ્હને જણાવી. તે મને અનેક પ્રકારે સમજાવવા લાગ્યો; પણ મેં તેનું કહેવું ધ્યાન પર ન ધર્યું અને ઉલટો તેનો તિરસ્કાર કર્યો. મેં તો નિશ્ચયજ કર્યો હતો કે પરણવું તો ચંદ્રનેજ, નહિ તો જીંદગી કુંવારી ગાળી પ્રભુનું સ્મરણ કરવું. મેં તેનો તિરસ્કાર કર્યો ત્યારે તે પાપિષ્ઠ ઘણોજ ગુસ્સે થઇ મને કહેવા લાગ્યોઃ—"કુમુદા! માન, નહિ તો આખરે તારે બળાત્કારથી તો માનવુંજ પડશે." આ વાકય સાંભળતાંજ મેં તેને ધિક્કારી કાઢયો ને તરતજ તે ત્યાંથી કરડી નજર કરી ચાલ્યો ગયો.

મુસાફર ઉશ્કેરાઇ જઈ વચ્ચેજ બોલી ઉઠયોઃ—"નરાધમ—પાપિષ્ઠ—હં, પછી?"

કુમુદાઃ—થોડા દિવસ પછી જાણે કાંઈજ બન્યું નથી, એમ માની હું નિશ્ચિંત મને વખત ગાળવા લાગી. મેં આમાંની વાત કોઇને પણ જણાવી નહિ. દિવસો પર દિવસ જવા લાગ્યા. એવામાં એક દિવસ શિવમહોત્સવ હોવાથી હું મારી સખીઓ સાથે નગરથી થોડેક દૂર આવેલા શ્રી વિશ્વનાથનાં દર્શન કરવા ગઇ. સમય સાયંકાળનો હતો. તે અરસામાં પગથી તે માથા સુધી શ્યામ વસ્ત્રથી આચ્છાદિત થયેલા ત્રણ મનુષ્યોએ ત્યાં પ્રવેશ કર્યો, ને એકદમ અમારી ઉપર ધસી આવી તેમણે મને પકડી લીધી. હું બૂમ પાડવાનો પ્રયત્ન કરવા લાગી કે તરતજ તે ચંડાળોમાંના એકે મારા મુખ ઉપર હાથ મૂકી મને બૂમ પાડતી અટકાવી. મારી સખીઓ ભયથી પલાયન કરી ગઇ, ને હું પણ ભયથી બેશુદ્ધ બની ગઇ. પછી શું થયું તે જ્યારે હું શુદ્ધિમાં

આવી ત્યારે જાણ્યું કે હૂં આ વિકટ અરણ્યમાં આવી છું. મારૂં મૃત્યુ પાસે આવેલું ધારી હું ઇશ્વરનું સ્તવન કરવા લાગી. મને શુદ્ધિમાં આવેલી જોઇ તે ચંડાળ મને સમજાવવા લાગ્યો. મેં તેનું કહેવું ન માન્યું. ઘણીજ રકઝક થતાં તે પાપી મારી ઉપર બળત્કાર કરવા તૈયાર થયો; તેવામાં આપ મહાપુરૂષે આવી મારૂં શિયળ સાચવ્યું. આટલી ( મારી ) આ દુઃખીયારીની હકીકત છે. હે વીરપુરૂષ ! તમે મ્હારી પર જે મહાન્ ઉપકાર કર્યો છે તે હું કદાપિ વિસરનાર નથી; હવે આપ આપનો પરિચય આપી મને કૃતાર્થ કરશો એવી મારી નમ્ર પ્રાર્થના છે. ”

થોડીવાર વિચાર કરી, તે મુસાફર બોલ્યો:—“ બાળા ! હું પણ એક પદભ્રષ્ટ થયેલો રાજકુમાર છું. મારૂં નામ “ રાજયોગી ” છે. કેટલાંક કારણોથી હું દેશાટન કરવા નીકળી પડયો છું. ફરતો ફરતો આ વિકટ અરણ્યમાં આમ તેમ ભમતો ને માર્ગની નિરીક્ષા કરતો હું અહિં આવી પહોંચ્યો હતો. મેં તમારી કરૂણાજનક બૂમ સાંભળી કે તરતજ હું તમારા અવાજને આધારે તમારા બચાવ માટે તમારી તરફ દોડી આવ્યો. ”

કુમુદા:—ત્યારે શું તમે એક રાજકુમાર છો ? ભલા, રાજયોગી! હવે આપ અહિંથી ક્યાં જવાની ઇચ્છા રાખો છો ?

પ્રિય પાઠક ! હવે આપણે તે મુસાફરને રાજયોગીના નામથીજ ઓળખીશું. કુમુદાનો પ્રશ્ન સાંભળી રાજયોગી કહેવા લાગ્યો:—“ ઇશ્વર જ્યાં લઈ જાય ત્યાં. હાલ તો હું તમને તમારાં માતા પિતા પાસે સહીસલામત પહોંચાડી આવીશ, પછીથી મારે જ્યાં જવું હશે ત્યાં ચાલ્યો જઇશ.

કુમુદા:—પવિત્ર દેવાંશી રાજયોગી ! આ દુઃખીયારી બાળાની એક વિનંતી આપ કૃપાળુ શ્રવણ કરો. મારી ધારણા મુજબ આપ એક પવિત્ર પુરૂષ છો. આપ મારા પિતાની પાસે ચાલો, ને ત્યાં રહી મ્હને કૃતાર્થ કરો. હું આપને દરેક પ્રકારની અનુકૂળતા કરી આપીશ. આપ ત્યાં રહેશો તો તમને જોઇ અહર્નિશ હું આનંદ પામીશ.

"કુમારિકા ! તમારી એવી ઇચ્છા છે તો હું તમારૂં લગ્ન થતાં સુધી તમારા પિતા પાસે રહીશ, પછી કાંઇ ? મારી ધારણા છે કે તમારૂં લગ્ન હવે તરતમાંજ થશે." રાજયોગીએ કુમુદાની પરીક્ષા જોવા કહ્યું.

"રાજયોગી ! મારૂં લગ્ન ! તેતો ઇશ્વરે જ્યારે નિર્માણ કર્યું હશે ત્યારેજ થશે. હું આ સંસારમાં ચંદ્ર સિવાય બીજાને પરણનાર નથી. જ્યારે વ્હાલો ચંદ્ર મળશે, ત્યારેજ મારાં લગ્ન તેની સાથે થશે; નહિ તો તમારી પેઠે ભગવી કફની ધારણ કરી જગન્નિયંતા પરમાત્મામાં જીવને દૃઢ કરી કુમારિકાવ્રત પાળીશ એવો મારો દૃઢ નિશ્ચય છે; પણ વારૂ રાજયોગી ! તમારે યોગ શા માટે ધારણ કરવો પડ્યો ? એવું તે તમારા ઉપર શું સંકટ આવી પડ્યું કે આટલી નાની વયમાં યોગી થવું પડ્યું તે મને નહિ કહો ?" કુમુદે ઉત્સુકતાથી પૂછ્યું.

રાજયોગીઃ—બાળા ! યોગ્ય સમયે હું તમને મારી સવિસ્તર હકીકત કહીશ અને તમે તે સાંભળી ઘણાંજ આશ્ચર્ય પામશો. હાલ કહેવાને અનુકૂળતા નથી. રાજકુમારી ! ચાલો, હું તમને તમારા પિતા પાસે લઈ જાઉં.

કુમુદાઃ—જેવી આપની ઇચ્છા. ચાલો.

એમ બોલી બન્ને ચાલવા લાગ્યાં, ને થોડીવારમાં મોટા મોટા પહાડો ને વૃક્ષોનાં કુંજમાં અદ્રશ્ય થઇ ગયાં.



## પ્રકરણ ૪ થું.



## દુઃખી પિતા.

નિર્મળ સરિતા ચંદ્રાવતી જ્યાં મંદ મંદ વહન કરે છે, ત્યાંનો દેખાવ રમણીય લાગે છે. વૃક્ષોના કુંજમાં અથવા તો ભયાનક જંગલમાં, જાણે કોઇ મ્હોટો માતંગરાજ ઉભો ન હોય, તેવો દેખાવ આપનાર, દુશ્મનોનાં કાળજાં કંપાવનાર, વિયોગીને શાન્તિ આપનાર, વિવિધ પ્રકારની વનસ્પતિ જેનાં જંગલોમાં ખીલી રહી છે તથા મ્હોટા

મ્હોટા પર્વતો ચારે તરફ આવી રહ્યા છે, એવા કિલ્લારૂપી પહાડોની વચમાં "વિજયનગર" આવેલું છે. વિજયનગર એક રમણીય શહેર છે. પહાડોની વચમાં આવ્યું છે, છતાં દુશ્મનોથી તેનું રક્ષણ કરવા માટે ચારે તરફ ફરતો મજબૂત પત્થરનો કોટ બાંધવામાં આવેલો છે. કોટને બાર દરવાજા છે, ને તે દરેક દરવાજે ચોકીદારો પહેરો ભરે છે. ઉત્તર દિશાના દરવાજેથી જેવા દાખલ થયા કે સામે એક મ્હોટો રાજમહેલ દૃષ્ટિગોચર થાય છે. આ રાજમહેલની સુંદરતા તથા રોનક ઘણીજ જુદા પ્રકારની છે. આ રાજમહેલમાં દાખલ થતા પહેલાં એક મ્હોટો દરવાજો આવે છે. તે દરવાજાની એક બાજુમાં હસ્તીઓની હાર આવી રહી છે, ને તેની સામી બાજુએ પત્થરથી બાંધેલી અશ્વશાળા શોભી રહી છે. રાજમહેલ પણ તદ્દન આરસના પત્થરનો બાંધેલો છે. આવા સુંદર રાજમહેલની આસપાસ પહેરેગીરો ખુલ્લી સમશેરો હાથમાં રાખીને રાત્રિ દિવસ પહેરો ભર્યાજ કરે છે.

પ્રાતઃકાળનો સમય થવા આવ્યો છે. હજી સહસ્રરશ્મિ પ્રભાકરનો ઉદય થયો નથી. આળસુ લોકો પથારીમાં પડ્યા પડ્યા ઘોરતા હતા અને ચોર લોકો પોતાના કામમાં હવે નિષ્ફળ નિવડશે એમ વિચારી છૂપાતા છૂપાતા ઘર તરફ ચાલ્યા જતા હતા. વ્યભિચારી સ્ત્રી પુરૂષો તેમનાં દુષ્ટ કર્મથી પરવારી ઉતરી ગયેલે ચ્હેરે રખે પોતાને કોઈ પૂછશે, ને ઓળખશે તો શો જવાબ દઇશું એમ ધારી મ્હોટા રસ્તા મૂકી ગલીકુંચીઓમાં ભરાતાં છૂપાતાં ચાલ્યાં જતાં હતાં. નગરના કોઈ મહોલ્લામાંથી ઘંટીના અવાજ સંભળાતા હતા તો કોઈ ઠેકાણેથી કોઇ માણસ મરણ પામેલું હોવાથી તેનાં કુટુંબીજનો લાંબા રાગડા કાઢી રડતાં હતાં, તો કોઇ સ્થળેથી પ્રભાત સંગીતના મધુર સૂર સંભળાતા હતા. હજુ પણ રસ્તો નિર્જનજ હતો. સર્વત્ર આછું આછું અજવાળું પ્રકાશ્યું હતું. ભાવિકજનો ઉઠી, નાહી ધોઈ ઇશ્વર સેવામાં લીન થયાં હતાં, વિદ્યાર્થીઓ ઓટલા ઉપર બેસી માથું હલાવી પોતાનો અભ્યાસ કરતા હતા, તેવે વખતે પ્રાતઃકાળ થયો છે ધારી વટેમાર્ગુઓ પણ પોતાની મુસાફરી કરવાની તૈયારી કરવા લાગ્યા.

આ પ્રમાણે પ્રાતઃકાળનો નિયમ વિજયનગરમાં ચાલતો હતો. શાંત જણાતા માર્ગ આગળ તેવા સમયે આશરે પચીશેક બંદુકોવાળા ઘોડેસ્વારોનું ટોળું આવી પહોંચ્યું. ઘોડેસ્વારોની આંખો લાલચોળ તથા મુખમંડળ મ્લાન દેખાતાં હતાં; જેથી તેમણે આખી રાત્રિ ઉજાગરો કરીને મુસાફરી કરી હોય એમ લાગતું હતું. થોડીવારે તે સ્વારો એક ચોગાનમાં આવી અટક્યા. તેમને ઉદ્દેશી તેમનો સરદાર કહેવા લાગ્યો:— "અફસોસ! આખી રાત્રિ જંગલે જંગલ, નદી નાળાં વગેરે ફરી વળ્યા પણ કુંવરીઆનો પત્તો ન લાગ્યો તે નજ લાગ્યો. અરે! હવે હું મહારાજાને શું મુખ બતાવીશ? અરે! આવા શાંત જણાતા પવિત્ર ગઢમાં અચાનક આ શું થયું? એવો કયો પાપાત્મા હશે કે જેણે આટલી બધી હિંમત ધરી કુંવરીનું હરણ કર્યું હશે? (થોડીવાર વિચાર કરી) હા! જે દિવસે કુમુદબ્હેન ગૂમ થયાં છે તેજ દિવસથી ઝેરીમલ્લનો પણ પત્તો નથી. ત્યારે શું આ કાર્યમાં તેનો હાથ હશે?" એમ વિચારી તે સરદાર થોડીવાર વિચારવમળમાં પડયો ને પછી બોલ્યો:—"ના ના, એમ તો ન બને! ત્યારે આમાં સમજવું શું? અરેરે! જ્યારે મહારાજા મને પૂછશે કે કુમુદબ્હેનને લાવ્યા? ત્યારે હું શો જવાબ આપીશ!? ઓ વિભુ! તેં આ શો જુલમ ગુજાર્યો? હશે જેમ પરમાત્માએ ધાર્યું હશે તેમ થશે." એમ વિચાર કરી સઘળા સ્વારોને લેઈ તે સરદારે રાજમહેલ તરફ ગમન કર્યું.

રાજમહેલમાં મહારાજાએ પણ આખી રાત્રિ જાગૃત અવસ્થામાંજ ગુજારી હતી. તેઓ ઘણાજ ચિંતાતુર જણાતા હતા, ને તેથીજ તેમની મુખમુદ્રા ઉપર વારંવાર ફેરફાર થતો જણાતો હતો. આ વખતે તેઓ વિચારમાં પડી ગયા હતા અને રાજમહેલ આગળના ઉદ્યાનમાં શોકાતુર વદને કોઈના આવવાની ઘણીજ આતુરતાથી રાહ જોતા આમતેમ ફરતા હતા. ફરતાં ફરતાં મન સાથે બોલતા હતા કે, "શું મારી કુમુદા નહિ જડે? પહેરેગીરો પણ હજી સુધી કેમ નહિ આવ્યા હોય? ઝેરીમલ્લનો પત્તો નથી તો તે ક્યાં ગૂમ થઇ ગયો છે તેની પણ ખબર પડતી નથી. ઓ પ્રભુ! અચાનક આ શું થયું!?" એવા વિચારમાં

મહારાજા ગમગીન બની ફરતા હતા. તે અરસામાં એક સિપાઈએ આવી ખબર આપી કેઃ—" સરકાર ! પ્રધાનજી અંદર આવવાની આજ્ઞા માગે છે." " તેમને સત્વર લઇ આવ." મહારાજાએ આજ્ઞા આપી. સિપાઈ નમન કરીને ચાલ્યો ગયો. તે પછી થોડીવારે પ્રધાનજી આવીને રાજા પાસે હાજર થયા.

પ્રધાનને જોતાંજ મહારાજા બોલી ઉઠયાઃ—" વીરસિંહ ! કુમુદને લાવ્યા ?"

વીરસિંહઃ—મહારાજ ! મેં જંગલે જંગલ તથા પહાડોની દરેક દરેક ખીણમાં તપાસ કરી તોપણ બ્હેનની શોધ ન લાગી. ગઈ આખી રાત્રિ અમે શોધ કરવામાંજ ગાળી છે; પણ કાંઇ ભાળ મળી નહિ.

વિજયસિંહઃ—શું તમારી શોધ નિષ્ફળ ગઈ ! ? હાય ! હવે શું થશે ? પ્રભુ ! શું મારી કુમુદા નહિજ જડે ?

વીરસિંહઃ—મહારાજા ! શોક ન કરો—ચિંતાને દૂર કરો અને અંતરમાં શાન્તિ ધરો. મ્હેં ચારે દિશાએ કેટલાંક માણસોને દોડાવ્યાં છે; મ્હને લાગે છે કે તેઓ કાંઇક આશાજનક સમાચાર અવશ્ય લાવશે.

વિજયસિંહઃ—શાંતિ શી રીતે ધરૂં ? મારી બાળકી કોની સંભાળમાં હશે ? મારા હૃદયના આધારરૂપ મારી પ્રાણાધિક પુત્રી કયાં હશે ? અરે દૈવ ! તેની ઉપર શો જુલમ ગુજરતો હશે ?

આ પ્રમાણે શોચ કરતાં મહારાજા બેભાન થઇ ગયા. તરતજ પ્રધાને બૂમ મારી પ્રતિહારને બોલાવ્યો, ને તેને ગુલાબજળ લાવવા કહ્યું. થોડીવારમાં સુગંધિત ગુલાબજળ લઇ પ્રતિહાર હાજર થયો અને વીરસિંહ મહારાજાના મુખપર ગુલાબજળ છાંટવા લાગ્યા. તેની અસરથી થોડીવારમાં મહારાજા સાવધ થયા, ને મનમાંને મનમાં બબડવા લાગ્યાઃ—

" જેના વિયોગે જીવન મ્હારૂં, શૂન્ય આ છે થઈ ગયું ?
પ્રાણ પંખી દેહ છોડી, કયાં અરે ઉડી ગયું ?
નયનમણિ એ પુત્રી, મ્હારી, આજ કયાં ન્યારી થઈ ?
હે નાથ ! દીનબંધુ દયાળુ ! દિલ દયા શું ના થઈ ? "

વીરસિંહઃ—શાંતિ ધારણ કરો. રાજેન્દ્ર ! શાંતિ ધારણ કરો.

વિજયસિંહઃ—વીરસિંહ !

વીરસિંહઃ—જી ! સેવકને શી આજ્ઞા છે ?

વિજયસિંહઃ—મારી કુમુદ નહિજ જડે ?

વીરસિંહઃ—જડશે; નરેન્દ્ર ! ધૈર્ય ધરો.

વિજયસિંહઃ—ક્યારે ? મ્હારા વફાદાર પ્રધાન ! મ્હારી કુમુદ મને ક્યારે મળશે ? અરેરે ! મારી પ્રાણાધિક પુત્રી ક્યાં ભટકતી હશે ?

આ પ્રમાણે મહારાજા અત્યંત કલ્પાંત કરતા હતા તે સમયેજ પ્રતિહારે આવી આનંદના સમાચાર કહ્યા. "મહારાજા ! આનંદ સમાચાર લાવ્યો છું કે, કુમુદાબ્હેન આવી પહોંચ્યાં છે."

"હેં !! હેં !! ક્યાં છે મ્હારી વ્હાલી બાળકી ?" એમ બોલી મહારાજા ઉભા થયા. તેટલામાંજ રાજકન્યા કુમુદાએ ત્યાં પ્રવેશ કરી પિતાને પ્રણામ કર્યા. "વ્હાલી કુમુદ ! બેટા ! તું આવી ?" એમ કહી મહારાજા તેના મસ્તક પર હાથ ફેરવવા લાગ્યા અને તેને પૂછવા લાગ્યાઃ—"બ્હેન ! તું ક્યાં ગઈ હતી ? બ્હેન ! ત્હારૂં હરણ કરી જનાર અધમ કોણ હતો ? વીરસિંહ તારી શોધમાં જંગલે જંગલ ભટકી હમણાંજ પાછા આવ્યા છે. તારૂંજ નામ મારી જીહ્વાએ હતું. બ્હેન ! તું અહિં કેવી રીતે આવવા પામી તે સવિસ્તર મને કહે."

કુમુદ આવી છે સાંભળી રાજમાતા પ્રભાવતી પણ ત્યાં દોડી આવ્યાં, અને તેને હૃદય સાથે દાબી તેનું કુશળ પૂછવા લાગ્યાં. દાસ દાસીઓ તેમજ અન્ય સેવકજનો ત્યાં ભરાઈ ગયાં. માતા પિતાને મળી કુમુદ પિતાને કહેવા લાગીઃ—"બાપુ ! મારા રક્ષણકર્ત્તા એક યોગીરાજ બ્હાર ઉભા છે તેમને અંદર બોલાવો એટલે તેઓ સઘળી હકીકત તમને નિવેદન કરશે."

આવું કુમુદનું વાક્ય સાંભળી મહારાજા દ્વાર તરફ જવા લાગ્યા. તેમને જતા રોકી પ્રધાન કહેવા લાગ્યાઃ—"રાજન્ ! આપને તસ્દી લેવાની જરૂર નથી; સેવક તેમને માન સહ તેડી લાવે છે."

વિજયસિંહઃ—નહિ, મારી કુમુદનું રક્ષણ કરનાર મહાપુરૂષને હું

જાતેજ સત્કાર સહિત તેડી લાવીશ; પછી ભલે તે ઉચ્ચ હોય કે નીચ હોય.

એમ બોલી મહારાજા દ્વાર તરફ ગયા, ને જ્યાં રાજયોગી ઉભો હતો, ત્યાં આવી વંદન કરી કહેવા લાગ્યા:—"યોગીરાજ! હું રાજા વિજયસિંહ આપને નમન કરૂંછું."

"રાજેન્દ્ર! તમારૂં કલ્યાણ થાઓ." લાંબો હાથ કરી રાજયોગીએ આશીર્વચન કહ્યું.

"મહાનુભાવ! કૃપા કરી આ રાજમહેલમાં પધારી આપના પવિત્ર ચરણોના સ્પર્શથી, મારી ભૂમી પવિત્ર કરો એવી મારી પ્રાર્થના છે." વિજયસિંહે હાથ જોડી કહ્યું.

"જેવી આપ રાજનની ઈચ્છા." એમ બોલી રાજયોગી વિજયસિંહ સાથે રાજમહેલમાં આવી પહોંચ્યો. તેને જોઈ સઘળા માણસોએ ઉભા થઈ નમન કર્યું, ને પછી મહારાજા રાજયોગીને સાથે લેઇ નિત્યકર્મ કરવા પધાર્યા.

## પ્રકરણ ૫ મું.

### ભેદનું ભાંગવું.

બીજે દિવસે પ્રાતઃકાળની ઠંડી હવા આવતી હતી, સવિતાનારાયણ પોતાના રથમાં બેસી જગતને પ્રકાશમાન કરવા ચાલી જતા હતા, બ્રાહ્મણો પ્રાતઃસંધ્યા—નિત્યકર્મ કરવા ચંદ્રાવતીને કિનારે જતા હતા તે સમય પૂર્વે મહારાજા વિજયસિંહ પોતાનું નિત્યકર્મ કરી રાજમહેલના એક વિશાળ ભાગમાં તકિયાને અઢેલીને એક સુંદર ગાદી ઉપર બેઠા હતા. થોડીવારે પ્રધાનજી વીરસિંહે સેનાધિપતિ અજયસિંહ સાથે પ્રવેશ કર્યો ને મહારાજાને નમન કરી, પોતાને માટે બિછાવેલા આસને બેઠા. તે પછી રાજયોગી પણ પોતાના નિત્યકર્મથી નિવૃત્ત થઇ, ત્યાં આવ્યો. વિજયસિંહે સંમાનથી તેને બેસવા આસન બતાવી, ત્યાં બિરાજવા કહ્યું. તે અરસામાં કુમુદા પણ આવી પહોંચી ને

પિતાની પાસે પડેલા આસન પર બેઠી. થોડી વાર પછી શાન્તિનો ભંગ કરી મહારાજા બોલ્યાઃ—“ કુમુદ ! બહેન ! હવે તું તારી હકીકત કહે.”

કુમુદઃ—પિતાશ્રી ! મારા કરતાં આ યોગીરાજ આપને સઘળી હકીકત વધારે સારી રીતે કહી શકશે; કારણ કે હું તે વખતે બેશુદ્ધિમાં હતી.

વિજયસિંહઃ—મહાન્ પુરૂષ ! જો આપને કાંઇ હરકત ન હોય તો આપ તે સઘળી બિના જણાવશો એવી હું આશા રાખું છું.

રાજયોગીઃ—આપ જો તે સઘળી વાર્તા મારા મુખેથી શ્રવણ કરવાની ઇચ્છા ધરાવતા હો, તો તે કહેવાને મને કાંઇ પણ અડચણ નથી. સાંભળોઃ—

“રાત્રિના આશરે દશેક વાગ્યાનો અમલ થયો હતો અને અંધકાર સઘળે વ્યાપી રહ્યો હતો તેવે સમયે હું તે જંગલમાંથી પ્રવાસ કરતો હતો. માર્ગ ભૂલવાથી હું માર્ગ ખોળતો હતો તેવામાં મારા કાને આ બાળાની દુઃખી ચીસ સંભળાઇ. ચીસ સાંભળતાંજ હું તે તરફ ગયો, ને જોઉં છું તો ત્રણ પુરૂષો આ બાળાની ઉપર જુલમ ગુજારતા નજરે પડયા. તેમાંનો એક જે તેમનો સરદાર હતો તે બળાત્કાર કરવા ધસ્યો કે તરતજ હું પણ મારે સ્થળેથી ખસ્યો, ને મારી પીસ્તોલના બ્હારથી તેમાંના બે જણને તો મ્હેં ઠાર કર્યા. હવે બાકી તેમનો સરદાર રહ્યો. તેણે મારી ઉપર સમશેર ખેંચી હુમલો કર્યો. જેવો તે મારી ઉપર ઘા કરે છે, તે પહેલાં તો મેં મારી સમશેર મ્યાનમાંથી ખેંચી કાઢી ને તે દુષ્ટની સમશેર સાથે અથડાવી. મારી સમશેરના પ્રત્યાઘાતથી તેની સમશેર હાથમાંથી છૂટી જમીન પર પડી ગઇ. તે પાપાત્મા શસ્ત્રહીન થયો એટલે જીવ બચાવવા ખાતર અગીઆરા ગણી ગયો. તેના જતા રહ્યા પછી મેં કુમુદાને શાંત કર્યા, ને તે ત્રણ માણસો કોણ હતા, વગેરે હકીકત પૂછી. વચારામાં એમ પણ પૂછયું કે તમે કોનાં પુત્રી છો ? ને તમારે આ ભયંકર અરણ્યમાં શા કારણથી આવવું થયું છે ? તેના જવાબમાં તેમણે મને તેમની સઘળી અથ—ઇતિ વાર્તા કહી સંભળાવી. પછીથી હું તેમને લેઇ મહા પ્રયાસે માર્ગને શોધી કાઢી આપની સમક્ષ આવી પહોંચ્યો છું.”

"બેટા કુમુદ ! તે પાપીઓ કોણ હતા ?" મહારાજાએ ક્રોધાવેશમાં પૂછ્યું.

"બાપુ ! તેઓ બીજા કોઇજ નહિ પણ આપનો નીચ સેનાધિપતિ ઝેરીમલ્લ તથા તેના બે સાથી માનસિંહ તથા અભયસિંહ હતા." કુમુદે નમ્ર સ્વરે કહ્યું.

વિજયસિંહઃ—આશ્ચર્ય ! શું તે નરાધમનું આટલું બધું પ્રાબલ્ય !? હા, હવેજ મને તેના કૃત્રિમ પ્યારની ખબર પડી. સર્પને દૂધ પાઈ ઉછેરવાનું મને ફળ મળ્યું. અફસોસ ! હવે તે ચંડાળને કયાં ખોળું ને તેને કય જઈ શોળું ? પણ ફિકર નહિ, હું તેને ગમે ત્યાંથી ખોળી કાઢીશ, ને તેના કુકૃત્યનું ફળ તેને ચખાડીશ. તે કયાં જાણે છે કેઃ—

"શ્વાસથી આગ જે વરસાવે તે અજગર છું હું,
જિદમાં તુફાન તો ગુસ્સામાં સમંદર છું હું;
હું મારીશ, ડૂબાવીશ, ઉડાવીશ તને,
ફરી ગયેલા ત્હારા ભાગ્યનું ચક્કર છું હું."

આવેશમાં આ વાકયો ઉચ્ચાર્યા પછી રાજયોગી તરફ દ્રષ્ટિ કરી વિજયસિંહે કહ્યુંઃ—"યોગીરાજ ! હું તમારૂં સાહસ જોઇ ઘણોજ પ્રસન્ન થયો છું. તમે ઘણીજ બહાદુરીનું કાર્ય કર્યું છે."

રાજયોગીઃ—રાજેન્દ્ર ! એમાં મેં કાંઇ મહત્ કાર્ય કર્યું નથી. મેં તો ફક્ત મારી ફરજ બજાવી છે.

વિજયસિંહઃ—ધન્ય છે, યોગીરાજ ! અવિનય થાય તો ક્ષમા કરશો. મને આપનામાં કાંઇ ભેદ સમજાય છે. તમે ખરેખરા યોગી હો એમ લાગતું નથી. જેણે સંસારનો ત્યાગ કર્યો છે તેણે હથિયાર શા માટે ધારણ કરવાં જોઇએ ? આપ યોગી છો છતાં હથિયાર રાખો છો તેનું શું કારણ ? આપની સત્ય હકીકત જણાવશો તો મ્હોટો ઉપકાર થશે.

રાજયોગીઃ—(થોડીવાર વિચાર કરી) સત્ય છે રાજન્ ! હાલ તો હું એક પદભ્રષ્ટ થએલો રાજકુમાર છું. હું ખરો "યોગી" નથી.

"હેં ! શું ! તમે એક રાજકુમાર છો." આશ્ચર્ય પામી વિજયસિંહે પૂછ્યું.

રાજયોગી:—હા ! પરંતુ હાલ તો યોગી છું.

વિજયસિંહ:—વારૂ ! આપ કોના રાજકુમાર છો ? આપનું રાજ્ય ક્યાં આવેલું છે, તથા આપને પદભ્રષ્ટ કોણે કર્યા ? શું કોઇ તમારો દુશ્મન હતો કે ? જો હોય તો તેણે શા કારણથી તમારૂં રાજ્ય લેઇ લીધું ? રાજકુમાર ! સત્ય વાત કહો. હું આપને મારાથી બનતી દરેક પ્રકારે મદદ કરીશ, ને તમારા દુશ્મનોનો સંહાર કરીશ !

રાજયોગી:—મહારાજા ! આપનાં વચન સાંભળી મને અત્યાનંદ થાય છે પણ દિલગીર છું કે હું આપને હાલ મારો પરિચય આપી શકતો નથી. કારણ એટલુંજ કે હાલમાં અચાનક એવા એવા પ્રસંગ આવી ગયા છે કે, મ્હારી જીવનકથા ગુપ્ત રહે એમાંજ મારૂં કલ્યાણ છે. આપશ્રીનો અતિ આગ્રહ છે, તો હું આઠ દિવસ પછી આપને મારી સઘળી હકીકત કહી સંભળાવીશ. જ્યારે આપને મારો પૂરેપૂરો પરિચય થશે ત્યારે ઘણીજ નવાઈ લાગશે. હાલ તો મને માફ કરો.

વિજયસિંહ:—વારૂ, તમારી એવી ઇચ્છા છે, તો હું તમને વધારે પૂછી શકતો નથી; પણ મારૂં આટલું વચન તો તમે માન્ય રાખશો એવી મારી આશા છે.

રાજયોગી:—આપના વચનને હું શિરસાવંદ્ય સ્વીકારીશ.

વિજયસિંહ:—તમે મ્હારા મહેલમાં રહી ખાઓ પીઓ ને આનંદ કરો !

રાજયોગી:—મહારાજા! એ શું બોલ્યા? ક્ષત્રી પુત્રને આનંદ ને મોજમજા શાં ભોગવવાં ? ક્ષત્રી કુમારે તો પોતાનું નામ દિગંતવ્યાપી કરવાની, ગૌબ્રાહ્મણનું રક્ષણ કરવાની અને દુશ્મનનો સંહાર કરવાની ઇચ્છા કરવી જોઇએ. જે રાજા પોતાની પ્રજાનું રક્ષણ નથી કરતો તે રાજા નહિ પણ એક હેવાન છે. જ્યારે મારા પિતાનું ગયેલું રાજ્ય હું પુનઃ સંપાદન કરીશ, દુશ્મનના રક્તથી મારા હાથ ભીંજાવીશ, તથા જ્યારે મારી ઇચ્છેલી વસ્તુ મેળવીશ, ત્યારેજ આનંદ કરીશ. હમણાં તો બસ બદલો—વેરની વસુલાત—બીજું કાંઈજ નહિ, જુઓ સાંભળો:—

"મુજ જીવનના સોગન લઉં બદલો કદી ના લેઉં તો,
મુજ સમશેરના સોગન લઉં બદલો કદી ના લેઉં તો;
દુષ્ટે આ દશા કીધી, સકળ સિદ્ધિ લઈ લીધી,
નથી મ્હેં ગમ જરા પીધી, પ્રતિજ્ઞા છે હવે કીધી.
હવે બસ વેરનું ખંજર, હમેશાં લેઈ ફરવાનો;
દશાની એક પળ આવ્યે, હું તેનું લોહી પીવાનો."

વિજયસિંહઃ—શાહબાશ! ક્ષત્રીપુત્ર શાહબાશ છે! ધન્ય છે તમારા વીરત્વને! તમારાં વાક્યો સાંભળી મને અનહદ આનંદ ઉપજે છે. રાજકુમાર! હું તમને મારા રાજ્યમાં મારા મુખ્ય સરદારની પદવી આપું છું.

રાજયોગીઃ—આપનો ઘણોજ ઉપકાર માનું છું.

"મારી કુમુદના બચાવનારને હું જે કાંઈ આપું તે થોડું છે. વિશેષમાં તમારે રહેવાનું પણ રાજમહેલમાં રાખવું." એમ કહી મહારાજા અંદરના ભાગમાં તરતજ ચાલ્યા ગયા. તેમના ગયા પછી "રાજયોગી" પણ વિજયનગર જોવા જવાના ઇરાદાથી ઉભો થયો એટલામાં કુમુદા તેની પાસે આવી પ્રણામ કરીને કહેવા લાગીઃ—"રાજકુમાર! હું તો તમને યોગીરાજ કહીનેજ બોલાવીશ. આપને અહિં રહેવાનું થયું તેથી હું તો હર્ષઘેલીજ થઈ ગઇ છું: જુઓ, હું આપને પ્રથમથીજ નહોતી કહેતી, કે તમારે મારૂં કહેવું માન્ય કરવું પડશે."

રાજયોગીઃ—(હસીને) તમારૂં કહેવું કયો અભાગી માન્ય ન કરે? તમે તો ઘણાંજ જબરાં નીકળ્યાં. મીઠું મીઠું બોલી આખરે મને રાખ્યો ત્યારેજ જંપ્યાં. છેવટે ધાર્યું તમારૂંજ થયું. લ્યો, હવે હું રજા લઉં છું. મારે મારી ફરજ બજાવવી જોઇએ.

એમ બોલી રાજયોગીએ ચાલવા માંડ્યું. તેને જતો અટકાવી કુમુદ કહેવા લાગીઃ—"યોગીરાજ! ઉભા રહો! થોડો સમય રોકાઓ; હું તમને મારા વ્હાલા ચંદ્રની છબી બતાવું." એમ બોલી કુમુદ ઝપાટાબંધ મહેલમાં દોડી ગઇ ને થોડીજ વારમાં છબી લઈ આવી

હાજર થઇ. છબી યોગીરાજના હસ્તમાં મૂકી તે કહેવા લાગી:– "જુઓ યોગીરાજ ! આજ મારો પ્રિયતમ ! આજ મ્હારો વ્હાલો ! કેવી તેની મનોહર મૂર્તિ છે ! ! જાણે હમણાંજ બોલશે ! પણ તે બડો ધુતારો છે ! તેની આંખોમાં જાદુ ભર્યું છે હોં !

"જાદુ ભર્યું તનબદન ને જાદુ ભરી છે આંખડી,
પ્રિયતમ રસિકવરની પ્રતિમા, લાગતી શું ફાંકડી ?
જોઇ મૂર્તિ આ નવેલી નાર થઉં છું રાંકડી,
સંભાળું આ પ્રિય શ્યામને, પળ પળ અને ઘડીએ ઘડી."

થોડી વાર તે છબીને જોઇ રાજયોગી સ્વગત બોલવા લાગ્યો:– "અહા ! કુમુદા તું મારાજ નામની માળા જપે છે. હું ધારતો હતો કે હું એકલોજ દુઃખી છું પણ નહિ કુમુદા તું પણ દુઃખી છે. હા ! અત્યારે હું તને સુખી કરી શકું એમ છું પણ સમય જોતાં હાલ જાહેર થવામાં ફાયદો નથી." આમ વિચાર કરી છબી કુમુદને પાછી આપતાં તે બોલ્યો:–"ઘણીજ સુંદર તસ્વીર છે."

મારા વાંચકબંધુઓ આપ રાજયોગી કોણ છે તે તો જાણી ગયા હશોજ. જો હજી ન ખબર પડી હોય તો જાણી લેજો કે તેજ અજીતગઢનો પાટવી રાજકુમાર–કુમુદાનો પ્રિયતમ ને રણમલની શોધમાં નીકળેલો તેનો જ્યેષ્ઠ ભ્રાતા રાજપુત્ર ચંદ્રસિંહ છે.

રાજયોગી:–"કુમુદા આ પુરૂષની સાથેજ તમારૂં લગ્ન થશે."

કુમુદા:–હેં ! શું કહો છો યોગીરાજ ! ? શું મારો ચંદ્ર મને મળશે ? શું આ નિરાધાર બાળાની ધારણા ફળીભૂત થશે ? !

રાજયોગી:–હા ! ફળશે ! કુમુદા ! હું તમને વચન આપું છું કે તમારા ચંદ્રને થોડા દિવસમાં હું પકડી લાવી તમારી પાસે હાજર કરીશ પણ પછી જતો રહે તો મારો વાંક નહિ હોં !

કુમુદા:–શું જતા રહે ? અરે ! તેમને તો હું એવા સપડાવીશ કે તે ફરી જતા રહેવાનું કહેજ નહિ. નારીની આગળ ભલભલા પુરૂષો નરમ થઇ જાય છે તે તમે સાંભળ્યું નથી કે શું ?

"કહાવે અબળા ને નરને નચાવે; ગોરી ગુમાન ભરી પછી રાચે."

રાજયોગીઃ—( મનમાં ) સત્ય છે. ચંદ્રનું ગજુ નથી કે તે તારી પાસેથી જતો રહે. ( પ્રકાશમાં ) અરે વાહરે તમારી ચતુરાઇ ! કુમુદે! તમે પણ મને બનાવ્યો હોં !

કુમુદાઃ—એમાં બનાવ્યા શાના ? હું તો સહજ કહેતી હતી કે મારો ચંદ્ર મને મળે તો પછી મારાથી વિખુટો પડેજ નહિ. એમાં હું શું અસત્ય કહેતી હતી ?

રાજયોગીઃ—સત્ય છે બાળા ! તમારાં વચન સત્ય છે. લ્યો હવે મને જવાની રજા છે ?

કુમુદાઃ—હા ! સુખેથી પધારો. પાછા જલદી પધારજો. યોગીરાજ ! બીજું શું કહું ! ? તમને જોતાંજ મ્હને મ્હારો ચંદ્ર યાદ આવે છે ! બસ તમારા જેવુંજ ગુલેગુલાબી મ્હોં, તથા તમારા જેવીજ હાસ્યની છટા મ્હારા ચંદ્રની છે.

રાજયોગીઃ—બાળા ! તમે ભ્રમમાં ભૂલો છો.

આમ કહીને રાજયોગી સંધ્યાદિ નિત્યકર્મ કરવા ચાલ્યો ગયો. નિત્યકર્મ કર્યા પછી ભોજન કરી, તેણે ભગવાં વસ્ત્રો બદલી નાંખી સુંદર રાજવંશી પોષાક પહેર્યો અને રાત્રિનો સમય થયેલો હોવા છતાં તે વિજયનગરમાં ફરવા નીકળી પડયો.

---

## પ્રકરણ ૬ ઠું.

### ભયંકર ભોંયરાનો ભેદ.

હિંમતની કિંમત નહિ, હૃદયે ધારી હામ;
ધૈર્યં કદી તજવું નહિ, કરો ધાર્યું નિજ કામ.

શાંત જણાતા વિજયનગરમાં રાત્રિ દેવીનું આવાહન થયું હતું. રાત્રિ પૂર્ણ શોભાયમાન દેખાતી હતી. ચંદ્રદેવે જાણે જગતને રૂપેરી ચાદર ન ઓરાઢી હોય તેમ જણાતું હતું. આવી સુંદર રાત્રિને સમયે “ ચંદ્રસિંહ ” કિલ્લાની બહાર નીકળી જંગલ તરફ ચાલ્યો જતો હતો. ચાલતાં ચાલતાં તેનાથી બોલાઈ જવાયું કેઃ—“ કેવી નિર્દોષ—

પવિત્ર બાળા છે!" આ વખતે ચંદ્ર કુમુદના વિચારમાં તલ્લીન થયો હતો. કિલ્લામાંથી નીકળી તેણે જંગલમાં પ્રવેશ કર્યો, ને ચંદ્રદેવના પ્રકાશમાં તે જંગલની રાત્રિની શોભા અવલોકવા લાગ્યો. ચાલતાં ચાલતાં તે કિલ્લાથી આશરે બેએક ગાઉ દૂર આવ્યો એવામાં એક મોટી શીલા જોવામાં આવતાં તે તેની ઉપર બેઠો. પછી આસપાસ દ્રષ્ટી ફેંકી તે બોલવા લાગ્યો:—"અહાહા! શી રાત્રિની સુંદરતા છે! ચંદ્રિકામયી શાંત રાત્રિ કેવી સુરમ્ય લાગે છે! પ્રભુ! તારી કુદરત ન્યારી છે. અહાહા! આ વખતે નર નારી તેમજ પશુ, પક્ષી, સુખે નિદ્રાધીન થયાં છે! પણ આ હીનભાગી હૃદય શાંત થતું નથી. હા! જ્યાં સુધી વ્હાલો બંધુ મળ્યો નથી ત્યાંસુધી આ હૃદય શાંત થવાનું નથી. કુમુદા! પવિત્ર દેવાંશી કુમુદા! તારા પણ વિચાર હું કેટલા કરૂં? ભલા! હું તને કહું કે હું ચંદ્રસિંહ છું તો તને કેટલો બધો આનંદ થાય? (વિચાર કરી) વ્હાલી કુમુદ! તું મારા માટે કેટલું કલ્પાંત કરે છે? આ વજ્ર હૃદયનો ચંદ્ર તારી પાસેજ છે, છતાં તેનું કઠણ હૃદય જરાયે પીંગળતું નથી. (વિચાર કરી) કુમુદ! તું શોક કરીશ નહિ. હું તને સુખી કરીશ. તને કષ્ટ આપનાર ઝેરીમલની જ્યારે હું છાતી ચીરીશ ત્યારેજ મને—આ તારા "ચંદ્ર" ને શાંતિ થશે.

એમ બોલી ચંદ્રસિંહ ક્રોધથી ઉભો થયો ને બોલવા લાગ્યો:—"પણ તે દુષ્ટ ક્યાં અદ્રસ્ય થયો છે તેની ખબર પડતી નથી. પાપી! ભલે તું જગતથી અત્યારે છૂપા પણ હું તને ખોળી કાઢીને એક ક્ષણમાં યમસદનમાં પહોંચાડીશ." એમ બોલી તેણે ક્રોધથી જમીન પર પગ પછાડયો. પગનો આઘાત થતાંજ તે જે શીલા પર બેઠો હતો તે શીલા એકદમ અદ્ધર થઇ દૂર ખસી ગઇ. આ જોઇ ચંદ્ર આશ્ચર્ય પામ્યો. અહિં કાંઇ ભેદ હોવો જોઇએ એમ કલ્પના કરી, તે નીચો નમી તેની તપાસ કરવા લાગ્યો; પણ તેને કાંઇ માલૂમ પડયું નહિ. થોડા વખત તેણે આમ તેમ તપાસ કરી જમીન પર હાથ ફેરવ્યો પણ તેને કાંઇજ જડયું નહિ. નિરાશાથી અંતે તે બોલી ઉઠયો:—"ત્યારે! આનું કારણ શું? આનો ભેદ મારે ખોળી તો કાઢવોજ

જોઇએ." એવા નિશ્ચય પર આવી તે જ્યાં પેલો પત્થર ખસીને દૂર પડયો હતો ત્યાં ગયો, ને બારીકાઇથી તેને તપાસવા લાગ્યો. છેવટે તેણે તે પત્થરમાં એક ઝીણી ખીલી જોઇ. એ ખીલીનો પત્થર સાથે શો સંબંધ છે તે જાણવાના વિચારથી તેણે ખીલીને જોરથી દબાવી. ખીલી દબાવતાંની સાથેજ એક મોટો ભયંકર અવાજ થયો જેથી ચંદ્ર ચમકયો. અવાજ થતાંની સાથેજ તે પત્થર એક હાથ અદ્ધર ઉચકાયો. આટલો મોટો ભારે પત્થર અદ્ધર થયેલો જોઇ ચંદ્રાસિંહ આશ્ચર્ય પામ્યો, ને તેણે તેની તળે નીચે ઉતરવાની એક સીડી જોઇ. તે સીડી પણ પત્થરની બનાવેલી હતી. ચંદ્ર તે સીડીનાં પગથિયાં ઉતરવા લાગ્યો; તેણે જેવો સીડીને પંદરમે પગથીએ પગ મૂકયો કે મ્હોટા અવાજની સાથે અદ્ધર થયેલો પત્થર તેની અસલ જગાએ આવી પડયો, ને તે ગુફાનું દ્વાર ઉપરથી બંધ થઇ ગયું. જ્યાં સુધી તે પત્થર અદ્ધર હતો ત્યાં સુધી ગુફામાં ચંદ્રનું અજવાળું પડતું હતું; પણ હવે ગુફાનું દ્વાર બંધ થતાંજ અંદર સઘળે અંધકાર છવાઈ ગયો; તોપણ ચંદ્રસિંહ હિંમત ધારી પગથિયાં ઉતરવા લાગ્યો. તે આશરે સોએક પગથિયાં નીચે ઉતર્યો હશે એટલામાં તેને માલૂમ પડયું કે હવે તે છેક નીચે આવી પહોંચ્યો છે. અંધકારમાં તે આમ તેમ હાથ ફેરવવા લાગ્યો એટલે તેનો હાથ એક પત્થરની ભીંતને અથડાયો. ભીંતે હાથ દેતો દેતો તે આગળ ચાલ્યો. થોડેક દૂર જતાં તેનો હાથ એક લાકડાના બનાવેલા બારણાને લાગ્યો; જેને તેણે જોરથી ધક્કો માર્યો પણ ઉઘડયાં નહિ. આખરે તે તેના બંને હાથે પોતાના સઘળા બળથી તેને ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો તોપણ તેનાં બારણાં ખુલ્લાં થયાં નહિ. આથી તે છેક નિરાશ થયો ને હાથ ફેરવી આમ તેમ જોવા લાગ્યો તો તેને તે દરવાજાની નજીક એક લાકડાનું પુતળું ઉભું કરેલું માલૂમ પડયું. ચંદ્ર તે પુતળાને નીચો વળી ચારે તરફથી તપાસવા લાગ્યો પણ તેને કાંઇજ માલૂમ પડયું નહિ. છેવટે તે કંટાળી બોલી ઉઠયો:—"અરે રામ! હવે શું કરવું?" એમ બોલી તે નિરાશ વદને તે પુતળાને માથે હાથ મૂકી

ઉભો રહ્યો. હાથનો સ્પર્શ થતાંજ તે ગોળ ફરવા લાગ્યું, અને દરવાજો ઉઘડી ગયો. આ બનાવથી ચંદ્ર આશ્ચર્ય પામ્યો ખરો પણ તેણે હિંમતથી તેમાં પ્રવેશ કર્યો. અંદર પ્રવેશ થતાંજ પાછાં તે દ્વાર હતાં તેમ બંધ થઈ ગયાં. તેને આગળ જતાં ચંદ્રમાના પ્રકાશ જેવું કાંઈક જણાયું, એટલે આ અજવાળું અહિં શાનું ? એમ વિચારી તે તેની તપાસ કરવા લાગ્યો. તે સાવચેતીથી આગળ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તેને એક વિશાળ ઓરડો દેખાયો. તે ઓરડાનો ઘાટ ગોળ ડેરાના આકારને મળતો હતો અને તેની ચારે તરફની દિવાલો પત્થરની હતી. તેને ફક્ત એકજ નાનું બારણું હતું. કોઇ પણ મનુષ્ય જાતિને રહેવા લાયક નહિ પણ મહાન્ ભયંકર કાર્ય કરવાને લાયક તે ઓરડો હતો. ચંદ્ર ઉભો ઉભો આવો વિચાર કરે છે ત્યાં તે ચમક્યો. તે જે જગ્યાએ ઉભો હતો ત્યાંથી બે હાથ પાછો ખસ્યો અને પોતાની સમશેરને મ્યાનમાંથી તેણે ક્ષણ માત્રમાં બ્હાર ખેંચી કાઢી. આમ કરવાનું કારણ એટલુંજ હતું કે તેને તે ઓરડાના બરાબર મધ્યભાગમાં એક આકાર દેખાયો. જ્યારે તેણે ઘણીજ ઝીણી નજરે જોયું ત્યારે તેને જણાયું કે તે આકાર સ્થિર છે. તે પોતાની સમશેર મ્યાન કરી તેની નજીક ગયો તો તેને જણાયું કે તે આકાર એક દેવીની મૂર્તિનો હતો. તે તે મૂર્તિને જોઇ પગે લાગ્યો અને તેની સ્તુતિ કરવા લાગ્યો. પછી તેણે તે મૂર્તિની આસપાસ હાથ ફેરવી તેની તપાસ કરવા માંડી. તે લાકડાની બનાવેલી હતી અને તેને એક છૂપી ચાંપ હતી. આથી તે વધારે આશ્ચર્ય પામ્યો. તેણે તે ચાંપને જોરથી દબાવી કે તરતજ જેમ બન્ને બારણાં એકદમ સાથે ઉઘડી જાય તેમ તે મૂર્તિના બે ભાગ થઈ ગયા. અંદરથી તે તેને પોલી જણાઇ. આનું શું કારણ હશે તથા આની અહિં કોણે સ્થાપના કરી હશે, તેમજ આની કોઇ પૂજા કરતું હશે કે નહિ ? એવા એવા વિચારો તે કરવા લાગ્યો; પણ તેને કંઇ સમજણ પડી નહિ. છેવટે તેણે તે કાષ્ટની મૂર્તિને ચાંપની મદદથી જેમ હતી તેમ બંધ કરી દીધી. દેવીની આગળ એક સમચોરસ કુંડ હતો. આ બધી રચના જોઈ તે તે દેવીવાળા ઓરડામાંથી નીકળીને બહાર એક નાના

ચોકમાં આવ્યો. આ બધું આ ગુપ્ત ભોંયરામાં શા કારણથી રાખ્યું હશે તેનો વિચાર કરતો કરતો તે ત્યાં વિશ્રાંતિ અર્થે બેઠો. હજી તો તે બેઠો બેઠો વિચાર કરે છે તેટલામાંજ એક મનુષ્યાકૃતિ પોતાની તરફ ધીમે પગલે દૂરથી ચાલી આવતી તેને માલૂમ પડી. તેથી તે ચમક્યો; તેના શરીરનાં રૂવાં ઉભાં થયાં અને ભયની કંપારી છૂટી. લડાઇમાં બંદુકના અવાજથી તથા સમશેરોની ઝપાઝપીથી ન ડરે એવો જે ચંદ્ર તે આ સમયે ભયથી કાંપવા લાગ્યો. આખરે હિંમત આણી, સમશેર પર હાથ નાંખી આવનાર આકૃતિ ક્યાં જાય છે ને શું કરે છે ? તે જોવાના ઇરાદાથી તે ત્યાંથી થોડેક દૂર પત્થરની કોતરેલી એક ગુફામાં સંતાઇ ગયો અને ત્યાં બનતો પ્રકાર જોવા લાગ્યો. આવનાર આકૃતિ જ્યાં તે છૂપાયો હતો તેના નજીકમાંનીજ એક શિલા ઉપર નિઃશ્વાસ નાંખીને બેઠી. તે આકૃતિ એક બાળકની હતી. તેની ઉમ્મર ભાગ્યેજ ચૌદ પંદર વર્ષની હશે. તેનું મુખમંડળ તેજસ્વી હતું અને ચ્હેરો રાજવંશી જણાતો હતો. આ સુંદર છોકરાના હાથ પગમાં લોખંડની બેડીઓ જડેલી હતી. આટલા બાળકને કોણે બેડીઓ જડી હશે ? શું તેને એની લગાર પણ દયા નહિ આવી હોય ? એવા એવા વિચાર તેને ગુફામાં બેઠેબેઠે થવા લાગ્યા. થોડી વારે તે આવનાર બોલવા લાગ્યો:—“ હા દૈવ ! શું મારે એમજ સમજવું ? મારી જીંદગીનો શું આજે અંત આવશે ? તે ચંડાળ શું મારૂં બળિદાન આપશેજ ? અરેરે ! તે દુઃખ મારાથી કેમ સહન થશે ? ઓ નીચ કાર્યના કરનારા ઝેરીમલ ! મારા સરખા નાનકડા બાળકના ગળા પર સમશેર ફેરવતાં શું તને દયા નહિજ આવે ? શું આખરે તું મને મારીશજ ? અરેરે ! મેં જીવવાને માટે તને કેટલા બધા કાલાવાલા કર્યા પણ તારૂં વજ્ર જેવું કઠોર હૃદય નજ પીગળ્યું ! અરે ! ઉલટો ત્હેં મારો તિરસ્કાર કર્યો ! હાય ! આ જીવન હવે અલ્પ સમયને માટે છે. આખરે મારે મરવુંજ પડશે. ” આમ બોલતાં બોલતાં તે બાળક રડવા લાગ્યો. પેલી તરફ ચંદ્રસિંહ તે બાળકનું કરૂણાજનક બોલવું સાંભળી સ્તબ્ધ બની ગયો, ને મનમાં વિચાર

કરવા લાગ્યોઃ—" નક્કી એમજ તે ચંડાળનો વાસ અત્રેજ હોવો જોઇએ અને તેજ પાપાત્મા આ કોઇ નિર્દોષ બાળકને દેવીનું બળિદાન આપવા ઉપાડી લાવ્યો હોવો જોઇએ. ઓ પાપાત્મા ઝેરીમલ! હું તારી ધારણા ધૂળમાં મેળવીશ અને આ અનાથ બાળકને બચાવીશ."

તે બાળક પાછો બોલવા લાગ્યોઃ—" નહિ નહિ! તે ચંડાળને હાથે તો ન મરવું. શું કરૂં? મારી પાસે શસ્ત્ર પણ નથી, તેથી લાચાર છું—નિરાધાર છું, નહિતો તે દુષ્ટને હું મારૂં ક્ષાત્રત્વ બતાવત. દયાળુ દેવના સિવાય મ્હારો કોઈ સહાયક નથી—મદદગાર નથી. અરેરે! હું અત્યારે બેડીઓથી બંધાયેલો છું. આત્મઘાત કરવાને માટે પણ અશક્તિમાન છું. છેવટે તે અધમના હાથે મરવા કરતાં આ શિલા પર મારૂં માથું અફાળી આ સંસારમાંથી છૂટો થાઉં એમ વિચાર આવવાથી તે ઉભો થયો અને જેવો તે માથું પછાડવા જાય છે કે તરતજ ચંદ્રસિંહે ગુફામાંથી બ્હાર નીકળી આવી પાછળથી તેના હાથ પકડયા, ને કહ્યુંઃ—" કુમાર! તારે મરવાની હજી ઘણી વાર છે."

" તમે કોણ છો? દુશ્મનના દોસ્ત કે સંકટમાં પડેલા આ દુઃખી બાળકના સાથી?" બાળકે ભયથી ધ્રૂજતાં પૂછ્યું.

" ગભરાઇશ નહિ. ઈશ્વરે તારી વિનંતિ સાંભળી તારા બચાવને અર્થેજ મને મોકલ્યો છે; માટે નિર્ભય થા. મારા રક્ષણતળે તને કોઈ પણ પ્રકારનો ભય છેજ નહિ; હું તને પાપીના જુલ્મમાંથી અવશ્ય બચાવીશ." ચંદ્રે તેને ધીરજ આપતાં કહ્યું.

આ પ્રમાણે ચંદ્રનું બોલવું સાંભળી તે બાળકને કાંઇક શાંતિ વળી એટલે દયામણે ચ્હેરે તે તેને પૂછવા લાગ્યોઃ—" આપ કોણ છો?"

" તે તને અહિંથી બ્હાર નીકળ્યા પછી કહીશ." એમ બોલી ચંદ્રસિંહે તેના હાથ પગની બેડીઓ તોડી નાંખી અને તેનો હાથ પકડી ચાલવા માંડયું. તેને ચાલતો અટકાવી તે બાળક કહેવા લાગ્યોઃ—" થોડી વાર સબુર કરો; આગળ ઘણુંજ અંધારૂં આવશે ને આપણને રસ્તો સૂઝશે નહિ; માટે આપ અહિં ઉભા રહો તો હું એક દીવો લઇ આવું."

ચંદ્રે આતુરતાથી પૂછ્યું:–" ભાઇ! આવા ભયંકર સ્થાનમાં દીવો ક્યાંથી હશે ?"

બાળકે કહ્યું:–" હું આ ભયંકર સ્થળે લગભગ પાંચ વરસથી છું તેથી અહિં શું શું છે તે મ્હારી જાણ બ્હાર નથી."

" શું! તું અત્રે પાંચ વરસથી કેદ થયેલો છે?" ચંદ્રે વધારે આશ્ચર્ય પામી પૂછ્યું.

" હા અને તેથીજ હું આ ભયંકર ભોંયરાનો ભોમિયો છું. આપણે નિશ્ચિંતતાથી બ્હાર નીકળ્યા પછી વાતો કરીશું. અત્રે આપણી ઉપર કયી પળે વિઘ્ન આવી પડશે તે નક્કી કહી શકાય નહિ માટે આપણે હવે જેમ બને તેમ જલદીથી બ્હાર નીકળવું જોઇએ." એમ બોલી તે ન્હાનો છોકરો ત્યાંથી ઉતાવળથી ચાલી ગયો ને થોડીકજ વારમાં એક દીવો લઇ પાછો આવ્યો. દીવાના અજવાળે બન્ને જણા ત્યાંથી આગળ ચાલવા લાગ્યા અને પેલા લાકડાના દરવાજા પાસે આવી અટક્યા. કારણ દરવાજો શી રીતે ઉઘાડવો તેની ચંદ્રને ખબર નહોતી. આવતાં તો આવ્યો પણ હવે બ્હાર શી રીતે નીકળાશે? એમ ધારી ચંદ્ર આમતેમ જોવા લાગ્યો; પણ તેની નજરે કાંઇંજ પડ્યું નહિ. આવતાં તો ફક્ત પુતળાને માથે હાથ મૂકતાંજ દરવાજો ઉઘડ્યો હતો અને અંદર પ્રવેશ કર્યો હતો, પણ હવે તેજ દરવાજાને શી રીતે ઉઘાડવો તેનો વિચાર કરવા લાગ્યો. તેને શોચ કરતો જોઇ પેલો છોકરો આગળ આવી કહેવા લાગ્યો:–" ગભરાશો નહિ. આ દરવાજો શી રીતે ઉઘાડવો તેની યુક્તિ હું જાણું છું." કહી તેણે ગજવામાંથી એક નાનું ખંજર કાઢ્યું અને નીચો નમી દરવાજાની ફાટમાં જોરથી તે ખોસવા માંડ્યું. આટલું બધું આ ન્હાના છોકરાનું પરાક્રમ જોઇ ચંદ્રસિંહ મન સાથે હસી બોલવા લાગ્યો:–" ન્હાના છોકરા! તું સુંદર છે તેવોજ પરાક્રમી છે.! તારા જેવોજ મ્હેં એક શરીર નિર્દોષ ભાઈ ગુમાવ્યો છે." એમ બોલી તેણે એક ઊંડો નિઃશ્વાસ નાંખ્યો. તેટલા સમયમાં તો પેલા બાળકે ખંજરની મદદથી તે દરવાજાની ચાંપ શોધી કાઢી અને જોરથી તેને દબાવી કે

તરતજ દરવાજો ઉઘડી ગયો. બન્ને જણા અંદરથી બ્હાર નીકળી ગયા અને પાછો તે દરવાજો હતો તેમ બંધ થઇ ગયો. પછી તેઓ પેલી સીડી આગળ આવી પહોંચ્યા એટલે ચંદ્રે તેને કહ્યું:—" ભાઈ ! આપણે અહિં સુધી તો નિર્વિઘ્ને આવી પહોંચ્યા, પણ હવે અહિંથી બ્હાર નીકળવું મુશ્કેલ છે; કારણ કે આ સીડીને મથાળે એક મ્હોટો પત્થર ઢંકાયલો છે. તે પત્થરને ત્યાંથી શી રીતે ખસેડવો તે હું જાણતો નથી. "

" તેની પણ મને ખબર છે. બરાબર પંચ્યાશીમે પગથીએ તેની છૂપી ચાંપ છે. " તે ન્હાના છોકરાએ કહ્યું.

હવેજ ચંદ્રને ખબર પડી કે બરાબર આ સીડીને સો પગથીઆં હોવાં જોઇએ. જ્યારે હું પંદરમે પગથીએ આવ્યો હતો ત્યારેજ તે પત્થર બંધ થયો હતો. માટે તેજ પંદરમે પગથીએ—અહિંથી ચઢતાં પંચ્યાસીમે પગથીએ તેની ચાંપ હોવી જોઇએ. અંતે તેઓ પગથીઆં ગણતા ગણતા સીડી ઉપર ચઢવા લાગ્યા.

જેવા તેઓ ધારેલે પગથીએ આવી પહોંચ્યા કે તરતજ તે ન્હાના છોકરાએ ચાંપ શોધી કાઢી અને તેને જોરથી દાબી. દાબતાંની સાથે એક મોટો અવાજ થઇ પેલો ભારે પત્થર અદ્ધર થયો ને તેઓ બન્ને જણા આનંદથી બ્હાર નીકળી ગયા. પછીથી તે અદ્ધર થયેલો પત્થર તેની અસલ જગાએ હતો તેમ આકુરો ગોઠવાઈ ગયો.



## પ્રકરણ ૭ મું.



### બંધુ-મિલન તથા સુખ દુઃખની કથા.

ચંદ્રસિંહ પેલા ન્હાના છોકરાને ત્યાંથી સાથે લેઇને થોડીવારમાં વિજયનગરના કિલ્લા પાસે આવી પહોંચ્યો. પછી એક ન્હાની બારીની અંદર થઈ રાજમહેલમાં તે પોતાને સ્થાનકે આવ્યો. ત્યાં આવ્યા પછી

તેણે તે છોકરાની આગતા સ્વાગતા કરી તેને એક વિરામાસન પર પોતાની સામે બેસાડયો અને તે પૂછવા લાગ્યો:—" ભાઇ ! હવે તું તારૂં નામ ઠામ કહીશ ? "

રણમલ:—આ હતભાગ્યનું નામ રણમલ્લ છે. મારે એક શૂરવીર ભાઈ છે જેનું નામ ચંદ્રસિંહ છે. આખા દેશમાં જેની હાક વાગે છે તે પ્રતાપી અજીતગઢાધિપતિ મહારાજા કેશરીસિંહનો હું ન્હાનો પુત્ર છું.

ચંદ્રસિંહ:—( સાનંદાશ્ચર્યથી તેની સામે જોઇને ) ઓ વિભુ ! તારી કળા ન્યારીજ છે. રણમલ્લ ! ભાઇ ! આવ, આવ, મને ભેટ, હુંજ તારો ભાઈ ચંદ્રસિંહ છું.

રણમલ્લ:—( આશ્ચર્યથી ) કોણ ! કોણ ! મને બચાવનાર મારા મ્હોટા ભાઇ ચંદ્રસિંહ ! ( કહી આનંદથી ભેટે છે. )

ચંદ્રસિંહ:—( ભેટતાં ) હા ! મારા વ્હાલા ભાઇ ! મારા જીવન ! ઘણે દિવસે ખોવાયેલું મારૂં રત્ન આજ અનાયાસે મને પ્રાપ્ત થયું. વીરા ! તારી આ સ્થિતિ ! ફિકર નહિ. તારી આ સ્થિતિ કરનાર ઉપર હું અવશ્ય વૈર લેઇશ. ભાઈ ! તારી ઉપર તે દુષ્ટે શું શું જુલ્મ ગુજાર્યો છે તે મને કહે ?

રણમલ્લ:—મ્હોટા ભાઇ ! તે દુષ્ટે જે વખતે મને ઉપાડી જવા વિચાર કર્યો, તે પહેલાં તેણે " રણમલ્લભાઇ ! આમ આવો, લ્યો આ પ્રસાદ. " કહી મને પ્રેમથી બોલાવ્યો અને મને સાકર ખવરાવી. સાકર ખાતાંજ મને આંખે અંધારાં આવવા લાગ્યાં અને થોડીજ વારમાં હું બેશુદ્ધ થઇ જમીન પર ઢળી પડયો. પછી જ્યારે હું જાગૃત થયો ત્યારે મને ખબર પડી કે હું એક ભયાનક સ્થળે છું. તમે મ્હને જે ગુપ્ત ભોંયરામાંથી બ્હાર કાઢયો તેજ તે સ્થળ. ત્યાર પછી ત્યાં કોઇ પણ માણસ મારી નજરે પડયું નહિ. હું આમતેમ ત્યાં ફરવા લાગ્યો, એટલામાં મેં ઝેરીમલ્લને મારી તરફ આવતો જોયો. તેને જોઈ હું આનંદ પામ્યો અને તેને મળવા સામે દોડયો; જ્યાં હું તેની નજીક પહોંચ્યો કે તરતજ તે ચંડાળ મને ધક્કો મારી મારો તિરસ્કાર કરી બોલ્યો:—" છોકરા ! દૂર રહે. હવે તું આ સંસારનો થોડા વખતનો

મહેમાન છે." મને તેના કહેવાની કાંઈ સમજણ પડી નહિ. મેં તેને ફરીથી પૂછ્યું:-"ઝેરીમલ્લ ! મને અહિં શા માટે લાવવામાં આવ્યો છે ? મને મારા પિતા પાસે લઇ ચાલો !" ત્યારે તે દુષ્ટ કહેવા લાગ્યો કે:-" હવે તું તારા પિતા પાસે કદી જઇ શકનાર નથી. થોડા સમયમાં ચંડિકાદેવી તારૂં બળિદાન લેશે." આવું તેનું બોલવું સાંભળી પહેલાં તો હું બ્હીન્યો પણ પછીથી હિંમત ધરી કહેવા લાગ્યો:-" ઝેરીમલ્લ ! શું તું મને મારી નાંખીશ ? અરે જ્યારે મારા પિતા તને પૂછશે કે, મારો રણમલ્લ ક્યાં ગયો ત્યારે તું શો જવાબ દઇશ ? અરે ! મેં તારૂં શું બગાડ્યું હતું ?" મારૂં આવું બોલવું સાંભળીને તે ચંડાળ ગુસ્સે થઈ કહેવા લાગ્યો:-" નાદાન છોકરા ! ચૂપ રહે તારે ઇશ્વર ભજન કરવું હોય તો કરી લે. તારા બાપ ભાઇને મળવું હોય તો સ્વર્ગમાં મળજે. તેઓ પણ હવે થોડા દિવસમાં તારી પાસેજ આવશે. પાપી કેશરીસિંહ રહે આ ઝેરીમલનું ભરી સભામાં જે અપમાન કર્યું છે તેનો બદલો હવે હું થોડા રોજમાં લઉં છું ! દુષ્ટ ! તારા રૂધીરને માટે મારી ચંડિકા ઘણીજ આતુર છે !!" એમ કહી તે ક્રોધથી કંપવા લાગ્યો અને પાસે ઉભેલા માણસને કહેવા લાગ્યો:-" આ છોકરાનું અત્યારેજ દેવીને બળિદાન આપવાનું છે માટે તેને સ્નાનાદિક કર્મ કરાવી તૈયાર કર; હું હમણાંજ આવું છું." આમ કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો. તેના ગયા પછી તે માણસે મને સ્નાન કરાવ્યું ને સુશોભિત વસ્ત્રાલંકાર ધારણ કરાવ્યાં. ગળામાં ગુલાબના પુષ્પની માળા પહેરાવી. કપાળમાં કુમકુમની અર્ચના કરી. એ સઘળું થઈ રહ્યા પછી મેં તે માણસને પૂછ્યું:-" ભાઇ ! હવે મારૂં શું થશે ? શું તે દુષ્ટ મને મારી નાંખશે ? કહે ભાઈ કહે ! આ વખતે મારૂં કોઈજ નથી. જે છે તે સઘળામાં તુંજ છે; માટે મારા વ્હાલા ભાઈ ! કહે, હવે મારા બચાવની આશા છે કે નહિ ?" આવું મારૂં કહેવું સાંભળી તે નરપિશાચ મારા દુઃખની મશ્કરી કરી કહેવા લાગ્યો:-"બચવાની આશા ! નાદાન છોકરા ! હવે તારે બચવાની આશા છોડી દેવી. હમણાંજ મહારાજા ઝેરીમલ્લ પધારશે અને તારી પાસે માતાજીની પૂજા

કરાવરાવશે; પછીથી પેલી સઘડીની અંદર ધગધગતા ગરમ લાલચોળ થયેલા લોઢાના સળીઆ તારા શરીરમાં ઘોચી તારૂં માંસ કાઢવામાં આવશે, ને તે માંસ અગ્નિકુંડમાં હોમાશે. છેવટે તારૂં મસ્તક કાપી તારા રૂધીરથી દેવીને પ્રસન્ન કરવામાં આવશે. સમજ્યો ?" આવું બોલી તે દૈત્ય ખડખડ હસવા લાગ્યો. એટલામાં ઝેરીમલ ત્યાં આગળ આવી પહોંચ્યો, ને પૂછવા લાગ્યોઃ—"તેજસિંહ ! સઘળું તૈયાર છે ને ?" જી હા. કહી તેજસિંહે તેને નમન કર્યું. તેટલામાં વળી બીજા બે માણસો ત્યાં આવી પહોંચ્યા; જેમાંના એક તદ્દન કાળો પોષાક પહેર્યો હતો. તેનું મ્હોં દેખાતું ન હતું પણ ફક્ત તેની આંખો આગળ બે છિદ્રો પાડેલાં હતાં. તેના હાથમાં ખુલ્લી સમશેર હતી. પછીથી એ માણસને મ્હેં દેવીના બળિદાન આપનાર તરીકે ઓળખ્યો. જે બીજો માણસ હતો તે તો તદ્દન સાદા વેશમાંજ હતો ને તે ઝેરીમલનો નોકર હતો. થોડી વારમાં દેવીની પાસેના કુંડમાં અગ્નિ પ્રજ્વલિત કરવામાં આવ્યો. પછી ઝેરીમલે મારા તરફ જોયું અને બુમ મારીઃ—"છોકરા ! આમ આવ. માતાજીનું પૂજન કર." હું ભયથી ધ્રુજતો અને બ્હીતો બ્હીતો તેની પાસે ગયો. તેણે મારી પાસે દેવીનું પૂજન કરાવરાવ્યું ને મને પૂછ્યુંઃ—"છોકરા ! તારે કંઇ કહેવું છે ? તારે ઇશ્વર પ્રાર્થના કરવી હોય તો કરી લે." આવું સાંભળી મેં તેને હાથ જોડી કહ્યુંઃ—"ઝેરીમલ ! મારી ઉપર દયા કર. હું તારે પગે પડું છું." એમ કહી હું તેને પગે પડ્યો. આવું જોઈ તે દુષ્ટ મને ધિક્કારી કહેવા લાગ્યોઃ—"છોકરા ! દયા શબ્દ વાપરવાની આ જગ્યા નથી. નાદાન ! પેલી વાત તારા પિતાને કહી ત્હેં જે અપમાન મને અપાવ્યું છે તેના બદલામાં આ તને ઓછી શિક્ષા છે. હા ! ત્હેંજ મારી ગુપ્ત વાત કહી ! ત્હેંજ મારો ભેદ ફોડી નાંખ્યો ! માટે હવે તું બચવાની આશા છોડી દે. ચાલ, તૈયાર થા."

"ઝેરીમલ મને બચાવ—મને ક્ષમા કર. હું તારૂં બાળક છું. મારી ભૂલ થઇ." આવી મારી આજીજી જોઇ તે નરાધમને લગાર પણ દયા આવી નહિ. તેણે કાળા પોષાકવાળા માણસને ઇશારત કરી



રણમલને યોગીન્દ્ર ' વત્સ ! સુખી રહે ' એમ આશિર્વાદ આપેછે
એટલે ઝેરીમલ ક્રોધે ભરાઇ બોલી ઉઠ્યો. ' ઓ સાધુડા !
તું કોણ છે ? ને તારે અહીં આવવાનું શું પ્રયોજન છે ?
( ચિત્ર ૧ લું. )

એટલે તે આકાર ધીમે પગલે મારી પાસે આવ્યો, અને ભયંકર અવા-જથી કહેવા લાગ્યોઃ—"છોકરા ! તારા ઇષ્ટદેવનું ધ્યાન ધર." એમ કહી તેણે સઘડીમાંથી લાલચોળ તપેલા લોખંડના સળીઆ બ્હાર કાઢયા, ને મારા સામે ધરી ઉભો રહ્યો. મારૂં મૃત્યુ પાસે આવ્યું ધારી હું રડવા લાગ્યો. મને રડતો અટકાવવામાં આવ્યો, ને બરાબર દેવીની આગળ ઉભો રાખવામાં આવ્યો. હું ઘુંટણીએ પડી પ્રભુનું ધ્યાન ધરવા લાગ્યો. પછી તે કાળા પોષાકવાળાએ ઝેરીમલના સામું જોયું કે તરતજ પાપી ઝેરીમલે તે ગરમ સળીઆ મારાં નયનમાં ઘોચવાનું કહ્યું. પછી તેણે ગરમ સળીઆવાળો તેનો હાથ ઉંચો કર્યો; પણ પ્રભુની લીલાનો પાર પામવા કોણ સમર્થ છે ! તેજ ક્ષણે એક મોટો ભયંકર અવાજ થયો, અને તે દુષ્ટે જે હાથથી સળીઆ ઉંચા કર્યાં હતા તે હાથ ઉંચોજ રહી ગયો અને સજ્જડ થઈ ગયો. એટલામાં હું જોઉં છું તો મારી પાસે ભગવાં વસ્ત્રધારી, માથે પીળી જટાવાળા, કંઠમાં રૂદ્રાક્ષની માળાવાળા અને જેની મુખાકૃતિ શાન્ત અને તેજસ્વી જણાતી હતી તેવા એક યોગીન્દ્રને મેં દીઠા. હું આશ્ચર્ય પામ્યો અને તેમને જોતાંજ મેં પ્રણામ કર્યાં. "વત્સ ! સુખી રહે !" એમ બોલી તેમણે મારે માથે હાથ મૂક્યો.

આટલી વાર સુધી ઝેરીમલ તો એક યંત્રના પુતળાની પેઠે સ્તબ્ધ બની ઉભો હતો. આ યોગી કોણ હશે ? તથા તે અચાનક અહિં શી રીતે આવ્યો હશે ? એમ તે વિચારતો હતો ને અંતે તે ઘણોજ ઉશ્કેરાઈ ગયો ને ક્રોધથી તે યોગીન્દ્રને કહેવા લાગ્યોઃ—" ઓ સાધુડા ! તું કોણ છે ? તારે અહિં આવવાનું શું પ્રયોજન છે ? શું તારે રહેવાને સ્થળ નથી કે આમ ભટકતો તું આ યમસદનમાં આવી પહોંચ્યો ?"

યોગીન્દ્રઃ—તને દુષ્ટ કાર્ય કરતો અટકાવવા અને નિર્દોષનો પ્રાણ બચાવવા હું અત્રે આવ્યો છું. શું તું નથી જાણતો કે, અમારે સાધુલોકોને સર્વ જગ્યા સમાન છે ? દુનિયાનું શ્રેય કરવું અને લોકોને નીતિને પંથે ચઢાવવા તેજ અમારૂં મુખ્ય કર્ત્તવ્ય છે.

ઝેરીમલ:—હું તારો ઉપદેશ સાંભળવા માગતો નથી. તું જાણે છે કે તું કોની સામે ઉભો છે?

યોગીન્દ્ર:—હા, ઘણીજ સારી રીતે; પરમાત્માના બનાવેલા એક પુતળા આગળ. જ્યારે વિભુએ તને જન્મ આપ્યો ત્યારે તું પવિત્ર હતો; પણ હાલ તો તે પવિત્ર પુતળા આગળ નહિ, પણ એક નર્કના કીડા આગળ!

ઝેરીમલ:—ઉફ! ઓ શયતાન! બોલતાં વિચાર કર. ઓહ! તને હું શું કરૂં? તારી હત્યા લાગે છે, નહિ તો હું તારા ટુકડે ટુકડા કરત. હું કેવો ભયંકર માણસ છું તેની તને ખબર છે?

યોગીન્દ્ર:—હા! અરે નીચ! તું મને કાંઇ પણ કરી શકવા સમર્થ નથી. ઓ ગુમાની! મદાંધ! તારી શૂરવીરતાનો લેશ માત્ર પણ ગર્વ ન કર! તું ધારે છે કે હું મહાન્ બળવાન્ છું; પણ ના ના, તારે પણ એક દિવસે મરવાનું છે. મ્હોટા મ્હોટા રાજાઓ કે જેની ફૂંકથી પર્વતો ફાટતા હતા અને જેના ચરણોના પ્રહારથી પૃથ્વી કંપાયમાન થતી હતી, તેઓ પણ દાસદાસીઓ તેમજ રંગમહેલો મૂકીને ચાલ્યા ગયા છે. અરે! રાવણ સરખા મદોન્મત્ત મહારથી પણ ક્ષણમાં રોળાઈ ગયા તો તું કોણ માત્ર!? માટે મિથ્યા ગર્વ ન કર—તું આ નિર્દોષ બાળકને બચાવ.

ઝેરીમલ:—ઓ સાધુડા! ચૂપ થા! હું તારૂં ભાષણ સાંભળવા માગતો નથી. આ વખતે તો હું જે ધારૂં તે કરવા સમર્થ છું. તારા જેવા એક અથડાતા જોગટાના કહેવાથી શું હું મારા હાથમાં આવેલો શિકાર છોડી દઉં? કદિ નહિ! સમજ્યો?

યોગીન્દ્ર:—ઓ અભિમાની! તું શું કરવાને સમર્થ છે? તારૂં ધાર્યું કાંઇજ નહિ થાય, કરનાર તો કિરતાર છે. તે ધારશે તો તારો ક્ષણમાં વિનાશ કરશે. અરે ઓ ધન—વૈભવના છકથી છકેલા છાકટા! જરા વિચાર કર—પ્રભુને ઓળખ!

ઝેરીમલ:—પ્રભુ છેજ ક્યાં? હું તેને ઓળખતોજ નથી. આ વખતે તો પૃથ્વી ઉપર આ ઝેરીમલ એકલોજ બળવાન છે; મારા

સમાન આ દુનિયામાં કોઇ છેજ નહિ. અત્યારે મારૂંજ ધાર્યું થવાનું! માટે હવે તું અહિંથી ચાલ્યો જા! હું તને જીવતો જવા દઉં છું. આ મારો સિપાઈ તને રસ્તો દેખાડે તેની સાથે ચાલ્યો જા.

યોગીન્દ્રઃ—નહિ. હાલ હું જવા માગતો નથી! મારે તારા સિપાઇની પણ જરૂર નથી. સાંભળ તારૂં ધાર્યું નહિ થાય, પ્રભુનું ધાર્યું થશે; માટે મારા જેવા સાધુનો ઉપદેશ ગ્રહણ કરી નીતિને રસ્તે ચાલ જેથી તારૂં શ્રેય થાય. તું આ બાળકની ઉપર દયા કર. જો જો, તેનાં ચક્ષુઓમાંથી અશ્રુઓ વહે છે! સમજ, ઝેરીમલ્લ! સમજ. ઓ અભિમાનમાં આંધળા થએલા. યૌવનરાજ્યમાં ફૂલેલા અને કમભાગ્ય ચક્કરે ચઢેલા પાષાણ હૃદયના પાપિષ્ટ! સમજ. હા, હું સમજ્યો. "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ." તારી બુદ્ધિ બ્હેર મારી ગઇ છે.

ઝેરીમલઃ—પ્રભુ! પ્રભુ શું કરશે? તારો પ્રભુ મને શું કરી શકનાર છે? હવે તારી જીભને આગળ વધતી અટકાવ. તારો એક પણ શબ્દ હવે હું સાંભળવા માગતો નથી. તારે જવું હોય તો ચાલ્યો જા, નહિ તો તારા પણ આ છોકરાના જેવાજ હાલ થયા સમજજે. જા જા, હજી હું કહું છું કે તું અહિંથી ચાલ્યો જા.

યોગીન્દ્રઃ—હું કોટી ઉપાયે આ બાળકને બચાવ્યા સિવાય અહિંથી જનાર નથી. જ્યાં ઉભો છું ત્યાંથી એક પણ ડગલું પાછો હઠનાર નથી. તારાથી થાય તે કરી લે. યાદ રાખજે ઝેરીમલ્લ! કે તારાથી કાંઇ પણ કરી શકાશે નહિ. જો સાંભળ, આજ બાળકને હાથે તારો પરાજય થશે. તે તારી બાજી આખરે ધૂળમાં મેળવશે અને તારે તેના પગમાં નમવું પડશે. છેવટે તારો વિનાશ પણ એનાથીજ થશે. દુષ્ટ! આ પણ એક તારૂં ભાવી છે! તારાથી થાય તે કર. હું તારી પાસેજ ઉભો છું.

"એમ! ત્યારે ચાલ, તું પણ પકડ રસ્તો!" કહી ઝેરીમલ્લ તલવાર ખેંચી યોગીન્દ્ર તરફ ધસ્યો પણ યોગીન્દ્ર શાન્ત ચિત્તે પ્રસન્ન મુખમુદ્રા રાખી ઉભા રહ્યા. તે તેનાથી ભય પામ્યા નહિ. જેવો ઝેરીમલ્લ તેમની નજીક ગયો કે તેમણે ફક્ત પોતાનો હાથ ઉંચો કરી તેને

કહ્યું:—" ખબરદાર ! " આટલું બોલતાંજ ઝેરીમલ ત્યાંને ત્યાં સજ્જડ થઇ ગયો. ત્યાંથી આગળ તેનાથી બિલકુલ વધી શકાયું નહિ.

આવું યોગીન્દ્રનું બળ જોઇ ઝેરીમલ ગભરાઇ ગયો. પછી યોગીન્દ્ર તેની સ્થિતિ તરફ નિહાળી બોલ્યા:—" કેમ ઝેરીમલ શું વિચારે છે ? આમ સ્તબ્ધ કેમ બની ગયો ? તારૂં બળ અજમાવ ? " ઝેરીમલ નરમ પડયો અને યોગીન્દ્રને કહેવા લાગ્યો:—" ક્ષમા ! મહાનુભાવ ! મને ક્ષમા કરો ! હું આપને ઓળખી ન શકયો. મારી ઉપર પ્રસન્ન થાઓ. હું આપ કહેશો તેમ વર્તવા તૈયાર છું. " તેનાં નમ્ર વાકયો સાંભળી યોગીન્દ્ર તેને કહેવા લાગ્યા:—" ઝેરીમલ ! આ બાળકને તું કાંઇ પણ કરી શકવા સમર્થ નથી, માટે આને તું છોડી મૂક. " ઝેરીમલ હાથ જોડીને બોલ્યો:—" પ્રભુ ! આ છોકરા સિવાય આપ જે કાંઇ બીજી આજ્ઞા કરશો તે હું ઉઠાવવાને તૈયાર છું; પણ આ બાળકને તો છોડી મૂકીશ નહિ. " આવું તેનું બોલવું સાંભળી હું ઘણોજ ગભરાઇ ગયો ને યોગીન્દ્રને વળગી પડી કહેવા લાગ્યો:— " મહાપુરૂષ ! મને બચાવો. હું તમારૂં બાળક છું ! મને અહિં એકલો મૂકીને ન જશો. આ ચંડાળ મ્હારો પૂર્વજન્મનો શત્રુ છે. " યોગીન્દ્ર મારે મસ્તકે હાથ ફેરવી બોલ્યા:—" રાજકુમાર ! નિશ્ચિત રહે. તને કાંઇ પણ ઇજા થનાર નથી. " પછી યોગીન્દ્ર ઝેરીમલ પ્રત્યે કહેવા લાગ્યા:—" ઝેરીમલ ! "

" જી મહારાજ ! " પ્રત્યુત્તર મળ્યો.

યોગીન્દ્રે કહ્યું:—" હું તને આજ્ઞા કરૂં છું કે આ બાળકને હાલ તો બચાવ. હું તેને અત્રેથી લઇ જવા માગતો નથી. ભલે તું તેને અત્રે કેદ રાખ; પણ યાદ રાખજે કે તારે તેના એક વાળને પણ ઇજા કરવી નહિ. કદાપિ તું તેને મારી નાંખવાનો પ્રયત્ન કરીશ તો તુંજ કમોતે મરીશ. હું તને શ્રાપ આપું છું કે તું પાંચ વર્ષ સુધી આ ગુપ્તગૃહમાં આવવા પામીશ નહિ; તું અહિં આવવા ગમે તેટલા પ્રયત્ન કરીશ પણ તે તને જડશેજ નહિ ! જ્યારે પાંચ વર્ષ ઉપર એક દિવસ થશે ત્યારેજ તને આ ગુપ્તગૃહની સ્મૃતિ થશે ! "

"બહુ સારૂં. હું આપની આજ્ઞાનુસાર વર્તીશ." ઝેરીમલે પ્રણામ કરીને કહ્યું.

પછી યોગીન્દ્ર મારી પ્રત્યે બોલ્યા:—"કુમાર! હું જાઉં છું."

"પિતા! મને સાથે લેતા જાઓ. તમારા ગયા પછી આ પાપી ઝેરીમલ્લ મારૂં દેવીને બળિદાન આપશે." એમ કહી હું અતિશય રડવા લાગ્યો.

મને રડતો અટકાવી છાતી સરસો ચાંપી યોગીન્દ્ર કહેવા લાગ્યા:—"ડર નહિ! ક્ષત્રિ પુત્ર થઇ આમ નાહિંમત કેમ થાય છે? હજી તો તારે ઘણાં પરાક્રમ કરવાનાં છે. ઝેરીમલથી તારા એક વાળને પણ ઇજા થનાર નથી. હું મારા યોગબળથી તારૂં રક્ષણ કરીશ." જો સાંભળ. એમ કહી તેમણે ધીમેથી મારા કાનમાં કહ્યું:—"આ ઝેરીમલને તું આજના દિવસ પછી પાંચ વર્ષ સુધી જોનાર નથી." આ પ્રમાણેનાં તેમનાં વાક્યોથી મને શાન્તિ વળી. "પ્રભુ! ત્યારે શું મારે આ સ્થળે કેદમાં રહી જીંદગી પૂરી કરવી પડશે?" મેં પૂછયું.

આવું સાંભળી યોગીન્દ્ર હસીને મને કહેવા લાગ્યા:—"સાંભળ, તે કહેવાનો મને અધિકાર નથી પણ કેટલોક સમય તારે અહિંજ રહેવું પડશે, સમય આવે સૌ સારૂં થશે. તારે હાથેજ કેટલાંક મહાન્ કાર્યો થનારાં છે. તારૂં કલ્યાણ થાઓ." એમ કહી ઝેરીમલને તથા તેના ભોગ આપનાર માણસને છૂટા કરી યોગીન્દ્ર અદૃશ્ય થઇ ગયા. તે કયાં ગયા તથા કયે રસ્તેથી ગયા તેની કોઇને ખબર પડી નહિ.

## પ્રકરણ ૮ મું.

### દુ:ખની વાતો.

અંતર દુ:ખ સ્નેહી વગર કોને જઈ કહેવાય,
સાચો સ્નેહી જો મળે, દુ:ખ સૌ હલકું થાય.

યોગીન્દ્ર ગયા ધારી ઝેરીમલ્લ સાવધ થયો ને વિચાર કરવા લાગ્યો:—"શું યોગીનું કહેવું સત્ય હશે? શું આનો વધ કરવાથી

મને આ ભોંયરૂં નહિ જડે ?" એમ મનમાં થોડી વાર સુધી વિચાર કરીને બોલ્યોઃ—" ના ના, એવાના કહેવાથી શું થનાર છે? હું આ છોકરાનું બળિદાન તો અવશ્ય આપીશજ. હું તેને એક પળ પણ જીવતો રહેવા દેવા ઇચ્છતો નથી. જોઉં છું કે શું થાય છે. એ યોગીનાં વચન તેના મુખમાં પેસાડું તોજ હું ઝેરીમલ ખરો." "અરે પહેરેગીર ! મારી પાસે આવ." તેણે ભયાનક બૂમ પાડી તે ભોગ આપનારને બોલાવ્યો. ભોગ આપનાર બ્હીતો બ્હીતો તેની પાસે આવ્યો ને હાથ જોડી તેની સામે ઉભો રહ્યો. પછી તેની તરફ નિહાળી તે કહેવા લાગ્યોઃ—" આ છોકરાને બંદીવાન બનાવ. હું મારા હાથેજ તેનું બળિદાન આપું છું. આજ્ઞાનો અમલ તરતજ થયો. મારા હાથ પગમાં લોખંડની સાંકળ નાંખવામાં આવી ને દેવીની સમક્ષ મને ઉભો કરવામાં આવ્યો. ઝેરીમલ મારૂં માથું કાપવા માટે તલવાર ખેંચી જેવો મારા ઉપર ઘા કરવા જાય છે તેવોજ એક મોટો ધડાકો થયો ને જોઉં છું તો તેને ઉંચે અદ્ધર ઉંચકાતો મેં જોયો. તે આકાશમાં ઉંચે ચક્કર ચક્કર ગોળાકારમાં ફરતો હતો, ને મ્હોટેથી પોકાર પાડતો હતો ! પણ કોની સત્તા કે તેને નીચે ઉતારી શકે ? થોડી વારમાં તો તે દેખાતો બંધ થઈ ક્યાંક ગૂમ થઇ ગયો. આ વખતે મારા આનંદનો પાર ન રહ્યો. હવેજ મને ખબર પડી કે યોગીન્દ્રના કહેવા પ્રમાણેજ થયું. હું અને તે કાળા પોષાકવાળો તથા એક સાદો માણસ એટલાજ અમે તે સ્થળે રહ્યા. પછી તે કાળા પોષાકવાળા માણસે તે સાદા માણસને કાંઈ કહી વિદાય કર્યો. તે સાદા માણસના ગયા પછી તે કાળાં વસ્ત્રધારી માણસે તેનો કાળો પોષાક દૂર કર્યો તો અંદરથી તેનો સુંદર ચ્હેરો નજરે પડ્યો. તેની ઉમ્મર પચીસ વર્ષ ઉપરની હતી. તે મારી તરફ ફરીને મને કહેવા લાગ્યોઃ—" છોકરા ! હવે તું બચ્યો છે—તારી ઉપરથી દુઃખનું વાદળ દૂર થયું છે. અત્રે તું આનંદથી રહે. આપણે બન્ને જણ મજા કરીશું. મને પણ પહેલાં તારી માફકજ બળિદાન આપવા માટે ઝેરીમલ લાવ્યો હતો; પણ મારા અત્યંત કાલાવાલાથી તથા કોઇ બળિદાન આપનાર નહિ હોવાથી

તેણે મને જીવતો રાખ્યો હતો. હાલમાં હું તેની આજ્ઞાનુસાર વર્તી અહિં રહું છું." એટલું બોલી તે મારા હાથ પગમાંથી સાંકળો કાઢી નાંખી મારે માટે ખાવાનું લેવા ચાલ્યો ગયો. દિવસમાં એક વાર તે મને ખાવાનું આપી જતો હતો. હું તે સ્થળે દિલગીરીમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યો અને તેટલા દિવસોમાં મેં તે ભોંયરામાં ફરી તેના બધા ભાગ જોઈ લીધા; પણ બ્હાર નીકળવાની તક મને હાથ ન લાગી. કોઇ ઠેકાણે પ્રકાશ તો કોઇ ઠેકાણે ગાઢ અંધકાર જણાતો હતો. ચંદ્રમા સિવાય પ્રકાશ ક્યાંથી આવે છે તે સંબંધી મેં બીજે દિવસે કાળા પોષાકવાળા માણસને પૂછ્યું ત્યારે તેણે જણાવ્યું કે:—" અહિંથી ઘણા માઇલ ઉપર એક મ્હોટો પહાડ આવેલો છે ને તે પહાડની ઉપર પાણી જેવા પ્રવાહી પદાર્થનું એક સરોવર ભરેલું છે. તે પાણી એવું છે કે તેને દિવાલ પર એકવાર છાંટવાથી ઘણાં વરસ સુધી તેનું અજવાળું કાયમ રહે છે. તે પાણી આ ઝેરીમલ ત્યાંથી લાવેલો છે અને આ ભોંયરામાં કોઇ કોઇ સ્થળે છાંટેલું છે તેનુંજ તે અજવાળું છે." એવું તેનું કહેવું સમજી લઈ મ્હેં તે અજવાળાનો ભેદ પણ જાણી લીધો. વ્હાલા ભાઇ! હવે, મારી વાત પૂરી થવા આવી છે. હું મહા દુઃખે ત્યાં દિવસો ગુજારવા લાગ્યો. જો કે મને ત્યાં કોઈ પ્રકારનું કષ્ટ હતું નહિ; પણ એકાંતવાસથી હું તદ્દન કંટાળી ગયો હતો. અરેરે! મને આવ્યાને ત્રણ વર્ષ વીતી ગયાં છે તેથી મારા ભાઇ તથા મારા પિતાજી ઘણુંજ કલ્પાંત કરતા હશે! હું અહિંથી શી રીતે મુક્ત થાઉં એવા એવા વિચાર મને અહર્નિશ થતા હતા. મેં મહા પ્રયાસે પાંચ વર્ષ પૂરાં કર્યાં. મને અંદર કેદ થયે પરમ દિવસેજ પાંચ વર્ષ પૂરાં થયાં. મને કાલે કાળા પોષાકવાળા માણસ તરફથી સમાચાર મળ્યા હતા કે " ઝેરીમલ આવ્યો છે ને આજે મધ્યરાત્રે તે તારૂં દેવીને બળિદાન આપનાર છે." એવું તેનું કહેવું સાંભળી હું ઘણોજ દિલગીર થયો. તે પછી થોડી વારે એક બીજા માણસે આવી મારા હાથ પગમાં બેડીઓ જડી દીધી. તે માણસના ગયા પછી હું એકલો પડ્યો ત્યારે તેના હાથે મરવા કરતાં મારા

પોતાના હાથેજ મારી જીંદગીનો અંત આણવાનો નિશ્ચય કરી હું તે ચોગાનમાં આવી પહોંચ્યો; એટલામાં તો મ્હોટા ભાઇ ! તમે આવી મને બચાવ્યો.”

આટલી વાર ચંદ્રસિંહ જે શાંત ચિત્તે રણમલની વાત સાંભળતો હતો તે હવે તેને કહેવા લાગ્યો:—“રણમલ ! ત્યારે તો તારી ઉપર તે ચંડાળે જુલ્મ ગુજારવામાં કાંઇજ બાકી રાખી નથી.”

રણમલ:—વડીલ બંધુ ! નકામો શોચ કરશો નહિ. થવા કાળે સઘળું થયાજ કરે છે; પણ આપ તે ભયંકર સ્થળે શી રીતે આવી પહોંચ્યા તે કહેશો ? પિતાજી આનંદમાં તો છેને ?

ચંદ્રસિંહ:—વીરા ! તને શું કહું ? જ્યારે તને તે પાપી ઉપાડી ગયાના સમાચાર પિતાશ્રીને મળ્યા ત્યારે પિતાજી અતિ ક્રોધાયમાન થયા અને ઝેરીમલને પકડવા ચોગરદમ માણસો દોડાવ્યાં; પણ તેનો પત્તો લાગ્યો નહિ. પિતાજી તારે માટે ઘણુંજ કલ્પાંત કરવા લાગ્યા. મેં તેમને ધિરજ આપી અને તેમની આજ્ઞા લેઇ હું તારી શોધમાં નીકળી પડ્યો. મ્હોટાં મ્હોટાં શહેરોમાં તથા ભયાનક જંગલોમાં તપાસ કરી પણ તારો પત્તો લાગ્યો નહિ એટલે હું નિરાશ થઇ ગયો. ઓછામાં ઓછાં તને ખોળવામાં મેં બે વર્ષ ગુમાવ્યાં અને આખરે હું ચિંતાતુર ચિત્તે અજીતગઢ તરફ પાછો ફર્યો. અજીતગઢ થોડુંક દૂર રહ્યું હશે એટલામાં એક બહુત જેવા માણસને મેં મારી તરફ આવતો જોયો. તેણે મારી પાસે આવી નમીને મ્હને વંદન કર્યું. મેં તેને પૂછ્યું:—“ભાઇ તું કોણ છે ?” તે માણસ જવાબ આપવાને બદલે મારો હાથ પકડી મ્હને દૂર ખેંચી જવા લાગ્યો. તે પરથી મેં ધાર્યું કે તે ગાંડો અગર તો મૂંગો હોવો જોઇએ. તે જે તરફ મને ખેંચી જતો હતો તે તરફ હું ચાલવા લાગ્યો. થોડે દૂર ગયા પછી તે માણસ મારો હાથ મૂકી દઇ આસપાસ જોવા લાગ્યો. જ્યારે કોઇ પણ આવતું જણાયું નહિ ત્યારે તે મને કહેવા લાગ્યો:—“મહારાજ ! આપ ક્યાં પધારો છો ?” આવું તેનું બોલવું સાંભળી, મને તેની ઉપર ઘણો ક્રોધ ચઢ્યો. મેં તેને ગુસ્સાથી કહ્યું:— “કેમ રે ! હું ક્યાં જાઉં છું

તેનું તારે શું કામ છે ? મને અહિં શા માટે ખેંચી લાવ્યો ? હું રાજકુમાર છું અને મારા નગરમાં જાઉં છું. ” આવાં મારાં વચનો સાંભળી તે વિચિત્ર માણુસ હાથ જોડી કહેવા લાગ્યોઃ—“ રાજકુમાર ! સબુર કરો ! થોડી વાર અહિં બેસો. મારૂં ગરીબનું કહેવું માનો —આગળ મ્હોટો ભય છે. નગરમાં જવાય તેમ નથી. ” આથી હું તો ચકિતજ થઇ ગયો અને મનથી નક્કી કર્યું કે આ માણુસ કોઈ ગાંડો હોવો જોઇએ. મ્હેં તેને પૂછ્યુંઃ—“ અલ્યા, તું કોણુ છે અને શા માટે નગરમાં જવાનું ના કહે છે ? ”

“ મારા મુરબ્બી ! હું કોણુ છું તે આપ જુવો. ” કહી તેના માથેથી ગામડીયા જેવું બાંધેલું ફાળીઉં ફેંકી દઇ તેના અસલ પહેરવેષમાં તે ઉભો. તરતજ હું તેને ઓળખી બોલી ઉઠયોઃ—‘ કોણુ મારા બહાદુર અને વફાદાર પ્રધાન પ્રતાપસિંહજી ? ! આપ આ વખતે અહિં ક્યાંથી ? અને આવા વેષમાં કેમ ? પિતાશ્રી હાલ નગરમાં છે કે નહિ ? રણુમલ આવ્યો કે નહિ ? હું તેની શોધમાં નિષ્ફળ નિવડયો છું. આપ છૂપા વેષમાં ફરો છો તેનું શું કારણુ છે ? ” મારા આવા ઉપરા ઉપરી પ્રશ્ન સાંભળી પ્રધાનજી કપાળે હાથ પછાડી કહેવા લાગ્યાઃ—“ અફસોસ ! આ માઠા બનાવના દુઃખદાયક સમાચાર તમને જણાવવા માટે ફક્ત હુંજ જીવતો રહ્યો છું. ” “ શું છે ? જલ્દી કહી નાંખો—મને વધારે વાર વ્હેમમાં ન રાખો. શું કાંઈ અમંગળ બનાવ બન્યો છે ? ” મ્હેં ગભરાઇ જઇને પૂછ્યું.

પ્રતાપસિંહઃ—રાજકુમાર ! ઘણોજ ભયંકર બનાવ બન્યો છે.

ચંદ્રસિંહઃ—ભયંકર બનાવ ?

પ્રતાપસિંહઃ—જી હા. શિવરાત્રિને દિવસે મહારાજા નગરની બ્હાર વિશ્વેશ્વર મહાદેવના પૂજનાર્થે પધાર્યા હતા. મ્હેં તેમને એકલા ન જવા વિષે ઘણુા સમજાવ્યા; પણુ અફસોસ ! મારૂં કહેવું તેમણે ધ્યાન પર ન લીધું અને પોતે એકલાજ મધ્યરાત્રિએ ત્યાં પધાર્યા; ત્યાં દુષ્ટ ઝેરીમલે પ્રપંચથી તેમને ફસાવ્યા ને કેદ કર્યા. આવા સમાચાર સાંભળતાંજ વીરા ! હું ઘણોજ ઉશ્કેરાઇ ગયો; પણુ પ્રધાનજીએ સમ-

જાવી મને શાન્ત કર્યો અને કહ્યું:—" રાજકુમાર ! મહારાજાને કેદ કરી તે દુષ્ટ ક્યાં ગયો, તેની કાંઇજ ખબર પડી નહિ. મહારાજાના કેદ થયાના સમાચાર સાંભળી હું આપણું થોડુંક સૈન્ય લઇ તેમની શોધમાં નીકળી પડયો. તે તકનો લાભ લેઇ ઝેરીમલે તેનાં માણુસો સાથે આવી આપણા થોડાક બાકી રહેલા સૈનકોને કાપી નાંખ્યા અને વગર મહેનતે તે આપણા ગઢમાં પ્રવેશ કરી નિર્ભયતાથી ત્યાંજ રહેવા લાગ્યો. તે અરસ્સામાં તેણે તેનું સૈન્ય વધાર્યું અને તે સ્વેચ્છાથી રૈયતને કનડવા લાગ્યો. હું થોડા દિવસ પછી મહારાજાની શોધ નહિ લાગવાથી નિરાશ વદને પાછો ફર્યો. અજીતગઢથી થોડેક દૂર જઇને મ્હેં છાવણી નાંખી મુકામ કર્યો ત્યારે મને સમાચાર મળ્યા કે અજી-તગઢ તો દુસ્મને લીધું છે અને ઝેરીમલ પણુ ત્યાં છે. મેં તેની ઉપર હુમલો લઇ જવા વિચાર કર્યો પણ આખરે મારા વિચારમાં હું ન ફાવ્યો: કારણુ કે મારા કરતાં દુસ્મનની પાસે ઘણાં માણુસો હતાં. બિચારા સૈનિકોના વૃથા પ્રાણુ ગુમાવવા યોગ્ય નથી એમ વિચારી મ્હેં હુમલો કરવાનો વિચાર બંધ રાખ્યો અને આપણા સૈન્યમાંથી એક માણુસને છૂપી રીતે બાતમી મેળવવા નગરમાં મોકલ્યો. તે સમા-ચાર લાવ્યો કે અજીતગઢ વગર મહેનતે દુસ્મને કબજે કર્યું છે અને મહારાજાને ગરદન મરાવ્યા છે."

" અરે ! હાય ! ત્યારે શું પિતાજી આ લોકમાંથી વિદાય થયા ? અરેરે ! તેમનો અને મારો મેળાપ પણુ ન થયો. હાય ! હવે શું કરૂં ?" આમ કહી રણુમલ્લ રડવા લાગ્યો. તેનાં આંસુ પોતાના રૂમાલથી સાફ કરી ચંદ્રસિંહ તેને શાન્તિ આપવા લાગ્યો—" ભાઈ ! શા માટે ગભરાય છે ? વિધિના લખ્યા લેખ કદી મિથ્યા થતા નથી. આપણે બન્ને જીવતા છીએ તો પિતાજીને ગરદન મારનાર ઉપર તેમનું બરા-બર વૈર લેઇશું."

રણુમલ્લ:—હા, તે અધમને તેના કાર્યનું ફળ તો અવશ્ય આપવુંજ જોઇએ; પણુ ભાઈ તે પછી આપે શું કર્યું ?

ચંદ્રસિંહ:—પિતાશ્રીને ગરદન માર્યાના સમાચાર સાંભળી હું

ઘણોજ ગુસ્સે થઇ ગયો અને તેજ વખતે મ્હેં પ્રધાનજીને આપણા બાકી રહેલા સૈનિકોને તૈયાર કરવાનો હુકમ આપ્યો. પ્રધાનજી ઘણા સમજુ અને વિચારવંત હોવાથી તેમણે મને સમજાવી શાન્ત પાડયો અને કહેવા લાગ્યાઃ—"રાજકુમાર! હાલ આપણાથી તેના ઉપર ચઢાઇ કરી શકાય તેમ નથી. તે દુષ્ટે આપણું રાજ્ય થોડાક સમય ઉપર આપણા દુશ્મન અને અમરકંટકના મહારાજા રણજીતસિંહને તેની પાસેથી દ્રવ્ય લેઈ સોંપી દીધું છે. તે દ્રવ્ય તેણે ગુપ્ત સ્થળે રાખ્યું છે. હાલ તે પાપી ઝેરીમલ વિજયનગરના મહારાજા વિજય-સિંહના રાજ્યમાં સેનાપતિના હોદ્દા પર છે. હવે પિતાજી તો ગયા પણ આપણે તેમનું વૈર લઇશું. વ્હાલા રાજકુમાર! હિંમત રાખો, તમને સમજુને વધારે શું કહેવું?" આમ કહી તેમણે મને શાન્તિ આપી. પછી મ્હેં પ્રધાનજીને પૂછયું કેઃ—"હવે આપણે શું કરવું? અને પિતાજીનું વૈર કેવી રીતે લેવું?"

પ્રતાપસિંહઃ—આપ જો મારી સલાહ પૂછતા હો તો મ્હેં જે વિચાર કર્યો છે તે મને તો બરાબર લાગે છે. જુઓ સાંભળો! મ્હારે આપણા આ બધા સૈનિકોને લઇ વિજયનગરમાં જ્યાં તે દુષ્ટ નોકરી પર રહ્યો છે ત્યાંજ ગુપ્તવેષથી રહેવું અને ગમે તે ઉપાયે વિજયસિંહ મહારાજાને મળી તેમની સેવામાં જોડાવું. સમય આવ્યે તે પાપી સેના-પતિને ફસાવવો અને તેનાં કાળાં કૃત્ય ઉઘાડાં પાડવાં. રાજકુમાર! ગીતાજીમાં પણ કહ્યું છે કે સુખ જોઇ હરખાવું નહિ ને દુઃખ જોઇ ડરવું નહિ—મનને હંમેશાં પ્રસન્ન રાખવું, થવા કાળે સૌ કાંઇ થયાજ કરે છે. હવે આપનો શો વિચાર છે તે જણાવો; મ્હેં તો મારો વિચાર આપને જણાવ્યો.

મ્હેં કહ્યુંઃ—"આપનો વિચાર ઉત્તમ છે. હું થોડો સમય આમ-તેમ રખડી રણમલની શોધ કરીશ. જો તેની શોધ લાગશે અથવા નહિ લાગે તોપણ હું ગુપ્તવેષમાં વિજયસિંહની પાસે રહીશ. મારા ધારવા પ્રમાણે તો જ્યાં ઝેરીમલ હશે ત્યાંજ રણમલ પણ હશે અને વિજયનગરમાંજ તેનો પત્તો લાગશે; માટે તમે પણ સાવચેત રહી ત્યાં

ભાઇની તપાસ કરજો. હવે હું જાઉં છું. થોડા વખતમાં આપણે પાછા મળીશું !" એમ કહી પ્રધાનજીની રજા લઇ તેમનાથી છૂટો પડી હું તારી શોધમાં નીકળી પડયો. ચાલતાં ચાલતાં વિજયનગરની સમીપના જંગલમાં હું ભૂલો પડયો. રાત્રિ પડી હતી અને માર્ગથી અજાણ્યો હતો તેથી માર્ગ શોધવા હું અરણ્યમાં આમતેમ ફરવા લાગ્યો. એટલામાં મારે કાને એક ભયાનક ચીસ સંભળાઈ. તે અવાજના આધારે ત્યાં જઇ જોતાં જણાયું કે તેજ પાપી ઝેરીમલ તથા તેના બે સાથીઓ, રાજકુમારી કુમુદાનું હરણ કરી લાવ્યા હતા. મ્હેં તે રાજકુમારીને ઝેરીમલ્લના પંઝામાંથી છોડાવી. વચમાંજ રણમલ બોલી ઉઠયો:–"શું! રાજકુમારીને તમે બચાવી ? વાહ ! ધન્ય છે ! ભાઈ ! શું તે ચંડાળે ત્યાં પણ નિમકહરામી કરી કે ?! ધિક્કાર છે તેની જાતને !"

ચંદ્રસિંહ:–ભાઇ ! હવે તેના પાપનો ઘડો ભરાવા આવ્યો છે. હું તે પાપીને તેજ વખતે યમસદનમાં પહોંચાડી દેત પણ તેના નસીબના યોગે તે મારા હાથમાંથી છટકી ગયો. પછીથી હું રાજકુમારીને લઈ વિજયનગર આવ્યો. મહારાજા વિજયસિંહે મારો ઘણો સત્કાર કરી મને ધન્યવાદ આપ્યો. તેમણે મને ત્યાં રહેવા માટે કહ્યું પણ મ્હેં તેમને સવિનય ના પાડી. જ્યારે કુમુદાએ ઘણા કાલાવાલા કર્યા ત્યારે મ્હેં તેને ત્યાં રહેવા વચન આપ્યું. મહારાજા વિજયસિંહે મને તેમના મુખ્ય સરદારની પદવી આપી છે. મ્હેં તેમને હજી મારૂં નામ ઠામ જણાવ્યું નથી. મને બધાં રાજયોગી કહીને બોલાવે છે.

રણમલ:–ભાઈ ! પછી તે દુષ્ટ ઝેરીમલ્લનું શું થયું ?

ચંદ્રસિંહ:–મહારાજાએ તેને પકડી લાવવા ઘણાં માણસો દોડાવ્યાં પણ તે પાપી કયાં ગૂમ થઇ ગયો તેની ખબર પડી નહિ. તેને પકડવા ગયેલાં માણસો નિરાશ થઇને પાછાં આવ્યાં છે. આપણા પ્રધાનજી પ્રતાપસિંહે પણ ચાલાકીથી વિજયનગરનું પ્રધાનપદ પ્રાપ્ત કર્યું છે. તે અત્રે વીરસિંહના નામથી ઓળખાય છે. ગયે પરમ દિવસેજ હું આ નગરમાં આવ્યો છું. મને સરદારી મળ્યા પછી રાત્રે હું ફરવા નીકળ્યો અને વિચારમાંને વિચારમાં પ્રભુની લીલા અવલોકતો હું જંગ-

લમાં તે ગુપ્તગૃહની શીલા પાસે આવી પહોંચ્યો. પછી હું તે શીલા ઉપર બેઠો તે વખતે મારા મનમાં ઘણાજ વિચારો ઉત્પન્ન થતા હતા. વિચારમાંને વિચારમાં મ્હેં જોરથી પગ પછાડ્યો. પગના અફ-ળાવાથી તે શીલા એકદમ અદ્ધર થઇને ત્યાંથી દૂર ખસી ગઈ. મ્હેં ત્યાંથી નીચે ઉતરવાની એક સીડી જોઈ અને તે સીડીને રસ્તે હું તે ભોંયરામાં દાખલ થયો. મ્હેં તે ગુપ્તગૃહના સઘળા ભાગ જોયા. દેવીનું મંદિર પણ જોયું. બધું જોઈ રહ્યા પછી છેવટે જે ખુલ્લા ચોગાનમાં તું આવ્યો હતો તેની પાછળની ગુફામાં તું શું કરે છે તે જોવાને હું છૂપાઈ બેઠો હતો. તુ ત્યાં આવ્યો ને મરવા તૈયાર થયો તે જોઇ હું તારી પાસે આવ્યો અને તને મરતાં અટકાવ્યો. રણમલ ! મ્હારી વાત પૂરી થઇ. પરમાત્માની કૃપાથી આજે મ્હારી શોધ સફળ થઈ. હવે મારા હર્ષનો પાર નથી."

આ વખતે રણમલનાં નેત્રોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. ઘણાજ ઉમળકાથી ભાઇને ભેટી પડી ભવિષ્યમાં શું કરવું તે સંબંધી તે તેને પૂછવા લાગ્યો.

ચંદ્રસિંહ—વીરા ! ત્હારે મારી પાસે વેષ બદલીને રહેવું. તારૂં નામ તારે રણવીર રાખવું અને કોઇ પૂછે તો કહેવું કે હું રાજયોગીની પાસે રહું છું: સમજ્યો વીરા ! ? રાજ્યખટપટના કાર્યમાં ઘણીજ ચપળતા રાખવાની જરૂર છે તેમજ દુશ્મનથી પણ સાવધ રહેવાની જરૂર છે.

આટલું કહી ચંદ્રસિંહ શાંત રહ્યો. વાતમાંને વાતમાં રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થવા આવ્યો. પહેરેગીરોના પહેરા બદલાવા લાગ્યા. વનવાસી પક્ષીઓએ મધુર કલરવ કરીને સંસારી જનોને પ્રભાત થયાની સૂચના આપી. બન્ને ભાઇઓ ઘણે લાંબે સમયે એક બીજાને મળી—ભેટી સુખ દુઃખની વાતો કરી નિદ્રાવશ થઈ ગયા.



# પ્રકરણ ૯ મું.



## પ્રેમી–હૃદય.

દર્વેશ દિલ દરબારનો, દોરંગી દુનિયા પારનો;
દર્દી દિદારે યારનો, સાગર સનમ સરકારનો.

—સાગર.

**આજે** રાજયોગીને વિજયનગરમાં આવ્યાને એક અઠવાડિયું પૂરૂં થયું છે તેથી તે પોતાના આપેલા વચન પ્રમાણે પોતાનો ભેદ ખુલ્લો કરનાર છે. વળી કુમુદા તેમજ વિજયસિંહનો આનંદ સમાતો નથી. ક્યારે સમય થાય ને રાજયોગી તેની વાત કહે તેવી ઉત્કંઠા ઉભયને થઈ રહી છે.

વાંચક ! ચાલો આપણે તે પહેલાં જરાક વિલાસબાગ તરફ જઈએ ને ત્યાં શું થાય છે તે જોઈએ.

વિલાસબાગ મહારાજા વિજયસિંહે ખાસ પોતાને માટેજ બંધાવેલો છે. જેવું તેનું નામ છે તેજ પ્રમાણે વિલાસી જનોને માટે તે બગીચો આનંદજનક છે. જાતજાતનાં વૃક્ષો તે બાગમાં શોભી રહ્યાં છે. તેમાં એક નાનું પશુપક્ષીઓનું સંગ્રહસ્થાન બનાવેલું છે તેમજ હૉજ ફુવારાનો તો પારજ નથી. પાણીથી ભરેલા હૉજની અંદર નાના પ્રકારની લાલ, લીલી ઈત્યાદી રંગબેરંગી માછલીઓ તરી રહી છે. બગીચાના મધ્યભાગમાં મ્હોટા મ્હોટા પત્થરો ગોઠવી કૃત્રિમ પહાડ બનાવ્યો છે. પહાડની અંદર સુંદર ગુફાઓ કોતરેલી છે. તે પહાડ ઉપર ફુવારા મૂકવાથી અંદરથી પાણીનાં ઝરણાં વહ્યા કરે છે ને તે બધું વહેતું પાણી ત્યાં પાસેજ બનાવેલા એક મોટા કુંડમાં એકઠું થાય છે. વૃક્ષોની ઘટા તો એવી બનાવવામાં આવી છે કે ભર ઉન્હાળાના સખ્ત તાપમાં પણ જો કોઈ મનુષ્ય તેની અંદર પ્રવેશ કરે તો તે તરતજ ત્યાંની શીતળતાથી નિદ્રાધીન થઈ જાય. વળી તે બગીચામાં ચાલવાને માટે રંગબેરંગી પત્થરની લાદીઓની સડકો બનાવવામાં આવેલી છે. સડકની બન્ને બાજુએ થોડે થોડે અંતરે કેટલીક સુંદર બેન્ચો

ગોઠવવામાં આવેલી છે. વળી મયુર, કોકિલા, પોપટ વગેરે પક્ષીઓ પોતાના મધુર અવાજથી ત્યાંની શોભામાં વધારો કરતાં હતાં. આ બગીચાના મધ્યભાગમાં પત્થરના પહાડથી થોડેક દૂર મહારાજાએ એક સુંદર નાનકડો મહેલ બંધાવ્યો છે. તે મહેલમાં મહારાજા કોઈ કોઈ વખતે પધારે છે. આજે વિજયસિંહ મહારાજા બગીચામાં પધારવાના હોવાથી પહેરેગીરો થોડે થોડે અંતરે પહેરો ભરતા હતા. બરાબર મધ્યાહ્‌ન કાળે આ સુંદર જણાતા બગીચામાં ત્રણ યુવતીઓ ધીમે ધીમે હંસગતિથી ચાલતી દાખલ થઈ. આ નવયૌવનાઓમાં બે જણીઓ અગ્રેસર જણાતી હતી અને તે બેની પાછળ તેમનાથી થોડેક દૂર એક ત્રીજી ચાલતી હતી. જે બે યુવતીઓ આગળ ચાલતી હતી તેમાંની એક તો રાજકુમારી કુમુદા હતી ને બીજી સેનાધિપતિની પુત્રી વનમાળા હતી. ત્રીજી જે તેમની પાછળ પાછળ ચાલતી હતી તે રાજકુમારીની મુખ્ય દાસી હતી.

કુમુદાની ઉમ્મર પંદરેક વર્ષની છે. તેનું મુખ પૂર્ણિમાના ચંદ્ર સમાન ગૌર લાગે છે. તેના શરીરનો રંગ ગુલે ગુલાબના જેવો છે. આ વખતે તેણે ગુલાબી અંબર પહેર્યું હતું અને તેની નીચે સાટીનનો લીલો ચણીઓ પહેર્યો હતો તેથી તે ઘણીજ સુંદર જણાતી હતી. તેના ગળામાં ફક્ત એકજ સેરની મોતીની માળા ઝૂલી રહી હતી. હિરાજડિત બંગડીઓ તેના નાજુક કરને શોભાવતી હતી. કદમાં તે સહજ ઉંચી જણાતી હતી. તેનું શરીર નાજુક તથા કોમળ જણાતું હતું. તેની કમ્મર વનરાજની કમ્મરને મળતી આવતી હતી. જંઘાઓ કોમળ કદળી ગર્ભ જેવી હતી. તેનું મુખમંડળ કોમળ ને નિર્દોષ ભાવનાના પ્રતિબિંબ સ્વરૂપ હતું. તેના નાકમાં એક ઝીણી હિરાની ચુની ચમકતી હતી. કર્ણપુટમાં હિરામાણિક્ય જડીત એરીંગ ચળકી રહ્યાં હતાં. આ વખતે તેનું સુંદર વદન સૂર્યના તાપથી લાલચોળ થઈ ગયું હતું. તેમાં વળી તેના ગાલ ઉપર એક સુંદર ઝીણું છુંદણું છુંદેલું હતું તેથી જોનારને મોહ ઉત્પન્ન થયા સિવાય રહેજ નહિ. તેને જોનાર તરતજ વિચારે કે, આ સુંદર બાળાને પ્રભુએ ફુરસદની વખ-

તેજ ઘડી હશે. જેવી તે ઉપરથી સુંદર જણાતી હતી તેનાથી અધિક સુંદરતા તેના અંતરમાં હતી.

રાજકુમારીએ ગુજરાતી તેમજ સંસ્કૃત ભાષાનો સારો અભ્યાસ કરેલો હતો. કેળવણીના પ્રતાપથી કુમુદા સદ્‌ગુણી બની હતી. સંગીત વિદ્યામાં તો તે ઘણીજ નિપૂણ હતી.

જ્યારે તે પોતાના મહેલમાં સિતારની સાથે પોતાનો સૂર મેળવી ગાતી ત્યારે આસપાસનાં મનુષ્યો તેમજ પશુ પક્ષીઓ તેના ગાનથી તલ્લીન બની જતાં હતાં. વિજયસિંહની તે એકની એક પુત્રી હતી. વિજયસિંહ તેને પુત્ર કરતાં પણ અધિક સ્નેહથી ચ્હાતા. કુમુદા પણ માતા–પિતાની આજ્ઞા શિરસાવંદ્ય માનતી. હજી રાજકુમારી કુમારિકા અવસ્થામાંજ હતી. તેને લાયક અજીતગઢના મહારાજા કેશરીસિંહના પાટવી કુમાર ચંદ્રસિંહ સિવાય અન્ય કોઇ હતુંજ નહિ; પણ અફસોસ ! તે રાજકુમાર હાલમાં તેના નગરમાં નથી. તે ક્યાં છે તે પ્રિય વાંચકો તો જાણે છે.

કુમુદાની સખી વનમાળા પણ તેના જેવી સુંદર ને સદ્‌ગુણી હતી. સમાન વયની બન્ને સખીઓ બગીચામાં ફરતી ફરતી એક ફુવારા પાસેના સુંદર કોચ ઉપર બેસી આનંદથી વાર્તાલાપ કરવા લાગી.

ઉન્હાળાના દિવસોને લીધે સખ્ત તડકો પડતો હોવાથી તેમની સાથે આવેલી દાસી મોરના પિંછાંના પંખાથી તેમને પવન નાંખવા લાગી. કુમુદા વનમાળાને કહેવા લાગી:–" સખી ! આજે રાજયોગી તેમની હકીકત ખુલ્લી કરનાર છે. આપણને તેમની વાત સાંભળવામાં આનંદ પડશે. તેઓ કેવા પરગજુ છે ! તેમણે મને મારા વ્હાલા ચંદ્રને મેળવી આપવાનું વચન આપ્યું છે. બહેન ! ખરેખર મ્હને તો તે કોઇ મહાન્ પુરૂષ લાગે છે."

વનમાળા:–હા બહેન ! મને પણ એમજ લાગે છે. શું તેમની સુંદર કાન્તિ, ભવ્ય લલાટ અને બોલવાની છટા ! ! બહેન ! આવો સુંદર પુરૂષ શા માટે યોગી થયો હશે ?

કુમુદા:–વનમાળા ! તેની મને પણ સમજ પડતી નથી. હવે



ચંદ્રસિંહે કુમુદકુમારીના ગળામાં ફુલનો હાર પહેરાવ્યો એટલે કુમુદ શરમાઈ ગઈ તેથી તેની સખી વનમાળા બોલી:— 'બહેન શા માટે શરમાઓ છો ?' (ચિત્ર ૨ જુ.)

તેમનો અત્રે આવવાનો સમય થવા આવ્યો છે. તે આવે ત્યારે તું વાતમાંને વાતમાં તેમને સઘળું પૂછજે. પછી તે શું જવાબ આપે છે તે આપણે સાંભળીશું. પિતાજીનો પણ આવવાનો સમય થવા આવ્યો છે.

આ પ્રમાણે તે બન્ને સખીયો વાર્ત્તાલાપ કરી રહી છે; તેવામાં સામેથી ચંદ્રસિંહ આવતો દેખાયો. તેને જોઇ કુમુદા બોલી ઉઠીઃ– "વનમાળા ! જો જો, સામેથી રાજયોગીજ આવે છે. તેઓ કાંઈ વિચારમાં નિમગ્ન હોય તેમ જણાય છે. સખી ! ચાલ, આપણે આ ફુવારા પાછળ સંતાઈ રહીએ ને તે શું બોલે છે તે સાંભળીએ." કહી ત્રણે જણાં ફુવારાની પાછળ સંતાયાં.

ચંદ્રસિંહ ફરતો ફરતો તે જગ્યાએ આવી પહોંચ્યો અને તેજ કોચ પર બેસી આસપાસ દૃષ્ટિ ફેરવી (સ્વગત) બોલવા લાગ્યોઃ– "અહા ! પ્રભુ ! તારી અકળ કળાનો પારજ નથી. આટલા થોડા દિવસમાં કેટલા બનાવ બની ગયા ? ક્યાં મારૂં આ નગરમાં આવવું અને ક્યાં ભાઇની ભેટ ! ! વાહ ! પ્રભુ, વાહ ! કુમુદે ! તારો પ્રેમ પણ અજબ છે. કુમુદા ! વ્હાલી કુમુદા ! ખરેખર તું આ સંસારમાં એક રત્ન છે ! સુંદરી ! તને મેળવી હું ભાગ્યશાળી થઈશ; પણ હજી સુધી કેમ કોઈ આવ્યું નહિ હોય ? ! આજે મારે મારૂં પૂર્વવૃત્તાંત કહેવું પડશે. અરે ! જ્યારે કુમુદસુંદરી મને ઓળખશે ત્યારે કેટલી આનંદ પામશે ? તેમ વિજયસિંહ મહારાજાના આશ્ચર્યનો પણ પાર રહેશે કે ?" એમ વિચાર કરી ચંદ્રસિંહ ત્યાંથી ઉઠી આમતેમ ફરવા લાગ્યો. પેલી તરફ કુમુદા ને વનમાળા રાજયોગીની વાત સાંભળવા છૂપાયાં હતાં તેમને ચંદ્રસિંહના વિચારની સમજણ પડી નહિ ત્યારે તેઓ ત્યાંથી બ્હાર નીકળી જ્યાં તે ફરતો હતો ત્યાં આગળ આવી પહોંચ્યાં. કુમુદ ચંદ્રને પ્રણામ કરી કહેવા લાગીઃ–" રાજયોગી ! હું કુમુદા તથા આ મારી સખી વનમાળા આપને પ્રણામ કરીએ છીએ."

ચંદ્રસિંહઃ–(હસીને) ભદ્રે ! તમારૂં કલ્યાણ થાઓ. તમે અહિં ક્યારનાં પધાર્યાં છો ? હજી પિતાશ્રી કેમ પધાર્યા નથી ?

કુમુદાઃ–અમને આવ્યે થોડીજ વાર થઇ છે. પિતાજી હમણાં

પધારશે. આજ તો તમારે અમને તમારૂં પૂર્વવૃત્તાંત સંભળાવવાનો ઠરાવ છે; કેમ યાદ છે ને યોગીરાજ ! ? તમે તો ઘણાજ ચાલાક લાગો છો !

વનમાળા:—( વચમાં બોલી ઉઠી ) બ્હેન ! એ તો તમને ખબર ન પડે. જ્યારે મારા જેવી તેમને મળી હોય ત્યારેજ એમને ખબર પડે ! પણ કોણ જાણે શું હશે કે આમ યોગી થઇને ફર્યા કરે છે ! યોગીરાજ ! અવિનય માટે ક્ષમા કરશો ! ન ચાલે પૂછવું પડે છે કે આપ લગ્નગાંઠથી જોડાશો કે નહિ ?

ચંદ્રે હસીને કહ્યું:—" વનમાળા ! લગ્ન શું ચીજ છે તેની હજી તમને ખબર નથી. લગ્ન કરવાં તે કાંઇ બાળકની રમત નથી. આજકાલ સંસારમાં જે લગ્ન થાય છે તેનાં પરિણામ અંતે કેવાં આવે છે તેની તમને ખબર છે ? અફસોસ ! જ્યાં જ્યાં હું નજર કરૂં છું ત્યાં ત્યાં આક્રંદના ધ્વનિ સંભળાય છે. અહા ! શરૂઆતમાં જ્યારે લગ્ન થાય છે ત્યારે આનંદનો કાંઇ પાર હોતો નથી; પણ પછીથી લગ્નનું વિઘ્ન થઇ જાય છે. પતિ પત્નીનાં મન મળી શકતાં નથી તેથી નિરંતર ક્લેશ કંકાસ થયા કરે છે અને આખરે તે પ્રેમ—શૂન્ય લગ્નથી ઘણાંજ વિપરીત પરિણામ નિપજે છે. મારે તેવા સંસારમાં પડવું નથી. નિરંતર બ્રહ્મચર્ય પાળી સચ્ચિદાનંદ પ્રભુનું સ્મરણ કરવું એજ મારો સિદ્ધાંત છે. "

વનમાળા:—યોગીરાજ ! આપનું કહેવું યથાર્થ છે. આપ વિચિત્ર પુરૂષ છો. સમજુને વધારે કહેવું યોગ્ય નથી; પણ આપને ખબર તો હશેજ કે સ્ત્રી સિવાયનો સંસાર નકામો છે. જ્યારે આપના જેવા મહાન્ પુરૂષો સંસારનો ત્યાગ કરશે ત્યારે અમારા જેવી અધમ અબળાઓની શી સ્થિતિ થશે ? યોગીરાજ ! કોઇપણ વાત મનમાં ગુપ્ત ન રાખશો. આપના હૃદયમાં જે હોય તે કહી દેશો તો ઉપકાર થશે.

ચંદ્રસિંહ:—વનમાળા ! આ સમુદ્રરૂપી સંસારમાં સ્ત્રી એ પુરૂષનું સુકાન છે અને પુરૂષ નાવ છે. નાવને સુકાનની જરૂર છે તેમ પુરૂષને સ્ત્રીની જરૂર છે તમે નારીને અધમ ગણો છો પણ તે અધમ નથી.

। સંસાર-જીવનનો સર્વોત્તમ સલાહકાર છે. સ્ત્રી એ એક અમૂલ્ય .નની ખાણુ છે. મહાન્ યુધિષ્ઠિર, પ્રતાપી રામચંદ્રજી, શ્રીકૃષ્ણુ, વીર-:ષ્ઠ શિવાજી અને પ્રતાપસિંહ જેવા શૂરવીર તેમજ ધર્મિષ્ઠ પુરૂષો સ્ત્રીઓને પેટેજ પેદા થયા છે તો તેવી સ્ત્રી જાતિને અધમ કેમ કહેવાય ? વનમાળા ! હું લગ્ન કરીશ. સમય પાસે આવી લાગ્યો છે. જેમ તમારાં કુમુદ બહેનનો ચંદ્ર ખોવાયો છે તેમ મારા મનની મધુરી –ચંકોરી પણ હાલ ભ્રમમાં પડેલી છે. તેનો ભ્રમ દૂર કરી તેને સુખી કરવાની હવે થોડીજ વાર છે.

ચંદ્રનું નામ સાંભળતાંજ કુમુદનાં રોમાંચ ઉભાં થયાં. તેનું હૃદય ભરાઇ આવ્યું તેની આંખોમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં. કુમુદ દુઃખી હૃદયે હાથ જોડી રાજયોગી ( ચંદ્ર ) ને કહેવા લાગી:–" યોગીરાજ ! મારા ચંદ્રને મેળવી આપવાનું આપે વચન આપ્યું હતું તે વચન શું વ્યર્થ નિવડશે ? યોગીરાજ ! સજ્જન પુરૂષોનું વચન કદી વ્યર્થ થતું નથી. યોગીરાજ ! મને મારો નાથ મેળવી આપો. હું તમારે શરણે છુ. " એમ કહી કુમુદ ચંદ્રના ચરણોમાં નમી પડી. તેને પોતાના હાથથી ઉભી કરી ચંદ્રસિંહ કહેવા લાગ્યો:–" કુમુદા ! હૃદયને શા માટે દુઃખી કરો છો ? પ્રભુ જે કરે છે તે સર્વ સારા માટેજ. તમારો ચંદ્ર થોડા સમયમાં એની મેળેજ હાજર થશે ! હું વચનભંગ નિવડયો નથી. તમને ખબર છે કે ક્ષત્રી કુમારોએ વચનને માટે પોતાના પ્રાણ તજ્યા છે. પૃથ્વીનો પ્રલય થાય અને મેરૂ ચલાયમાન થાય તો પણ ખરો ક્ષત્રીપુત્ર પોતાનું વચન વ્યર્થ જવા દેતોજ નથી સાંભળો:–

વચન કાજ હરિશ્ચંદ્ર, નીચ ઘર પરદયું પાણી;
વચન એકને કાજ, કૃષ્ણ કુબ્જા ઘર આણી;
વચન એકને કાજ, હરે હળાહળ પીધું;
વચન એકને કાજ, દેવ વૈર દૈત્યે લીધું;
શુભ કર્મ ધર્મ ને શર્મ સૌ, વચન જતાં તે વહી ગયું;
કવી શામળભટ સાચું કહે, વચન ગયું તો શું રહ્યું ?

કુમુદા ! પવિત્ર ! કુમુદા ! સત્ય, ધર્મ ને કર્મ સહુ વચન જતાં જાય છે માટે ખાતરી રાખો કે ક્ષત્રીપુત્ર પ્રાણ જતાં પણ વચનને ત્યજતો નથી. ”

“ કુમુદાઃ—ધન્ય ! ક્ષત્રીકુમાર ! ધન્ય છે ! આપના મુખમાંથી નીકળતાં મધુર વચનોથી મારૂં હૃદય શાંત થયું છે. મારા ચંદ્રને આપ મેળવી આપશો એવી મારી સંપૂર્ણ ખાત્રી છે. રાજયોગી ! હું આપનો આ મહાન્ ઉપકાર કદી વિસરનાર નથી. આ પ્રમાણે વાર્તા ચાલે છે તેજ વખતે ઝેરીમલે તે બગીચામાં છૂપી રીતે પ્રવેશ કર્યો. તે છૂપાતો છૂપાતો જ્યાં કુમુદ–ચંદ્ર ઉભાં હતાં ત્યાંથી થોડેક દૂર આવી પહોંચ્યો. કુમુદ–ચંદ્રને સાથે ઉભેલાં જોઇ તે આશ્ચર્ય પામ્યો. તે તેના મન સાથે વિચાર કરવા લાગ્યોઃ—“ અરે ! આ હું શું જોઉં છું ! મ્હારી આંખો મને ઠગે છે કે શું ? ( વિચાર કરી ) નહિ, નહિ, આ તેજ તે–કુમુદાને મારા પંઝામાંથી બચાવનાર અને મ્હારો કટ્ટો –જાલિમ શત્રુ ! લાવ, તેમની વાતચિત હું છૂપાઇ રહીને સાંભળું. ”

વળી થોડા સમયમાંજ વનમાળા નજરે પડી એટલે પાપિષ્ઠ ઝેરીમલ સ્વગત વિચારવા લાગ્યોઃ—“ અહા ! કેવો શુભ સમય છે ! મ્હને એકને બદલે બે સુંદરીઓનો લાભ થશે ! હમણાંજ હું પેલા પુરૂષને તો યમસદનનો રસ્તો પકડાવું છું. ” એમ બોલી તેણે પહેરેલા ઝભ્ભાના ગજવામાં પોતાની ભરેલી પિસ્તોલ કાઢવા હાથ ઘાલ્યો; પણ આ વખતે તેના ગજવામાં પિસ્તોલ નહોતી. તેની પિસ્તોલ તો તેના નોકરો પાસે ભૂલથી રહી ગઇ હતી. આથી ઝેરીમલ બડબડવા લાગ્યોઃ—“ હું પણ કેવો મૂર્ખ કે પિસ્તોલ માગી લેવાનું ભૂલી ગયો. હવે શું કરૂં ? સાથે કોઇ છે પણ નહિ, નહિ તો હમણાંજ બહાર ઉભેલા મારા સેવક પાસેથી મારી પિસ્તોલ મંગાવત. કોઇ બીજું માણસ પણ નજરે પડતું નથી. હવે કેમ કરૂં ?! ( વિચાર કરી ) ઠીક છે, હાલ તો અહિં સંતાઇ રહું ને જો કોઇ આવતું જતું જણાશે તો તેને યુક્તિ પ્રયુક્તિથી સમજાવી, મારી પિસ્તોલ મંગાવી લઇશ. ” પાપી ઝેરીમલ શિકાર પર પછીથી નિશાન તાકવાનો વિચાર

કરી કૃત્રિમ પહાડની પોલાણમાં છૂપાયો અને ત્યાં થતી વાતચિત ધ્યાનથી સાંભળવા લાગ્યો.

" હજી પિતાશ્રી કેમ પધાર્યા નહિ હોય ?" વનમાળાએ પૂછયું.

કુમુદાઃ—શી ખબર પડે ? મને લાગે છે કે રાજ્ય સંબંધી કાંઇ કામમાં રોકાયા હશે. તેમનો આવવાનો સમય તો થઇ ગયો છે.

એટલામાં બહાર રણશિંગડાનો અવાજ સંભળાયો ને વિજયસિંહ મહારાજાએ બગીચામાં પ્રવેશ કર્યો. કુમુદા તથા વનમાળા બંનેએ મહારાજાને પ્રણામ કર્યા. તેમને આશીર્વાદ આપી મહારાજા એક કોચ પર બેઠા. પછી ચંદ્રસિંહે મહારાજાને નમન કર્યું. વિજયસિંહે તેને સામું નમન કરી કુશળ પૂછી પોતાની પાસે પડેલા આસન પર બેસવાનું કહ્યું. ચંદ્રસિંહના આસને બેઠા પછી કુમુદા તથા વનમાળા પોત પોતાની જગ્યાએ બેસી ગયાં.

થોડીવાર સઘળાં શાંત રહ્યાં. આખરે મહારાજા બોલ્યાઃ—" રાજયોગી ! આજે તમને અમારા મહેલમાં રહે આઠ દિવસ પૂરા થયા છે અને આજે તમે અમને તમારા ભેદથી વાકેફ કરવાનું કહ્યું હતું તો તમે તમારા કહ્યા મુજબ તમારી વાત અમને જણાવશો એવી મારી ઇચ્છા છે. તમારી વાર્ત્તા સાંભળવા હું ઘણોજ આતુર છું."

ચંદ્રસિંહે નમીને કહ્યુંઃ—" હાજી, આજે મને અહિં આવ્યાને આઠ દિવસ પૂરા થયા છે. આજેજ હું આપને મારી સઘળી ગુપ્તવાર્ત્તાથી જાણીતા કરીશ; પણ મહારાજા ! હું આપની પાસે એટલુંજ કહેવા માગું છું કે મારી વાર્ત્તા ચાલતી હોય તે અરસ્સામાં મને કોઇએ વચમાં પ્રશ્ન પૂછવો નહિ."

વિજયસિંહે કહ્યુંઃ—" બહુ સારૂં, અમે શાંતિથી તમારી વાર્ત્તા શ્રવણ કરીશું."

ચંદ્રસિંહે કહ્યુંઃ—" મહારાજા ! હું જે વૃત્તાંત કહેવા માગું છું તેનો અજીતગઢના રાજ્યની સાથે સંબંધ છે. વળી તે વાર્ત્તામાંથીજ આપ મારા ભેદના વાકેફગાર થશો."

વિજયસિંહે કહ્યુંઃ—" ઠીક, હવે ચલાવો."

રાજયોગીની વાર્ત્તા સાંભળવા બધાં ઘણુંજ આતુર હતાં તેથી સહુ એકચિત્તથી શ્રવણ કરવા લાગ્યાં.

## પ્રકરણ ૧૦ મું.

### પૂર્વ-કથાનો પ્રારંભ.

ચંદ્રસિંહ કહેવા લાગ્યોઃ-"અહિંથી સોએક ગાઉ ઉપર અજીતગઢ કરીને એક સુંદર મોટું નગર આવેલું છે. તેનો દેખાવ રમણીયતાથી ભરપૂર લાગતો હતો. તે નગરમાં મહારાજા કેશરીસિંહ રાજ્ય કરતા હતા. તે વખતે અમરકંટક દેશના મહારાજા રણજીતસિંહ તેમના રાજ્ય સાથે બીજાંનાં રાજ્ય જીતી લઈ ભેળવી દેતા હતા. આખા દેશમાં રણજીતસિંહની હાક વાગી રહી હતી. તે મહારાજા એક મહાન્ વીર પુરૂષ ગણાતો હતો. ઘણાંખરાં રાજ્યો તેણે જીતી લીધાં હતાં. સઘળા રાજાઓ તેને નમતા અને ખંડણી ભરતા હતા; પણ ઈશ્વરકૃપાથી અને કેશરીસિંહના બાહુબળથી તે અજીતગઢ સુધી આવવા પામ્યો નહોતો. મહારાજા કેશરીસિંહના રાજ્યમાં સઘળે શાંતિ હતી. લોકો આનંદમાં રહેતા. રૈયત પ્રમાણિક, ઉદ્યોગી ને ચાલાક હતી. ટૂંકામાં તે રાજ્ય સર્વ પ્રકારે સુખી હતું." એટલી વાત કરી ચંદ્રે દુઃખથી નિઃશ્વાસ મૂક્યો. પેલી તરફ ઝેરીમલ છૂપાઈ રહીને ચંદ્રની વાત સાંભળી વિચારવા લાગ્યોઃ-"અરે! આ તો અજીતગઢની વાત થાય છે. આ વાત કહેનાર કોણ હશે? મને વ્હેમ પડે છે; મ્હારો જીવ ગભરાય છે." એમ પોતાના મન સાથે બોલી પાછો કાન માંડી તે સાંભળવા લાગ્યો. ચંદ્રસિંહે તેની વાત આગળ કહેવા માંડીઃ-

"કેશરીસિંહ મહારાજાને બે પુત્રો હતા. પાટવી રાજકુમારનું નામ ચંદ્રસિંહ ને ન્હાના રાજકુમારનું નામ રણમલસિંહ હતુ. બને ભાઇઓ હોંશિયાર અને શૂરવીર હતા. એક સમયે મહારાજા દરબાર ભરીને બેઠા હતા એવામાં પ્રતિહારે આવી ખબર આપી કેઃ-"મહા-

રાજ ! બ્હાર કોઇ એક વૃદ્ધ પુરૂષ તથા તેનો છોકરો આવેલા છે; દેખાવપરથી રાજવંશી જેવા જણાય છે અને તેઓ અંદર આવવાની આજ્ઞા માગે છે ?"

તેમને સુખેથી અંદર લઈ આવવાની મહારાજાએ આજ્ઞા આપી. થોડી વારમાં તે પિતા અને પુત્રને લઈ પ્રતિહાર અંદર દાખલ થયો. આવનાર વૃદ્ધ પુરૂષે જમીન સુધી નમીને મહારાજાને નમન કર્યું અને તેઓ એક બાજુએ ઉભા રહ્યા. પછી મહારાજાએ તેમને પૂછ્યું:— "તમે કોણ છો ? શા અર્થે તમારૂં આ નગરમાં આવવું થયું છે ? તમારા મુખપરથી તમે ઘણાજ દુ:ખી હો એમ જણાય છે ! તમારા કષ્ટનું કારણ કહો. હું તમારૂં મારાથી બનતું શ્રેય કરીશ !" મહારાજાના શાંતિજનક શબ્દો સાંભળી તે વૃદ્ધ પુરૂષ કહેવા લાગ્યો:— "મહાન્ કૃપાળુ નરેશ ! આ હિનભાગીનું નામ સૂર્યસિંહ છે ને આ મારી સાથે છે તે મારો પુત્ર છે; તેનું નામ ઝેરીમલ્લ છે." તેનું કહેવું સાંભળી મહારાજા બોલી ઉઠયા:—"શું સૂર્યપુરના રાજા સૂર્યસિંહ ?! ને તે આવે વેષે ?! જે બન્યું હોય તે સત્વર કહી નાંખો ! શું તમારૂં રાજ્ય પણ તે અધમે લઇ લીધું કે ?"

સૂર્યસિંહ:—જી હા, તેમજ થયું છે. મારા વફાદાર સૈનિકો રણમાં રોળાઇ ગયા. મેં લાચારીથી નગરના દરવાજા બંધ કરાવ્યા; આખરે અમારો કિલ્લો તોડીને દુસ્મનોએ નગરમાં પ્રવેશ કર્યો. મારા બાકી રહેલા સૈનિકો દુસ્મનો ઉપર તૂટી પડયા; પણ દુસ્મનોની ભારે સંખ્યા આગળ તેઓ ટકી શકયા નહિ અને માર્યા ગયા. અંતે શત્રુની ફત્તેહ થઇ. અમે બાપ દિકરો શત્રુના હાથમાં પકડાવા કરતાં નાશી છૂટવું યોગ્ય ધારી કિલ્લાના છૂપા રસ્તેથી બ્હાર નીકળી ગયા. ચાલતા ચાલતા સૂર્યપુરથી આશરે ચાળીશેક ગાઉ દૂર આવ્યા પછી અમે એક ધર્મશાળામાં મુકામ કર્યો. ત્યાં થોડી વાર વિશ્રાંતિ લીધા પછી રાજ્યના સમાચાર મેળવવાના હેતુથી હું બ્હાર નીકળ્યો તો મેં લોકોને મોઢેથી સાંભળ્યું કે, મારા વ્હાલા સૂર્યપુરનો શત્રુઓએ નાશ કર્યો છે. રાજમહેલને સળગાવી મૂકવામાં આવ્યો છે ને તેમાંનું સઘળું દ્રવ્ય લૂંટી

લેવામાં આવ્યું છે. મારી પ્રિય રાણી મને યુદ્ધમાં મુએલો જાણી સતી થઈ છે અને શત્રુએ મને પકડવાને ચોગરદમ માણુસો દોડાવ્યાં છે. આવા સમાચાર મળતાં હું ચિંતાતુર ચિત્તે ધર્મશાળામાં દાખલ થયો અને એક એકાંત જગ્યાએ બેસી વિચારવા લાગ્યો કે, હવે અમારે કોઈ બળવાન્ મહારાજાને શરણે જઈ તેની સેવામાં જોડાવું અને સમય આવ્યે શત્રુ સામે થવું. અમરકંટકના ભૂપતિની બરાબરી કરી શકે એવો એકે નૃપતિ મારી ધ્યાનમાં આવ્યો નહિ. છેવટે લાંબો વિચાર કરતાં મને આપશ્રી તેની બરાબરી કરી શકો તેમ લાગવાથી, અમે આપને શરણે આવેલા છીએ. આપ અમને આશ્રય આપશો એવી આશા છે.

કેશરીસિંહ—ગભરાશો નહિ, સૂર્યસિંહ ! શરણે આવેલાનું રક્ષણ કરવું એ ક્ષત્રીઓનો ધર્મ છે; માટે તમે બન્ને જણ મારા નગરમાં સુખેથી રહો. હું તમને મારા સૈન્યમાં સેનાપતિની જગ્યા આપું છું અને આ તમારા પુત્રને કેળવાવા માટે જમાદારની જગ્યા આપું છું. સમય આવ્યે તમારા દુશ્મનને તેના કૃત્યનું ફળ આપીશું.

સૂર્યસિંહ—કૃપાળુ ! આપનો મારા ઉપર ઘણોજ ઉપકાર થયો. આપે મને આટલી બધી સહાય આપી તેનો બદલો હું શી રીતે વાળીશ ? ઇશ્વર તમારૂં શ્રેય કરો ! હું તથા મારો પુત્ર નિમકહલાલીથી આપની સેવા કરીશું.

આવી રીતે તે બાપ દિકરો અજીતગઢમાં રહેવા લાગ્યા. થોડાં વર્ષ પછી વૃદ્ધ સૂર્યસિંહનું મૃત્યુ થયું. તેણે જીવતાં સુધી રાજ્યની સારી સેવા બજાવેલી હતી. મહારાજા પોતે પણ તેના મૃત્યુના સમાચાર સાંભળી ઘણાજ દિલગીર થયા. આ બનાવ બન્યાને ઘણા દિવસ વીતી ગયા પછી એક દિવસે મહારાજા કેશરીસિંહ પોતાના પ્રધાનને એકાંતમાં બોલાવી કહેવા લાગ્યા:—"પ્રધાનજી ! જુઓ, હવે મારી લગભગ એંશી વર્ષની ઉમ્મર થવા આવી છે. દેહનો કાંઈ ભરોંસો નથી, માટે જો તમારો વિચાર હોય તો મારી હયાતીમાં ચંદ્રસિંહને રાજ્યાભિષેક કરીએ. જુઓને, ચંદ્ર પણ જોતજોતામાં મ્હોટો થઇ ગયો. તેને માટે રાજકન્યાઓનાં માગાં પણ ઉપરા ઉપરી આવે છે;

પણ મને ચંદ્રને લાયક એકે કન્યા યોગ્ય લાગતી નથી. મારા સાંભળવા પ્રમાણે વિજયનગરના મહારાજાની કન્યા કુમુદ આપણા ચંદ્રને યોગ્ય છે એમ હું ધારૂં છું. જો તમારી સલાહ હોય તો આ બન્ને કાર્ય હવે જલદીથી કરી નાંખીએ."

"રાજેશ્વર! આપનો વિચાર ઉત્તમ છે. આપણે રાજ્યના પુરોહિતને બોલાવી શુભ મુહૂર્ત જોવડાવીએ ને તે પછી વિજયસિંહની કન્યાનું માગું કરાવીએ." પ્રધાને કહ્યું.

પ્રધાનજીની સલાહ મળતાં મહારાજાએ રાજ્યના પુરોહિતને બોલાવી મંગાવ્યા અને તેમને સઘળી વાત કહી. રાજ્યપુરોહિતે તે શુભ કાર્ય કરવાને વસંતપંચમીનું મુહૂર્ત આપ્યું, તેથી કેશરીસિંહે રાજ્યગોરને વિજયસિંહ પાસે કન્યાનું માગું કરવા વિજયનગર મોકલ્યા. વિજયસિંહે ચંદ્રસિંહને કન્યા પરણાવવા હા કહી. રાજ્યગોર થોડા દિવસમાં તે શુભ સમાચાર લઈ અજીતગઢ પાછા આવી પહોંચ્યા અને મહારાજાને તે શુભ સમાચાર નિવેદન કર્યા.

વસંતપંચમીને હજી વાર હતી તે પહેલાં તો નગરમાં ધામધૂમ થવા માંડી. નગરમાં તેમજ રાજમહેલમાં કારીગર લોકો શોભાઓ કરી પોતાની કારીગરી બતાવવા લાગ્યા. તે અરસામાં એક ઘણોજ દિલ ઉશ્કેરનારો બનાવ બન્યો." આટલે સુધી કહી થોડી વાર ચંદ્ર શાંત રહ્યો.

વિજયસિંહ:—રાજકુમાર! આ તો મ્હારા અને કેશરીસિંહના સબંધી તમે વાત કહી. આ વાતમાં તમારે શો સબંધ છે?

"તે આપને આગળ ઉપર જણાશે." ચંદ્ર ટુંકમાં જવાબ આપી આગળ કહેવા લાગ્યો:—

"સૂર્યપુરનો રાજા સૂર્યસિંહ મરણ પામ્યો. ત્યાર પછી મહારાજા કેશરીસિંહે તેના પુત્ર ઝેરીમલને નગરના કોટવાલની પદવી આપી હતી. ઝેરીમલ ઘણોજ દુષ્ટ ને નીચ વૃત્તિનો હતો. તે દેવીનો ચૂસ્ત ભક્ત હતો. ન્હાનપણમાં તે એક યોગી પાસેથી સાધારણ મંત્રવિદ્યા શીખ્યો હતો. નગરમાં ઝેરીમલ મરજી મુજબ વર્તન ચલાવવા લાગ્યો તેથી રૈયત તેનાથી કંટાળવા લાગી. એક વખતે ઝેરીમલ અશ્વ પર સ્વાર

થઈ નગરની બ્હાર સરોવર કિનારે ફરવા ગયો. દૈવયોગે તે સરોવરને કિનારે અજીતગઢના નગરશેઠની પુત્રવધૂ તેની સખીઓ સાથે ફરવા આવી હતી. તે બાઇને જોઇ ઝેરીમલ તેના પર મોહિત થયો તેથી તેણે તે સ્ત્રીને ઉપાડી જવાનો નિશ્ચય કર્યો. આ વિચારથી તેણે અશ્વને ચાબુકનો પ્રહાર કર્યો અને દોડતે ઘોડે તે બાઇની નજીક જઇ ચાલાકીથી તેને અદ્ધર ઉપાડી લઇ અશ્વ પર નાંખી અશ્વ દોડાવી મૂકયો. તે બાઇની સાથે આવેલી સાહેલીઓ રોતી કકળતી ઘેર ગઇ અને બાઇને કોઇ દુષ્ટ ઉપાડી ગયો છે એવા સમાચાર તેઓએ શેઠને કહ્યા. આવા સમાચાર સાંભળવાથી નગરશેઠને ત્યાં હાહાકાર થઇ રહ્યો અને તે બાઇની શોધને અર્થે ચારે તરફ તેમણે ઘણાં માણસો દોડાવ્યાં.

પેલી તરફ ઝેરીમલ તે બાઇને લઇને આડે રસ્તે થઇ પોતાના મકાને આવી પહોંચ્યો અને તે બાઇને ત્રિજે મજલે લઈ જઇ તેણે તેના યૌવનનો આસ્વાદ લેવાની ઇચ્છા દર્શાવી પણ તે ગૃહસ્થ સ્ત્રીએ તેને ધિક્કારી કાઢયો. આ વખતે ન્હાનો રાજકુમાર રણમલ જે ઝેરીમલના મકાન આગળ થઇને જતો હતો તેણે વિચાર્યું કે, “લાવ હું આટલે સુધી આવ્યો છું તો ઝેરીમલને તો મળતો જાઉં.” એમ વિચારી તેણે ઝેરીમલના મકાનમાં પ્રવેશ કર્યો. ઝેરીમલે ભૂલથી મકાનનું દ્વાર બંધ નહિ કરેલું હોવાથી રણમલને અંદર દાખલ થતાં અડચણ પડી નહિ. રણમલ ઝેરીમલને શોધતો શોધતો છેક ત્રિજા મજલા સુધી ગયો. ત્યાં તેને કાંઇક ગરબડ માલમ પડી. તેણે એક જાળીઆમાંથી જોયું તો ઝેરીમલને તે બાઇના ઉપર અત્યાચાર કરવા તૈયાર થયેલો તેણે દીઠો. તે દુષ્ટ મારૂં શિયળ જરૂર ભંગ કરશે એવી ધાસ્તીથી તે સ્ત્રીએ પોતાનેજ હાથે પોતાનું ગળું દબાવ્યું અને જોતજોતાંમાં પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. બાઇને મરી ગયેલી જોઈ તે પાપી ભયભીત થયો અને પોતાનું પાપ છૂપાવવા તેણે હિંમત રાખી તે બાઇના શરીરના પોતાની સમશેરથી અસંખ્ય ટુકડા કરી નાંખ્યા અને તેને જમીનમાં દાટવા લાગ્યો.

આ બધું થોડીજ વારમાં બન્યું. હજી રણમલ અંદર જવાનો

વિચાર કરે છે તેટલામાં તો આ બધું બની ગયું. રણમલ ઝેરીમલનું આવું ઘોર કૃત્ય જોઇ મનમાંને મનમાં તેનો તિરસ્કાર કરવા લાગ્યો. તેના મુખમાંથી એવા ઉદ્‌ગાર નીકળી ગયા કે, "ઓ ઉપરથી સુંદર જણાતા પરંતુ અંદરથી પાપિષ્ઠ ઝેરીમલ! તારૂં હૃદય પાપથી પરિપૂર્ણ છે. હત્યારા! આ ત્હેં શું કર્યું? આખરે ત્હેં સ્ત્રીહત્યા કરી?!" એમ બોલી તે પોતાના મનમાં ઝેરીમલને ધિક્કારવા લાગ્યો.

પછી વિચાર કરી રણમલ ઝેરીમલની પાસે જઇને એકાએક ઉભો રહ્યો. ઝેરીમલ રણમલને જોતાંજ ભયથી ધ્રુજવા લાગ્યો. તેના મુખપર ચિંતાની છાયા છવાઈ ગઈ. હવે રણમલ ઝેરીમલને શાંત સ્વરે પૂછવા લાગ્યો:—"ઝેરીમલજી! આ શું કરો છો?! આમ કરવાનું કાંઇ કારણ?" રણમલને શો જવાબ દેવો તે તેને સૂઝયું નહિ. છેવટે તે પાપીએ રણુમલની પણ હત્યા કરવાનો નિશ્ચય કરીને જવાબ આપ્યા વિના 'આવું છું' કહી તે પાસેના ઓરડા તરફ ગયો. ઓરડામાંથી તે એક તીક્ષ્ણ નાની કટાર બાંહ્યમાં છૂપાવી બ્હાર આવ્યો. ચતુર રણમલ જો કે ન્હાનો હતો પણ તરત ચેતી ગયો અને તેણે ત્યાંથી નાશી જવાનો ઠરાવ કરી ઝેરીમલને કહ્યું:—"ઝેરી-મલ! ત્હેં આ ખૂન કર્યું છે તે હું જાણું છું. તે કૃત્ય મ્હેં મ્હારી નજરે જોયું છે પણ ગભરાઇશ નહિ—હું આ વાત કોઇને પણ જણા-વીશ નહિ. જો સાંભળ, 'હજી તારે આ મુડદાના ટુકડા દાટવાના બાકી છે ને નીચેનાં દ્વાર ઉઘાડાં છે માટે જો કોઇ આવી ચઢશે તો પૂરી ફજેતી થશે, તેથી હું નીચે જઇ દ્વાર બંધ કરી આવું. તું ત્હારૂં કામ પૂર્ણ કરી નાંખ." એમ કહી જવાબની રાહ જોયા સિવાય રણમલ નીચે ઉતરી પડયો અને બ્હાર આવી તેણે સીધો રાજમહેલનો રસ્તો પકડયો."

આટલી વાત કહી વળી ચંદ્રસિંહ થોડીવારને માટે શાંત રહ્યો.

"કુમાર! વચમાં બોલું છું તેને માટે ક્ષમા આપશો; પણ તમે ક્યા ઝેરીમલની વાત કરો છો તે કહેશો?" સંભ્રમમાં પડી વિજયસિંહે પૂછ્યું.

" હું રાજકન્યા કુમુદાનું હરણ કરનાર અને આપનાજ પાપિષ્ઠ સેનાધિપતિ ઝેરીમલની વાત કરૂં છું." ચંદ્રસિંહે ઉશ્કેરાઇ જઇ જવાબ આપ્યો.

" હેં ! શું કહો છો ? તે પાપી એટલો બધો અધમ હતો ? ! અફસોસ ! જો મ્હને પ્રથમથી આવી ખબર હોત તો હું તે પાપીનો સત્વર વિનાશ કરી નાંખત અને તે વિષવૃક્ષને મ્હોટું થવા દેતજ નહિ." કહી વિજયસિંહ વિચાર કરવા લાગ્યા.

છૂપાઈ રહેલો ઝેરીમલ્લ આ વાત સાંભળતાં સાંભળતાં આકુળ-વ્યાકુળ બની જવા લાગ્યો ને પોતાનો નાશ કરવાનું વિજયસિંહના મુખથી સાંભળી ક્રોધથી મનમાં બડબડવા લાગ્યો:—" હા હું તેજ ઝેરીમલ્લ છું ! હું તેજ કાળો ઝેરી નાગ છું ! બચ્ચા વિજયસિંહ ! તું મારો નાશ કરવાનો વિચાર કરે છે પણ તે પહેલાં આ ઝેરથી ભરેલો ભુજંગ તને દંશ દઇ તારોજ પ્રાણ લેશે.

" કાળનો પણ કાળ છું હું દુશ્મનો ડરાવાને,
આગ રૂપ બન્યો છું હું દુશ્મનો ડરાવાને;
મરૂં કે મારવાનો મંત્ર એકજ બસ સધાયે છે,
શત્રુ લોહીને પીવા અસિ તૈયાર થાયે છે."

અરે ! પણ આ સઘળી વાત કહેનાર કોણ હશે ? તે મને સમજાતું નથી. હું તો તેને ફક્ત કુમુદાના છોડાવનાર તરીકે ઓળખું છું. તેની આ વાત કહેવાની શી મતલબ હશે ? અરે ! તે મારી બધી વાત જાણતો હોય તેમ લાગે છે. તે અત્યારે મારીજ વાત કહે છે ને મારાંજ છિદ્રો ઉઘાડાં કરે છે. હાય ! શું કરૂં ! શસ્ત્રહીન છું; નહિ તો આ પળેજ તેની જીભ કાપી નાંખત." એમ મનમાં વિચાર કરતો ઝેરીમલ પાછો શાંતિ ધારણ કરી વાત સાંભળવા લાગ્યો.

" હાં, રાજકુમાર ! પછી શું થયું ?" વિજયસિંહે ચંદ્રને વાત કહેતો બંધ રહેલો જોઇને કહ્યું.

ચંદ્રસિંહ આગળ કહેવા લાગ્યો:—

" પછી, રણમલ્લ કેમ ઉપર આવ્યો નહિ તેની તપાસ કરવા

ઝેરીમલ નીચે ઉતર્યો. રત્નમલને ન જોવાથી તે નીચ ગભરાવા લાગ્યો. દ્વાર બંધ કરી તે પાપી પાછો ઉપર ગયો ને મુડદાના બાકી રહેલા ટુકડાઓને જમીનમાં બરાબર દાટી, સ્નાન કરી, નિવૃત્ત થઈ નિદ્રા લેવા પલંગમાં પડયો. આ વખતે રાત્રિ ઘણી ગઈ હતી, પણ પાપીને ઉંઘ આવી નહિ. તે પથારીમાં આમતેમ આળોટવા લાગ્યો ને મહા મહેનતે મનને શાંત કરી નિદ્રાધીન થઇ ગયો.



## પ્રકરણ ૧૧ મું.



## પૂર્વ-કથાની પૂર્ણાહુતિ.

ઓળખતાં નિજ સ્નેહીને, ઉર આનંદ ન માય;
સ્નેહ અલૌકિક ચીજ છે, સ્નેહાધીન સૌ થાય.

બીજે દિવસે પ્રાતઃકાળે આખા નગરમાં નગરશેઠની પુત્રવધૂ ગૂમ થયાના સમાચાર ફેલાઇ ગયા. શોધમાં ગયેલાં માણસોએ આખી રાત્રિ નગરમાં, નદી નાળામાં તથા જંગલોમાં અર્થાત્ સઘળે તપાસ કરી પણ કયાંય તેનો પત્તો લાગ્યો નહિ.

આ બનાવથી સર્વ નગર શૂન્યકાર ભાસવા લાગ્યું. રાજદરબારમાં મહારાજા, પ્રધાન, સેનાપતિ, રાજકુમાર ચંદ્રસિંહ અને કોટવાલ ઝેરીમલજી વગેરે બેઠા હતા, તેટલામાં નગરશેઠ રોતો કકળતો સભામાં આવ્યો ને હજી કાંઇ પત્તો મળ્યો નથી એમ મહારાજાને કહેવા લાગ્યો. આવો ભયંકર બનાવ બનેલો સાંભળીને મહારાજા ઘણાજ ઉશ્કેરાઈ ગયા અને કોટવાલને કહેવા લાગ્યાઃ–

" ઝેરીમલ ! કોઇ દિવસે નહિં ને આજે આપણા નગરમાં આવો ભયંકર બનાવ કેમ બન્યો તે કાંઇ સમજાતું નથી, માટે તમે તપાસ કરો. આ કામના જોખમદાર તમે છો. " પણ કોટવાલ શી ખબર લાવે ! ગુન્હેગાર તે પોતેજ હતો એટલે પછી શી તપાસ કરવાની રહી ? મહારાજાનાં વચન સાંભળી ઝેરીમલ કહેવા લાગ્યોઃ–" કૃપાળુ ! ગઇ આખી રાત્રિ મ્હેં શોધ કરવામાંજ ગુજારી છે. આખું નગર ફરી વળ્યો

પણ કાંઇજ પત્તો ન મળ્યો " તેનાં વચન સાંભળી મહારાજા દિલગીર થયા અને સર્વ સભાજનો ચિંતાતુર બની ગયા. નગરશેઠ ઘણુંજ કલ્પાંત કરવા લાગ્યો. આ પળે રણમલે રાજસભામાં પ્રવેશ કર્યો. રણમલને જોતાંજ ઝેરીમલ્લ ભયથી કંપવા લાગ્યો.

"ભાઇ રણમલ ! તું આવ્યો ?" કહી મહારાજાએ તેને વ્હાલથી બોલાવ્યો ને પોતાની પાસે બેસાડી તેને કહેવા લાગ્યાઃ—" રણમલ ! આજે આપણા નગરમાં એક ભયંકર બનાવ બન્યો છે. આપણા નગરશેઠના પુત્રની સ્ત્રીને કોઇ હરામખોર ઉપાડી ગયો છે તેનો કયાંઇ પણ પત્તો લાગતો નથી."

"પિતાજી ! હરણ કરી જનાર પાસે છે છતાં આપ તેને કેમ પકડી શકતા નથી ?" રણમલે ઉભા થઈ જઇને કહ્યું. "અરે ! એ ચંડાળ કોણ છે ? તે તું મ્હને વિના વિલંબે બતાવ." મહારાજા ગર્જી ઉઠયા. "પિતાશ્રી ! આ આપના કોટવાલ ઝેરીમલ્લજીનુંજ તે ભયંકર કારસ્થાન છે." રણમલે ખુલ્લું કહી દીધું. "હેં !" સર્વ સભાજનો આશ્ચર્યથી બોલી ઉઠયા. મહારાજા એકદમ સમશેર ખેંચી ઝેરીમલ તરફ ધસ્યા ને જેવા તેની ઉપર ઘા કરવા જાય છે કે તરતજ ચંદ્રસિંહે તેમનો હાથ પકડયો અને કહેવા લાગ્યોઃ—" પિતાજી ! શાંત થાઓ. પ્રથમ ગુન્હેગારની હકીકત તો સાંભળો. સાહસ શા માટે કરોછો ?" આથી મહારાજા પાછા પોતાના આસને બેઠા ને ઝેરીમલને પૂછવા લાગ્યાઃ— "બોલ પાપી ! તું ગુન્હેગાર છે કે નહિ ?" "મહારાજા ! હું તદ્દન નિર્દોષ છું." ઝેરીમલે બચાવ કરી કહ્યું.

મહારાજા તેનો જવાબ સાંભળી વિચાર કરવા લાગ્યા—" અરે ! હવે મારે ગુન્હેગારને શી રીતે પકડવો ?" એમ વિચાર કરતા રણમલ સામું જોવા લાગ્યા. રણમલ પિતાનો વિચાર જાણી ગયો અને કહેવા લાગ્યોઃ—" પિતાશ્રી ! આ નિમકહરામીએ તે બાઇનું કાલે સમી સાંજે સરોવર કિનારેથી હરણ કર્યું હતું ને છેક સાયંકાળે તેને પોતાને ઘેર લઇ ગયો હતો. તે બાઇને ત્રિજે મજલે લઇ જઈ તેણે તેના સતી ધર્મનો નાશ કરવા તેની પર બળાત્કાર કરવા માંડયો. તે વખતે હું ત્યાં થઇને

રાજમહેલ તરફ આવતો હતો. મને વિચાર આવ્યો કે લાવ ઝેરીમલને મળતો જાઉં. એમ ધારી હું તેના મકાનમાં દાખલ થયો. ઝેરીમલને નહિં જોવાથી શોધતો શોધતો હું ત્રિજે માળ ગયો. ત્યાં એક જાળિયામાંથી જોયું તો ઝેરીમલ તે નિર્દોષ અબળાની ઉપર બળાત્કાર કરવા તૈયાર થયો હતો. તે બાઇએ પોતાનું શિયળ ભંગ થવાની બ્હીકથી આત્મહત્યા કરી હતી. બાઇને અચાનક મૃત્યુને વશ થયેલી જોઇ આ દુષ્ટ ધ્રુજવા લાગ્યો; તો પણ હિંમત ધારી તેણે સમશેરથી તે બાઈના મુડદાના ટુકડા કરી, પોતાનું પાપ છૂપાવવા માટે તે ટુકડા જમીનમાં દાટયા છે. તેની તપાસ કરાવો એટલે ગુન્હો સાબિત થશે." આ વચનો સાંભળી મહારાજાએ તરત ચંદ્રસિંહને થોડા સિપાઇયો સાથે ઝેરીમલનાં મકાને જઇ તપાસ કરવાની આજ્ઞા કરી. ઝેરીમલ ઘણોજ ગભરાઈ ગયો ને ભયથી આમ તેમ નાશી છૂટવાનો માર્ગ ખોળવા લાગ્યો. મહારાજાનો ચતુર પ્રધાન તેના મનનો ભાવ જાણી ગયો તેથી તેને એકદમ બંધન કરવાની સિપાઈઓને આજ્ઞા કરી. હુકમ થતાંજ એ સિપાઇઓએ તેને બંદીવાન્ બનાવી દીધો. તેટલા વખતમાં તે બાઈના શરીરનાં ટુકડાની પોટલી બાંધી, સિપાઇઓ સાથે રાજકુમાર ચંદ્રસિંહ ત્યાં આવી પહોંચ્યો અને પોટલી છોડી તે સ્ત્રીના શરીરના ટુકડા મહારાજાને બતાવ્યા. ઝેરીમલનું આવું નિર્દય–ત્રાસ ઉપજાવે તેવું–કૃત્ય જોઇ સર્વ સભાજનો દિઙ્મૂઢ બની ગયા. બિચારો નગરશેઠ તો તેની પુત્રવધૂનું આવું ઘાતકી રીતે અકાળે મરણ થયેલું જોઇ ગાંડા જેવા બની ગયો. મહારાજાના ક્રોધનો તો પાજ ન રહ્યો. તેમણે ગુસ્સાથી તપી જઇને ઝેરીમલને પૂછ્યું:–" બોલ પાપી! હવે તું શો જવાબ આપે છે?"

મહારાજાનો પ્રશ્ન સાંભળી તે પાપી હિંમત ધરી ગુન્હાનો ઈન્કાર કરવા લાગ્યો. તેને ઈન્કાર કરતો જોઇ મહારાજા ક્રોધથી ગર્જના કરીને કહેવા લાગ્યા:–" ઓ વિશ્વાસઘાતી કૂતરા! તને શું કરૂં? તારૂં કૃત્ય જોતાં તો તારા રાઇ રાઈ જેટલા ટુકડા કરવા ઘટે છે; પણ લાચાર છું કે મ્હેં તારા બાપને તારૂં રક્ષણ કરવાનું અભય વચન

આપેલું છે; એટલે હું તને કાંઈજ કરી શકતો નથી. એ નિમકહરામી ! હું તને જીવતો છોડું છું અને આ ભરી સભામાં તને માત્ર સો સખ્ત ફટકા મારવાનો હુકમ કરૂં છું. જો કે તારા ગુન્હા તરફ જોતાં તો તને મૃત્યુની શિક્ષા થવી જોઇએ પણ મારા વચનને વળગી રહી હું તને જીવતો છોડી મુકું છું. ”

મહારાજાનો હુકમ થતાંજ સિપાઇઓએ ઝેરીમલને સભાંની વચમાં ઉભો રાખી તેની પીઠ પરનાં વસ્ત્ર દૂર કરી તેને મીણના પાયેલા મજબૂત કોરડાથી ફટકા મારવા શરૂ કર્યા. ઝેરીમલ બૂમેબૂમ પાડવા લાગ્યો. તેના બરડામાંથી લોહીની ધારાઓ વહેવા લાગી. પચાસ ફટકા પૂરા થતામાં તો તે પાપી બેભાન થઈ જમીન પર ઢળી પડયો. તરતજ સિપાઇઓએ તેને ઠંડુ પાણી છાંટી સાવધ કર્યો ને બાકીના ફટકા મારવા શરૂ કર્યાં. તેનો બરડો સૂઝી ગયો ને તે સાથે ફટકાનો માર પણ પૂરો થયો.

રૂદન કરતો કરતો ઝેરીમલ સભા વચ્ચે નીચું મ્હોં રાખી ઉભો રહ્યો. પછી તેને સંબોધીને મહારાજાએ કહ્યું:—“નરાધમ ! તું અત્યારેને અત્યારે મારૂં નગર છોડીને ચાલ્યો જા. હું તારૂં મુખ જોવા ઇચ્છતો નથી. જો કોઈ પણ દિવસે તું મારી સરહદમાં જોવામાં આવીશ તો એમ સમજજે કે તારૂં આવીજ બન્યું. જા, ચાલ્યો જા. સિપાઇઓ એને ધક્કા મારી બ્હાર કાઢી મૂકો. ” સિપાઇઓએ તેને ધક્કા મારી બ્હાર કાઢી મૂકયો. તે પાપીને તો એટલુંજ જોઇતું હતું. સભામાંથી બ્હાર નીકળ્યા પછી તે પોતાને મકાને ગયો ને ત્યાંથી એકઠા કરેલા હિરામાંથી બે અમૂલ્ય હિરા સાથે લઇ તેણે અજીતગઢનો ત્યાગ કર્યો. ”

આટલી વાત કરી ચંદ્ર પાછો ચૂપ રહ્યો.

“ એ મ્હારા કટ્ટા દુશ્મન ! તારી જીભ તું બંધ કર.” સંતાયેલો ઝેરીમલ મનમાં બોલી ઉઠયો.

“ અરે ! આ શયતાન કોણ હશે તે મારાથી કેમ સમજાતું નથી ? ” એમ બોલી વળી પાછો ઝેરીમલ સાંભળવા લાગ્યો.

ચંદ્ર થોડી વાર થોભી આગળ વાત કહેવા લાગ્યો:—

" પછી કેશરીસિંહે નગરશેઠને શાંત કરી, ગઈ ગુજરી ભૂલી જવાનું કહી તેમને જ્ઞાનનો ઉપદેશ કરી ઘેર વિદાય કર્યા. એવી રીતે સમય વીતવા લાગ્યો. નગરજનો બનેલો બનાવ ભૂલી જઈ આનંદમાં દિવસો ગાળવા લાગ્યા. વસંતપંચમીનો દિવસ પાસે આવવા લાગ્યો. રાજમહેલમાં રાજ્યાભિષેકની તૈયારીઓ થવા લાગી; પણ મનુષ્ય ધારે છે શું ને ઈશ્વર કરે છે શું ? કાળની અકળ કળાને કોણ કળી શક્યું છે ? જો મનુષ્યોથી કાળની ગતિ કળી શકાઇ હોત તો મહા પવિત્ર દેવાંશી પુરૂષ રામને વનવાસી શા માટે થવું પડત ? સત્યવાદી પરમ પૂજ્ય મહા-પુરૂષ હરિશ્ચંદ્રને દુઃખના દરિયામાં શા માટે ડૂબી મરવું પડત ? તાત્પર્ય કે, મ્હોટા મ્હોટા દેવાંશી મહાપુરૂષો પણ દૈવની ગતિને કળી શક્યા નથી તેમજ કળી શકનાર પણ નથી.

એક દિવસે સંધ્યા સમયે ચંડાળ ઝેરીમલે છૂપા વેષમાં નગરમાં પ્રવેશ કર્યો ને નાના રાજકુમાર રણમલસિંહને તે શોધવા લાગ્યો. રણ-મલ શિકારેથી નગર તરફ તે વખતે પાછો આવતો હતો. રસ્તામાંજ ઝેરીમલ તેને મળ્યો. ચતુર રણમલે તેને ઓળખ્યો અને તેને ગુપ્ત વેષમાં આવેલો જોઇ આશ્ચર્ય પામ્યો.

રણમલને જોઇ ઝેરીમલ તેની પાસે આવ્યો ને નમીને ક્ષમા માગવા લાગ્યો. રણમલ તે દુષ્ટના કાલાવાલાથી ભોળવાયો. જાળમાં માછલું બરાબર ફસાયું છે ધારી ઝેરીમલ રણમલને ત્યાંથી થોડેક દૂર સમજાવીને લેઈ ગયો અને પોતાની પાસેથી સાકર કાઢી તેને આપતાં બોલ્યો:-" કુંવરજી ! આપે મને ક્ષમા આપી કૃતાર્થ કર્યો છે. પ્રભુ આપનું સર્વદા કલ્યાણ કરો ! લ્યો હું આ માતાજીનો પ્રસાદ લાવ્યો છું તે આપ આરોગો. " એમ કહી તે દુષ્ટે રણમલને સાકર ખવડાવી દીધી. સાકર ખાતાંજ રણમલનું માથું ભમવા લાગ્યું ને તેને ખબર પડી કે કંઈક દગો થયો છે. તેણે બૂમ પાડવા પ્રયત્ન કર્યો પણ તે પાપીએ પોતાના હાથથી રણમલનું મુખ દાબી દીધું. પછી થોડીજ વારમાં રણમલને ઉચકી ઝેરીમલ ઘોડાપર સ્વાર થયો અને જંગલને રસ્તે ઘોડાને દોડાવી મૂક્યો. રાત્રિનો સમય થયો. હજી રણમલ પાછો

કેમ આવ્યો નહિ હોય એમ ધારી મહારાજા ફિકર કરવા લાગ્યા. થોડી વારે એક માણસ જેણે રણમલને પાપી ઝેરીમલના પંઝામાં ફસાયલો જોયો હતો તેણે આવી કોઈ અજાણ્યો માણસ રાજકુમારને ઉપાડી ગયો છે એવા સમાચાર આપ્યા.

તેના આવા સમાચાર સાંભળી મહારાજાએ તેજ વખતે કેટલાક ઘોડેસ્વારોને ચારે તરફ રણમલની શોધમાં દોડાવ્યા. સ્હવાર સુધી રખડી રઝળી ઘોડેસ્વારો નિરાશ થઇને પાછા આવ્યા. સમસ્ત નગરમાં હાહાકાર થઈ રહ્યો. રણમલનો પત્તો નહિ લાગ્યાથી મહારાજા બેશુદ્ધ જેવા બની ગયા.

પાટવી રાજકુમાર ચંદ્રસિંહ પિતાને આશ્વાસન આપવા લાગ્યો અને તેમના હૃદયનું સમાધાન કરી, પિતાની આજ્ઞા લઈ, ભાઈની શોધ કરવા નીકળી પડ્યો. અજીતગઢમાં એકાએક ઉપરા ઉપરી આવા મહા ભયંકર બનાવો બનવાથી મહારાજા તેમજ અન્ય નગરજનો ગભરાઇ ગયા. આ બધાં ભયંકર કાવત્રાં કરનાર ઝેરીમલજ છે એમ સૌ કોઇ માનવા લાગ્યા.

એમ કરતાં કરતાં બે માસ નીકળી ગયા; પણ રણમલની કાંઇ ખબર મળી નહિ. અધુરામાં પૂરૂં પાછો ચંદ્રસિંહ જે રણમલની શોધમાં નીકળ્યો હતો તેનો પણ પત્તો નહોતો. આથી મહારાજા શોકાતુર રહેવા લાગ્યા. તેમને સઘળો વૈભવ સ્મશાનવત્ લાગવા માંડ્યો.

ત્યાર પછી થોડે દિવસે શિવરાત્રિનું પર્વ આવ્યું. તે પર્વને દિવસે અજીતગઢની ગાદી ઉપર જે રાજા હોય તે રાજાએ તેમના ઇષ્ટદેવ શ્રી વિશ્વનાથ મહાદેવનું પૂજન કરવું ને તે પૂજન કરવા રાજાએ પોતે એકલા કોઈને સાથે લીધા સિવાય મધ્યરાત્રે જવું એવો વંશપરંપરાનો નિયમ હોવાથી કેશરીસિંહ મહારાજા મધ્યરાત્રે પૂજનાર્થે જવા એકલા તૈયાર થયા. વિશ્વનાથનું શિવાલય નગરથી ચાર માઈલ દૂર હતું.

ઉપરા ઉપરી આવા બનાવો બનવાથી બુદ્ધિશાળી પ્રધાને મહારાજાને એકલા ન જવા માટે સમજાવ્યા પણ મહારાજાએ પ્રધાનનું કહેવું માન્યું નહિ.

મહારાજાની આજ્ઞા ન હોવા છતાં પણ પ્રધાને એક અંગરક્ષકને મહારાજાની પાછળ છૂપી રીતે મોકલ્યો. કેશરીસિંહે શિવાલયે પહોંચી શ્રીવિશ્વનાથનું પૂજન કર્યું અને પ્રભુની સ્તુતિ કરી આરતી ઉતારી નગર તરફ પાછા ફરવાની તૈયારી કરી.

પાછળ આવેલો અંગરક્ષક રાજા જાણે નહિ તેમ તેમની પાછળ ચાલ્યો. દૈવની ગતિ ન્યારી છે. તેની લીલાને ઓળખવા કોઇ સમર્થ નથી. જેવા મહારાજા પાછા ફરવાનો વિચાર કરે છે તેવાજ આશરે પચીશેક સશસ્ત્ર માણસોએ ત્યાં આવી તેમને ઘેરી લીધા. મહારાજા શસ્ત્રહીન હોવાથી તેમને રોકી શકયા નહિ.

તેમણે હિંમતથી તેઓને પૂછ્યું:–"અરે! તમે મને શા માટે ઘેર્યો છે? તમારે શું જોઇએ છે? હું રાજા કેશરીસિંહ છું."

મહારાજાના પ્રશ્ન સાંભળી તેમને જવાબ આપવા તે લોકોમાંનો એક કે જે તેમનો સરદાર હતો તે આગળ આવીને બોલવા લાગ્યો:– "કેશરીસિંહ! તું મારો કેદી છે! હું તને ભયંકર શિક્ષા કરનાર છું તું મને ઓળખે છે? જો સાંભળ, જેનું ત્હેં ભરી સભામાં અપમાન કર્યું છે તેજ હું ઝેરીમલ આજે તને કેદ કરવા અહિં આવ્યો છું; માટે ચાલ હવે સત્વર શરણે થા."

ઝેરીમલનાં વચનો સાંભળતાંજ મહારાજાના ક્રોધનો પાર રહ્યો નહિ. પોતાના બન્ને હાથની મુઠીઓ વાળી તેઓ દુશ્મનોને મુષ્ટિપ્રહાર કરવા લાગ્યા "શું! મહારાજા કેશરીસિંહ કેદ! એમ કેમ બને? હે દુષ્ટાત્મા! નર પિશાચ! હમણાંજ હું તારો ગર્વ ઉતારૂં છું. અળશિયાએ નાગને દબાવ્યો સાંભળ્યો છે?" એમ બોલતા મહારાજા ચોગરદમ ઘુમવા લાગ્યા. તેમના પ્રચંડ પ્રહારથી ચાર પાંચ માણસો તો પરલોકમાં પહોંચી ગયા. મહારાજાનો વફાદાર અંગરક્ષક પોતાની ફરજ બજાવતાં માર્યો ગયો. પોતાના ચાર પાંચ માણસોનો નાશ થયેલો જોઈ ઝેરીમલ ઘણોજ ગુસ્સે ભરાયો અને તેના સૈનિકોને કહેવા લાગ્યો:–"મ્હારા શૂરવીર સાથીઓ! શું જોઇ રહ્યા છો?! એકદમ આને પકડી કેદી બનાવી દ્યો."

પોતાના સરદારનો હુકમ થતાંજ સૈનિકો મહારાજાની ઉપર તુટી પડયા. મહારાજા પણ હિંમતથી શત્રુઓની સામે થયા. આ લડાઈમાં દુશ્મનોના પ્રહારથી મહારાજાના શરીરને સખ્ત ઇજા થઇ અને ઘણુંજ રૂધીર વહેવા લાગ્યું. મહારાજા અશક્ત થઈ જઇ જમીન પર ઢળી પડયા ને બેભાન બની ગયા.

નીચે પડતાંજ શત્રુઓ તેમને બંદીવાન્ બનાવી એક ડોળીમાં સુવાડી ઉપાડી ગયા. મારા સાંભળવા પ્રમાણે તે હત્યારાએ મહારાજાને તેમના મુકામે જઇ ગરદન મરાવ્યા છે. પછી તે ઝેરીમલે અમરકંટકના મહારાજાને રાજ્યમાંથી ભાગ આપવાની કબૂલત આપી તેમના સૈન્યની મદદથી અજીતગઢમાં પ્રવેશ કર્યો. મહારાજા કેશરીસિંહનો વફાદાર પ્રધાન મહારાજાના એકાએક ગૂમ થવાથી થોડુંક સૈન્ય લઇ મહારાજાની શોધમાં નીકળી ગયો હતો. તે પણ તે વખતે નગરમાં નહોતો; છતાં બાકીના સૈનિકોની મદદથી બહાદુર સેનાપતિ અજયસિંહ દુશ્મનોને અટકાવવા સામો ઉભો; પણ તે બીચારો આખરે તેના સૈનિકો સાથે કપાઇ મુઓ. પછીથી ઝેરીમલે કોઇપણ પ્રકારની મુશીબત ભોગવ્યા સિવાય નગરમાં પ્રવેશ કર્યો.

તે દુષ્ટે રૈયત ઉપર જુલ્મ ગુજારી, તેમની પાસેથી પુષ્કળ દ્રવ્ય મેળવી અજીતગઢનું રાજ્ય અમરકંટકના રાજાને આપી દીધું ને તેને પેટે રણજીતસિંહ પાસેથી પણ ઘણુંજ દ્રવ્ય લીધું. પછી ઝેરીમલ અજીતગઢથી ચાલ્યો ગયો ને થોડા દિવસ જંગલમાં ગાળી, આપનો પ્રાણ બચાવી આપની પાસે નોકરીમાં રહેવા લાગ્યો.

હવે ચંદ્રસિંહ જે રણમલની શોધમાં નીકળેલો હતો તે ભાઈની શોધ નહિ લાગવાથી પોતાના નગર તરફ પાછો ફરતો હતો તેવામાં કેશરીસિંહ મહારાજાની શોધમાં નીકળેલા પ્રધાનનો સૈન્ય સાથે તેને ભેટો થયો. પ્રધાને ચંદ્રસિંહને ઓળખી સઘળી રાજ્ય સંબંધી હકીકત જે તેણે મેળવી હતી તે કહી સંભળાવી અને વિશેષમાં જણાવ્યું કે:– “આપણું રાજ્ય હાલ રણજીતસિંહના કબજામાં છે.” આ ઉપરાંત મહારાજાના મૃત્યુના સમાચાર પણ પ્રધાને તેને કહી સંભળાવ્યા.

ચંદ્રસિંહ પિતાના મૃત્યુના સમાચાર સાંભળી રડવા લાગ્યો. પ્રધાન તેને આશ્વાસન આપવા લાગ્યો. થોડી વારે ચંદ્રસિંહ તેનું હૃદય હલકું કરી શાંત થયો ને પ્રધાનને કહેવા લાગ્યો:-" પ્રધાનજી ! ચાલો, આપણે આપણા નગરમાં જઈ શત્રુને હાંકી મૂકીએ !" રાજકુમારનાં વચન સાંભળી પ્રધાને કહ્યું:-" રાજકુમાર ! હાલ આપણાથી નગરમાં જવાય તેમ નથી, કારણ કે આપણી પાસે પૂરતું સૈન્ય નથી તેમ તે રાજાનો એવો હુકમ છે કે કેશરીસિંહના પુત્રો જો જોવામાં આવે તો તેમને બંદીવાન્ બનાવી મારી સમીપ લઇ આવવા. માટે હાલમાં તો ત્યાં જવું યોગ્ય નથી. સમય આવ્યે જોઇ લેવાશે." એવી રીતે રાજકુમારને સમજાવી સારી શિખામણ આપી તે સુજ્ઞ મંત્રી આપની તરફ તેના વફાદાર સૈનિકો સાથે આવ્યો છે ને તે આપની સેવામાં હાલ પ્રધાનની પદવી ઉપર છે."

વિજયસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું:-" શું કેશરીસિંહનો વફાદાર પ્રધાન હાલ મારી પાસે છે ?! અરે ! હા ! હવેજ મને ખબર પડી. તે ગુણવાન્ પ્રધાન તો વારંવાર મને સારી સલાહ આપે છે. તેની ચતુરાઇ તેમજ તેની બુદ્ધિના પ્રભાવથીજ હું રણજીતસિંહ સાથેના યુદ્ધમાં બરાબર ટક્કર ઝીલી શક્યો, નહિ તો તેની સામે થવાનું મારૂં ગજુ નહોતું. ધન્ય છે તેને ! પણ; વારૂ રાજયોગી ! ત્યારે તમે કોણ છો ? હજી સુધી કાંઇ તમારી વાત તો મ્હારા જાણવામાં આવીજ નહી !"

ચંદ્રસિંહ:-મ્હારો પરિચય હવે આપને વિના વિલંબે થશે.

વિજયસિંહ:-એમ ! તો ઠીક; પણ પછી ચંદ્રનું શું થયું તે જો તમે જાણતા હો તો કહો.

ચંદ્રસિંહ:-તે પણ હું જાણું છું. સાંભળો. પ્રધાનથી છૂટો પડયા પછી ચંદ્રસિંહ, રણમલને ખોળતો ખોળતો જંગલે જંગલ ભટકવા લાગ્યો; પણ તેને રણમલની ભાળ મળી નહિ. તેણે વિચાર કર્યો કે " ચાલ હું પણ વિજયનગર જાઉં અને જ્યાં તે દુષ્ટ ઝેરીમલ રહે છે ત્યાં તે દુષ્ટને તેની કરણીનાં ફળ અપાશે તથા ત્યાંજ કદાચ મારા વ્હાલા ભાઇનો પત્તો પણ લાગશે." એવો વિચાર કરી

ચંદ્રસિંહ આપની તરફ આવવા નીકળ્યો. તે રાજકુમાર ચાલતાં ચાલતાં વિકટ અરણ્યમાં ભૂલો પડયો. માર્ગની શોધ કરવામાંજ રાત્રિ પડી પણ માર્ગ ન જડયો; તેથી રાજકુમાર નિરાશ થઇને આમ-તેમ અથડાવા લાગ્યો. તેટલામાં તેને કાને એક કારમી ચીસ સંભળાઇ. ચીસ સાંભળી રાજકુમાર તે દિશા તરફ ધસ્યો અને ત્યાં જઇને જુએ છે તો ત્રણ પુરૂષો એક સુંદર બાળાનું હરણ કરી લાવેલા હતા. તે રાજકુમારે તેમાંના બે પુરૂષોને પિસ્તોલથી ઠાર કર્યા ને ત્રિજાની સાથે તે સમશેરથી યુદ્ધ કરવા લાગ્યો.

શત્રુની સમશેર રાજકુમારની સમશેર સાથે અથડાઇને જમીન પર પડી ગઇ એટલે શત્રુ જીવ બચાવવાના ઇરાદાથી રાજકુમારની નજર ચૂકવી પલાયન કરી ગયો. જે માણસ જીવ બચાવી નાશી ગયો તે માણસ રાજકુમાર ચંદ્રસિંહનો શત્રુ ઝેરીમલ પોતેજ હતો.

પછી રાજકુમાર ચંદ્રસિંહ તે બાળાની પાસે ગયો ને તે બાળાનું સાંત્વન કરી તેની હકીકત પૂછવા લાગ્યો. તે બાળાએ તેમનો પરિચય આપતાં નામ " કુમુદા " જણાવ્યું. કુમુદાને લઇને આપના શરણમાં આવનાર રાજયોગી તે રાજયોગી નહિ પણ મહારાજા કેશરીસિંહનો પાટવી રાજકુમાર ચંદ્રસિંહ હું પોતે આપને પ્રણામ કરૂં છું." એમ બોલી ચંદ્રસિંહે વિજયસિંહને પ્રણામ કર્યા.



## પ્રકરણ ૧૨ મું.

### જુલમી ઝેરીમલ.

" પાપી સ્વારથ સાધવા, કરે પ્રપંચ અપાર,
અંતે પાછો તે પડે, કરે ધાર્યું કિરતાર. "

વિજયસિંહ એકાએક આશ્ચર્ય પામીને બોલી ઉઠયા:—" મારી કુમુદને બચાવનાર જે રાજયોગી છે તે શું ચંદ્રસિંહ ? ! " એમ બોલી મહારાજા ઉભા થયા ને ચંદ્રનો હાથ પકડી તેને પોતાના હૃદયની સાથે દાબવા લાગ્યા. પછી તેઓ કહેવા લાગ્યા:—" ચંદ્રસિંહ !

તમને આવું કરવું ઘટતું નહોતું. આ રાજ્ય તમારૂં હતું. તમારે શા માટે છૂપાવું જોઇએ?" રાજકુમારી કુમુદાએ રાજયોગી તે "ચંદ્રસિંહ" પોતેજ છે જાણી શરમથી નીચું જોયું.

ઝેરીમલ કે જે આટલો વખત વાત સાંભળવાને છૂપાઇ રહ્યો હતો તે જાણે પોતાને કોઇએ ગોળી બ્હાર ન કર્યો હોય તેમ એકાએક ચંદ્રસિંહને પ્રગટ થયેલો સાંભળી ચમકયો અને તેની આંખે અંધારાં આવી ગયાં. તે પોતાનું માથું બન્ને હાથે પકડી જમીન પર બેસી ગયો.

હવે આપણે ઝેરીમલ અહિં કેવી રીતે આવવા પામ્યો તે જોઇએ. યોગીન્દ્રના ગયા પછી તે ચંડાળે તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરી રણમલને મારી નાંખવાની તૈયારી કરી. અંતે તેની શી દશા થઈ તે પણ આપણે પાછળ વાંચી ગયા. ચકર ચકર ગોળાકૃતિમાં ઉંચે ચઢતો ઝેરીમલ એક મોટા જંગલના મયદાનમાં આવી પડયો. નીચે પડતાંજ તેનાં હાડકાંનો ચૂરેચૂરો થઇ ગયો. ઝેરીમલ તે જંગલમાં ઘણા દિવસ સુધી માંદો રહ્યો. જંગલના ભીલ્લ લોકોને તેની દયા આવી તેથી તે લોકો તેની માવજત કરવા લાગ્યા. તે લોકોની મહેનતથી ઝેરીમલ થોડા દિવસમાં સાજો થઈ ગયો ને તે લોકોને યુક્તિથી સમજાવી પોતાને વશ કરી તેમનો સરદાર થયો અને આસપાસનાં ગામડાંઓમાં ધાડ પાડવા લાગ્યો. પછી તેણે તેજ જંગલમાં વિજયસિંહનો પ્રાણ બચાવ્યો તે પણ આપણે જોઈ ગયા. ત્યાં પણ તેણે નિમકહરામી કરી અને તે ગુપ્તગૃહ તરફનો રસ્તો લીધો. આ ગુપ્તગૃહ તેને ભીલ્લ લોકોએ બતાવ્યું હતું. તે ભીલ્લ લોકોની સાથે તે ગુપ્તગૃહમાંજ રહેતો હતો. પાંચ વર્ષ પૂરાં થયાં હતાં તેથી તેને યોગીન્દ્રની આજ્ઞાનુસાર ગુપ્તગૃહની સ્મૃતિ થઈ આવી હતી. ગુપ્તગૃહની સ્મૃતિ આવતાં તે પાપી રણમલને મારી નાંખવા જલદીથી ત્યાં જવા લાગ્યો; પણ રામ રાખે તેને કોણ ચાખે? તે દુષ્ટના આવ્યા પહેલાં તો રણમલ ત્યાંથી છૂટીને કયારનોય પોતાના ભાઇને મળ્યો હતો.

ઝેરીમલને રણમલના નાસી જવાના સમાચાર મળ્યા એટલે તે

ક્રોધથી લાલપીળો થઈ ગયો અને તેજ વખતે ઘોડા પર સ્વાર થઈ રણમલને પકડી લાવવા નીકળી પડ્યો. ઝેરીમલ્લ ફરતો ફરતો આઠમે દિવસે વિજયનગરની સરહદમાં આવી પહોંચ્યો. ત્યાં ગુપ્તવેષે તપાસ કરતાં તેને ખબર મળી કે આ વખતે રાજકુમારી કુમુદા બગીચામાં છે. રણમલની શોધમાં નીકળેલાને આ ખબર મળતાંજ તેના આનંદનો પાર રહ્યો નહિ. તે કુમુદાને મેળવવા ઘણોજ આતુર હતો તેથી તે નગરમાં જઇ ત્યાંથી પોતાના એ ત્રણ સાથીઓને લઇ બારોબાર વિલાસબાગ આગળ આવી પહોંચ્યો. પોતાના માણસોને બ્હાર ઉભા રહેવાનું કહી પોતે એકલો શસ્ત્ર ભૂલી જઈ છૂપાતો છૂપાતો બગીચામાં દાખલ થયો. કુમુદની સાથે ઉભેલો યુવક કોણ છે તથા તેઓ શું વાતો કરે છે? તે સાંભળવાના હેતુથી ઝેરીમલ પાસેના પહાડની પોલાણમાં છૂપાયો. તેણે "કુમુદ–ચંદ્ર" ની વાત સાંભળી અને તેનો બધો ભેદ ખુલ્લો થયો. વધારામાં ચંદ્રસિંહને જાહેર થયેલો જોઈ તેની આંખે અંધારાં આવી ગયાં. તે જમીન ઉપર નીચે બેસી ગયો. તે અરસામાં નાનો રણમલ્લ નોકરના પોષાકમાં ત્યાં દાખલ થયો અને વિજયસિંહને પ્રણામ કરી કહેવા લાગ્યો:–"બાપુ! સાંજ પડવા આવી છે. ભોજનનો સમય થયો છે. માટે જમવા પધારો." એટલું કહી તે એક બાજુએ ઉભો રહ્યો.

'ભોજનનો સમય થયો છે' સાંભળી મહારાજા ચંદ્રસિંહને કહેવા લાગ્યા:–"ચંદ્રસિંહ! ચાલો, ભોજનનો સમય થયો છે માટે હવે આપણે જઇએ."

"આપ પધારો; હું થોડી વારમાં આવું છું.." કહી ચંદ્રસિંહ ત્યાંથી થોડેક દૂર જઇ ફરવા લાગ્યો.

"બેટા કુમુદા! તું ચાલીશ કે?" વિજયસિંહે પૂછ્યું.

"બાપુ! હું તથા વનમાળા આપની પાછળ તરતજ આવીએ છીએ, આપ પધારો." કુમુદે ત્યાં રહેવાની ઇચ્છાથી કહ્યું.

વિજયસિંહ આનંદ પામી રાજમહેલ તરફ સિધાવ્યા. રાજકુમાર રણમલ પણ એક બાજુએ પોતાને કોઈ જુએ નહીં, એમ

ધારી છૂપાઇને ઉભો રહ્યો. પિતાજીને ગયેલા જોઇ કુમુદ વનમાળાને કહેવા લાગી:—"આખરે ઇશ્વરે મારા હૃદયની આશા પૂર્ણ કરી, હેં! મને મ્હારો ગૂમ થયેલો ચંદ્ર મળ્યો. મ્હારા સૌભાગ્ય—ચંદ્રનો ઉદય થયો!"

"બ્હેન! આ સમયના આનંદમાં હું એક પુષ્પનો હાર ગુંથી લાવું." એમ કહી વનમાળા પુષ્પ વીણવા બગીચામાં ગઈ.

ચંદ્રસિંહ વનમાળાને દૂર ગયેલી જોઈ કુમુદકુમારી પાસે આવ્યો અને તેને કહેવા લાગ્યો:—"કેમ કુમુદે! તમારો ગૂમ થયેલો ચંદ્ર આવ્યો કે નહિ? મ્હેં મારૂં વચન પાળ્યું કે નહિ? કેમ બોલતાં નથી?"

કુમુદે શરમથી નીચું જોયું. ફરીથી પાછો ચંદ્ર કહેવા લાગ્યો:— "દેવિ! કેમ બોલતાં નથી? પહેલાં તો મોટી મોટી વાતો કરતાં હતાં ને હવે તો બોલાતું પણ નથી!"

કુમુદે નજર નીચેથી ઉંચી કરીજ નહિ.

ચંદ્રસિંહ કુમુદકુમારીની છેક પાસે ગયો ને તેનો હાથ પકડી કહેવા લાગ્યો:—"વ્હાલી! તું મારાથી રીસાઇ છે? શું મ્હારાથી તારો કાંઇ ગુન્હો થયો છે? કુમુદ! શા માટે તું બોલતી નથી? બોલ બોલ, મ્હારી મનમોહિની! એક વાર બોલ."

"જાઓ, મને બોલાવશા નહિ!" કહી કુમુદે ચંદ્રનો હાથ તરછોડી નાંખ્યો.

"પ્રિયે! આમ કરવાનું કાંઇ કારણ?" ચંદ્રે હસીને પૂછ્યું.

"તમે ઘણાજ ઠગારા છો!" કુમુદે કહ્યું.

"શું હું ઠગારો છું?" ચંદ્રે આશ્ચર્ય પામી પૂછ્યું.

"જી હા! તમે ઠગારા છો, ધુતારા છો." કુમુદે યોગ્ય જવાબ વાળ્યો.

ચંદ્રસિંહ:—(હસીને) મ્હેં તમને શામાં ઠગ્યાં તે કૃપા કરી જણાવશો તો ઉપકાર થશે.

"મારા વ્હાલા! મારા પ્રભુ!" કહી કુમુદ ચંદ્રને ભેટી પડી. તેની આંખોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. પોતાના રૂમાલથી તેનાં અશ્રુ

લ્હોતો ચંદ્રસિંહ કુમુદકુમારીને કહેવા લાગ્યો:—"જીવનસંગિની! આવા માંગલિક પ્રસંગે અશ્રુ સારવાં યોગ્ય નથી!"

કુમુદકુમારી:—મારા પ્રાણ! આપને આવું કરવું ઘટતું નહોતું. આમ વેષ બદલીને રહ્યા પણ મને તો કહેવું હતું? તમને મારી પાસે જોઈ હું કેટલી બધી આનંદી થાત? તમે પણ ખૂબ કરી છે, હોં! મને પણ ઠગવામાં બાકી રાખી નથી. ઠીક છે, હવે મારો પણ વખત આવ્યો છે. તમે પણ યાદ કરશો! એમ કહેતી કહેતી કુમુદકુમારી હસી પડી.

ચંદ્રસિંહ:—મારી મધુરિ! ચિંતાને દૂર કરો! હવે તો આનંદ થયો છે ને?

કુમુદકુમારી:—હા વ્હાલા! હવે ચાલો આપણે મહેલ તરફ જઇએ. પિતાજી રાહ જોઈ રહ્યા હશે; પણ પ્રિય! તમારા મુખ પરથી જણાય છે કે તમે કાંઇ મહાન્ વિચારમાં છો. વ્હાલા! બોલો, શો વિચાર કરો છો? મને તે નહિ જણાવો?

(સંતાઇને ઉભેલો રણમલ પોતાના ભાઇ તથા રાજકુમારીનો પ્રેમાલાપ સાંભળી આનંદ પામતો હતો.)

ચંદ્રસિંહ:—મારી કુમુદ! વિચાર કોને ન હોય? જેને વિચાર નથી તે મનુષ્ય નથી. જે નર વિચાર વિનાનો છે તે નર નહીં પણ એક ખર સમાન છે.

આવી રીતે કવિરત્નો કહી ગયા છે તો મને વિચાર કેમ ન આવે? પ્રિયે! "જ્યાં સુધી પિતાનું વૈર લેવાયું નથી ત્યાં સુધી હું ઉદાસજ રહીશ. વ્હાલી! ચાલો આપણે થોડી વાર સામેના કોચ ઉપર બેસી વાતો કરીએ." એમ કહી ચંદ્ર કુમુદને કોચ તરફ લઈ જવા લાગ્યો.

એટલામાં વનમાળા ત્યાં આગળ આવી પહોંચી. તે કુમુદ તથા ચંદ્રને વિનોદ કરતાં જોઇ આનંદ પામીને બોલી:—"કુમુદબહેન! લ્યો આ સુંદર પુષ્પની માળા હું ગુંથી લાવી છું, તે તમારા પ્રિયતમને પહેરાવો." કહી પુષ્પનો હાર વનમાળાએ કુમુદને આપ્યો. કુમુદકુમારી શરમાઇ ગઈ ને તેણે નીચું જોયું.

કુમુદકુમારીના હાથમાંથી તે પુષ્પનો હાર ચંદ્રે લઇ કુમુદનાજ કંઠમાં પહેરાવી દીધો.

કુમુદ લજ્જાથી નીચુંજ જોઈ રહી. તેને શરમાતી જોઈ વનમાળા બોલીઃ–" બહેન ! શા માટે શરમાઓછો ? હવે તમારે શરમાવું ન જોઇએ." એમ કહી વનમાળા કુમુદ તથા ચદ્રને નજીકમાં પડેલા કોચ પાસે લઇ ગઈ ને તે કોચ ઉપર ત્રણે જણાં બેસી વાર્ત્તાવિનોદ કરવા લાગ્યાં.

પેલી તરફ બેશુદ્ધ થયેલો ઝેરીમલ હવે સાવધ થયો ને બોલવા લાગ્યોઃ–" ચંદ્ર ! તારે હવે આ ફાની દુનિયાનો ત્યાગ કરવોજ જોઇએ. તારો પિતા તારી રાહ જોઇ સ્વર્ગમાં ઉભો છે; તેને ત્હારા વિના ચેન પડતું નથી; માટે હવે તું પણ ત્યાં જવાની તૈયારી કરી લે. હા ! તેંજ મારા ધારેલા કામમાં ધુળ મેળવી છે. તેંજ કુમુદકુમારીને મારા હાથમાંથી છોડાવી છે. અરે ! હાય ! તને રાજકુમારીની પાસે બેઠેલો જોઈ મારૂં હૃદય આગથી સળગી ઉઠ્યું છે. હાય ! અત્યારે મારી પાસે કાંઈ શસ્ત્ર પણ નથી તેમ અહીંઆં મારી નજરે કોઇ બીજું માણસ પણ પડતું નથી કે જેને મોકલી બ્હારથી હથિયાર મંગાવું." એમ બોલતો તે પાપી ચારે તરફ જોવા લાગ્યો તો તેની નજર સંતાયેલા રણમલ ઉપર પડી. રણમલને જોતાંજ ઝેરીમલે વિચાર્યુંઃ–" આ છોકરો અહિં શા માટે સંતાયો હશે ? અરે ! આ છોકરો પણ કુમુદકુમારી તરફ ધારી ધારીને જોયા કરે છે. શું તે મારી માફક કોઇ પુષ્પને તો શોધવા નહિ આવ્યો હોય ? એમ પણ હોય. ચાલ હું તેને બોલાવું ને તેને યુક્તિથી સમજાવી મારી પિસ્તોલ મંગાવું." એવો વિચાર કરી તે ધીમે પગલે રણમલ પાસે ગયો.

રણમલ તેને જોતાંજ ચમક્યો, પણ તે ન કળે તેમ શાંત મુખમુદ્રા રાખી ઉભો રહ્યો. ઝેરીમલ તેની પાસે જઇ તેને ખભે હાથ મૂકી ધીમે સ્વરે કહેવા લાગ્યોઃ–" છોકરા ! અહિં શા માટે છૂપાયો છે ?"

રણમલ–પ્રથમ આપ આપનું નામ કહો તે પછી હું તમને મારો પરિચય આપીશ.

ઝેરીમલ–( મનમાં ) છોકરો લાગે છે તો ચાલાક ! ( પ્રકટ )

છોકરા ! હું એક ઘણોજ પૈસાદાર માણસ છું.

રણમલ–એમ કે ? ઘણીજ ખુશીની વાત. હાં ! વારૂ, આપનો વાસ કયે સ્થળે છે ?

ઝેરીમલ–અહીંથી થોડેક દૂર મારૂં રહેઠાણ છે.

રણમલ–વારૂ ! ત્યારે આપ મહાપુરૂષનું પધારવું અત્રે શા સબબથી થયું છે ?

ઝેરીમલ–( વિચાર કરી ) છોકરા ! મારે એક નોકરની જરૂર છે તેને માટે મારે અહિં આવવું પડયું છે. જો હવે તને મ્હેં મારી સઘળી વાત કહી તો તું હવે તારી વાત મને જણાવ.

રણમલ–( મજાકમાં ) ખરૂં છે મહાશય ! હું પણ આપના જેવોજ ભટકતો માણસ છું.

ઝેરીમલ–( સક્રોધ ) છોકરા ! શું તું મને ભટકતો ધારે છે ?

રણમલ–માફ કરજો મારા મહેરબાન ! મને ખબર નહોતી કે મારા બોલવાથી આપને ખોટું લાગશે. હું પણ એક રખડતો માણસ છું ને નોકરીની ઈચ્છાથી આમતેમ ભટકું છું ! પણ મને મારા મન લાયક કોઇ સારો શેઠ મળતો નથી.

ઝેરીમલ–( આનંદથી ) છોકરા ! હું તારી બોલવાની સફાઈથી ઘણોજ ખુશી થયો છું.

રણમલ–તમે ખરૂં કહો છો, મ્હારા મહેરબાન.

ઝેરીમલ–તો તું મારી નોકરી કરીશ ?

રણમલ–ઘણી ખુશીથી હું આપની સેવામાં રહીશ.

ઝેરીમલ–તો હું તને ખાસ મારી પાસે રાખુંછું. હું તને જે કહુંછું તે તું ખૂબ યાદ રાખજે. “તે એ કે તું મારા રહેઠાણે આવ્યા પછી જે જે તારા કાનેથી સાંભળે તથા નજરેથી જુએ તેમાંનું કાંઇ પણ કોઇ સ્થળે જાહેર કરીશ નહિ, સમજ્યો ? જો કદાપે તેમાંનું કાંઇ પણ જાહેર થશે તો એમ સમજજે કે તારા પ્રાણનો નાશ થશે.”

આવાં તેનાં વાકય સાંભળી રણમલ વિચાર કરવા લાગ્યો કે:–“આની પાસે રહેવાથી તે દુષ્ટનાં સઘળાં કાર્યોની માહિતી મળશે

ને સમય આવ્યે પિતાજીનું વૈર લેવાશે. આ તક ઠીક છે !" પછી તે ઝેરીમલને કહેવા લાગ્યો:—"મહેરબાન ! આપ મારી તરફની કોઇ પણ જાતની ચિંતા કરશો નહિ હું આપને મારા કાર્યથી સંતુષ્ટ કરીશ."

ઝેરીમલઃ—તારૂં નામ શું છે ?

રણમલ—સેવકને રણવીર કહે છે.

ઝેરીમલ—વાહ વાહ ! કેવું સુંદર નામ ! રણવીર ! હાલ હું તને એક કાર્ય સોંપું છું અને તું તે જલદીથી કરીશ એમ હું ધારૂં છું.

રણમલ—અરે મહેરબાન ! આપ એ શું બોલ્યા ? જો આપને મારા પ્રાણની પણ જરૂર હોય તો તે પણ આપવા હું તૈયાર છું. (રણમલે વિશ્વાસ બેસાડવા કહ્યું.)

ઝેરીમલ—તો સાંભળ ! જો આ સામે જે ત્રણ માણસો બેઠાં છે તેમાં બે સ્ત્રીઓ છે ને એક પુરૂષ છે; તેમને તું જોઈ શકે છે ?

રણમલ—જી હા, તેમની સાથે આપણો શો સબંધ છે ?

ઝેરીમલ—તેમાં આપણો બધો સ્વાર્થ સમાયલો છે. સાંભળ ! તે સ્ત્રીઓને આપણે લઇ જવી છે; પણ જ્યાં સુધી પેલો પુરૂષ ત્યાં છે ત્યાં સુધી આપણાથી કાંઇ કરી શકાય તેમ નથી માટે તું અહિંથી જા ને આ બગીચાની બ્હાર મારા ત્રણ સેવકો છે તેમની પાસેથી આ મારી વિંટી હું તને આપું છું તે તેમને વિશ્વાસ બેસવા માટે બતાવી એક પિસ્તોલ તથા થોડીક ગોળીઓ માગી લાવ, સમજ્યો રણવીર ?

રણમલ—બહુ સારૂ; પછી આપે શું કરવા ધાર્યું છે ?

ઝેરીમલ—તારા આવ્યા પછી હું તે પુરૂષનો નાશ કરીશ અને પછી આપણે તે બન્ને સુંદરીઓને ઉપાડી ચાલતા થઇશું. રણવીર ! તને પણ જે પેલી ન્હાની બાલિકા દેખાય છે તે પરણાવીશ; કેમ હવે તો તું ખુશી થયોને ? એમ બોલી ઝેરીમલે તેનો ખભો થાબડયો.

"બહુ સારૂ" કહી ઝેરીમલે આપેલી વિંટી લઈ રણમલ ચાલતો થયો. જતાં જતાં તે મન સાથે બોલવા લાગ્યો:—"પાપી ઝેરીમલ ! તું ગમે તેટલા પ્રપંચ કરીશ પણ આ રણમલ તને ફાવવા

દેશે નહિ. તું મને ન્હાનો ધારે છે પણ હું ન્હાનો નથી. જો કે ઉમ્મરે હું ન્હાનો છું પરંતુ ત્હારી ઇચ્છા જાણી ગયો છું. હું પણ એક સિંહનો બાળક છું. હું ત્હારો પ્રાણ લઇશ; પાપી! ત્હેં મ્હારા બંધુને મારવાનો નિશ્ચય કર્યો છે તે ત્હારો નિશ્ચય મ્હારા જીવતાં તો કદી ફળિભૂત થનાર નથી. પાપી! આ રણમલથી હવે તું સાવધ રહેજે. ચાલ, હાલ તો મારે મારા ભાઇને ચેતાવવા જોઇએ." એમ બોલી જ્યાં કુમુદ–ચંદ્ર બેઠાં હતાં ત્યાંથી થોડેક દૂર ઉભો રહી એક વૃક્ષ તરફ જોઇ તે મોટેથી બોલવા લાગ્યો:–"હે મેંના પોપટ! જલદી ઉડી જાઓ તમારી ઉપર પારધિ તીર છોડવાની તૈયારી કરે છે માટે ઝટપટ ઉડી જાઓ." એમ બોલી સીટીઓ વગાડવા લાગ્યો. કુમુદકુમારી તેની આવી વર્તણુંક જોઇ ચંદ્રને કહેવા લાગી:–"હૃદયેશ! આમ તો જુઓ! પેલો ન્હાનો છોકરો કેવો સુંદર છે? તે પેલા વૃક્ષ ઉપર બેઠેલાં પંખીઓને કંઇક કહી રમત કરે છે."

ચંદ્રસિંહે તેની તરફ જોયું. તેણે રણમલને દીઠો, ને તે શું કરે છે તે જોવા લાગ્યો.

પોતાનો બંધુ હજી કાંઈ સમજ્યો નથી એમ ધારી મોટા અવાજથી તે સાંભળે એમ ફરીથી બોલવા લાગ્યો:–

"પ્રેમી પ્રેમ તજો હવે, મળજો ફરીને કાલ;
રણવીર આવીને કહે, છે પાસે તમ કાળ."

આટલું બોલી રણમલે કુમુદ–ચંદ્રની આગળ થઇને નિકળતાં ચંદ્રને જતા રહેવાનો સંકેત કર્યો અને પછી તે ત્વરાથી ત્યાંથી ચાલતો થયો. ચંદ્રસિંહ રણમલનો સંકેત અને તેના શબ્દોનું રહસ્ય સમજી ગયો અને ઉભો થઇ ચારે તરફ જોવા લાગ્યો. તેને તેટલામાં કોઇ જણાયું નહિ. ચંદ્રસિંહ વિચારવા લાગ્યો:–"ત્યારે શું રણમલે ખોટું કહ્યું હશે? ના ના રણમલ અસત્ય ભાષણ તો કદી કરેજ નહિ. માટે હવે અહિંથી સત્વર ચાલ્યા જવુંજ ઉત્તમ છે; કારણ કે મારી સાથે હાલ બે બાળાઓ છે માટે તેમને નિર્ભય સ્થાને લઇ જવીજ જોઇએ." એમ વિચારી ચંદ્રસિંહ કુમુદાને કહેવા લાગ્યો:–"કુમુદે!

ચાલો હવે આપણે અહિંથી જઇએ."

કુમુદકુમારી:—હા ચાલો; પણ પ્રિયતમ! પેલો ન્હાનો છોકરો જતાં જતાં શું બોલતો ગયો?

"તે તમને પછીથી ખબર પડશે." કહી ચંદ્રસિંહ કુમુદા તથા વનમાળાને સાથે લઇ જલદીથી ત્યાંથી ચાલ્યો ગયો.

કુમુદા ચંદ્રને જતાં જોઇ ઝેરીમલ ઘણોજ અકળાવા લાગ્યો; પણ શસ્ત્ર વિના તે શું કરી શકે? તેટલામાંજ રણમલે દોડતાં દોડતાં આવી પિસ્તોલ ઝેરીમલના હાથમાં મૂકી ને તે એક તરફ ઉભો રહ્યો.

"રણવીર! પંખીઓ ઉડી ગયાં." ઝેરીમલે કહ્યું.

"હેં! શું કહો છો! પંખીઓ શેનાં!?" રણમલે આશ્ચર્ય પામી પૂછ્યું.

"આપણી તે બે સુંદરીઓ જતી રહી." ઝેરીમલે ખુલાસો કર્યો.

"હેં! શું જતી રહી! એટલીજ વારમાં?" રણમલે કૃત્રિમ ભાવ દર્શાવીને કહ્યું.

"રણવીર! શા માટે ઉદાસ થાય છે? જો તું મારી પાસે વફાદારીથી રહીશ તો તને તેનાથી પણ અતિ સ્વરૂપવાન સુંદરી લાવી આપીશ." ઝેરીમલે તેને ખુશી કરવા માટે કહ્યું.

"નહિ મ્હારા મહેરબાન! મ્હારે બીજી જોઇતી નથી; મ્હારે તો તમે જે બતાવી હતી તેજ જોઇએ. હું તે આવી ત્યારનો આ વૃક્ષની પાછળ સંતાઇને તેના મ્હોં સામું જોઈ રહ્યો હતો. હું તેને માટે દિવાનો બન્યો છું. નાવી આપો તો તેનેજ લાવી આપજો." રણમલે ઝેરીમલને બનાવવાને કહ્યું.

"બહુ સારૂં; ચાલ હવે." એમ કહી ઝેરીમલ રણમલને સાથે લઇને બગીચાની બ્હાર આવ્યો. ત્યાં તેના બે સેવકો ઘોડા લઇ ઉભા હતા. તેઓ પૈકી એકને ચાલતા આવવાનું કહી રણમલને અશ્વ ઉપર બેસાડી પોતે બીજા અશ્વ ઉપર સ્વાર થઈ ગયો. પછી તેમણે જંગલ તરફ ઘોડા દોડાવી મૂક્યા ને થોડીવારમાં તો તેઓ અદ્રશ્ય થઇ ગયા.



# પ્રકરણ ૧૩ મું.

## પાપીનો પ્રપંચ.

" મનુષ્ય ધારે હું કરૂં, કરનારો કિરતાર;
ધાર્યું કોઇનું થાય નહિ, હરિ કરે તે થાય. "

વિજયનગરમાં આજે આનંદ આનંદ થઇ રહ્યો છે; લોકો સારાં સારાં કપડાં પહેરી આમ તેમ ફરી રહ્યા છે. આજે કુમુદ—ચંદ્રનું લગ્ન થવાનું છે તેથી આખા નગરમાં વિવિધ તરેહની શોભાઓ કરવામાં આવી છે.

સાંજના ચાર વાગે મ્હોટા ભપકાથી ચંદ્રસિંહનો વરઘોડો ચઢ્યો. વરઘોડાનો દેખાવ આનંદજનક હતો. સૌથી આગળ કેટલાક શૂરવીર ઘોડેસ્વારો લશ્કરી પોષાકમાં ચાલતા હતા. તેમની પાછળ સુંદર બેન્ડ વાગતું હતું. બેન્ડની પાછળ મદોન્મત્ત હાથીઓ ઉપર સોના રૂપાની અંબાડીઓમાં આમંત્રણ કરવાથી આવેલા રાજા મહારાજાઓ સુંદર પોષાકમાં સજ્જ થઇ બેઠા હતા. પાછળ નગરનું માનવંતુ શ્રીમંત—મંડળ હતું ને તેની પાછળ ખુલ્લી સમશેરવાળા ઘોડેસ્વારો ચાલતા હતા. ચંદ્રસિંહ એક કીંમતી સાજવાળા ઘોડા ઉપર બેઠેલો નજરે પડતો હતો વરઘોડો ફરતો ફરતો નગરના મધ્ય ભાગે આવી પહોંચ્યો. પ્રજાજનો "મહારાજા વિજયસિંહનો જય થાઓ" એવા હર્ષનાદ કરી રહ્યા હતા. નગરની સ્ત્રીઓ, અગાસી, છજા તથા બારીઓમાં ઉભી ઉભી મોતી તથા પુષ્પથી વરરાજાને વધાવી રહી હતી ને ચંદ્રસિંહનું રૂપ જોઇ કુમુદકુમારીના ભાગ્યની તેઓ પોતાની સહિયરો આગળ પ્રશંસા કરતી હતી.

આવી રીતે વરઘોડો ફરતો ફરતો રાજમહેલ આગળ આવી ઉભો રહ્યો. ઘટતી ક્રિયા કર્યા પછી ચંદ્રસિંહ રાજમહેલમાં દાખલ થયો. રાજગોરે યથાવિધિ કુમુદ—ચંદ્રનું લગ્ન કરાવ્યું. મહારાજાએ તેમજ અન્ય નાગરિકોએ વર કન્યાને ઘણીજ ઉમદા ભેટો આપી ને થોડી વારમાં વર કન્યા પરણી ઉઠયાં. પછી તેઓ પ્રથમ ગણપતિને અને

પછી મહારાજા વિજયસિંહને પગે લાગ્યાં. મહારાજાએ તેમને આશીર્વાદ આપ્યો. ત્યાર પછી વર કન્યા મહારાણી પ્રભાવતીને પગે લાગ્યાં.

આ સઘળું થઈ રહ્યા પછી ચંદ્રસિંહ કુમુદને કેશરીસિંહ મહારાજાનો પ્રધાન પ્રતાપસિંહ જ્યાં બેઠો હતો ત્યાં ઈસારાથી લઇ ગયો. કુમુદ–ચંદ્ર તેને પગે પડ્યાં. તેણે કુમુદ–ચંદ્રને હાથ ઝાલી ઉભાં કર્યાં ને ગદ્‌ગદ્ કંઠે કહ્યું:—"મહારાજા ! તથા મહારાણીશ્રી ! આપ દીર્ઘાયુ થાઓ. પરમકૃપાળુ પ્રભુ તમારૂં સર્વદા રક્ષણ કરો. હરિ ! હરિ ! આ વખતે જો મહારાજા જીવતા હોત તો તેમને કેટલો બધો આનંદ થાત ?" એમ બોલી તેણે એક રત્નજડિત મુઠવાળી સમશેર ચંદ્રસિંહની કમ્મરે બાંધી, ત્યાર બાદ કુમુદ અને ચંદ્ર રાજમહેલમાં ગયાં. ત્યાં સુસજ્જિત શય્યા ઉપર બેસી દંપતિ પ્રફુલ્લ વદને વાર્તાલાપ કરવા લાગ્યાં. તે અરસ્સામાં ન્હાનો કુમાર રણમલ્લ ગુપ્તવેષમાં ત્યાં દાખલ થયો ને તેણે ચંદ્રસિંહ અને કુમુદકુમારીને નમન કર્યું.

"હેં ! કોણ રણમલ્લ ? ! ભાઈ ! તું અત્યારે અહિં ક્યાંથી ?' ચંદ્રસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું.

"ભાઈ તથા ભાભીને પ્રણામ કરવા આવ્યો છું; પણ ભાભી તો કાંઇ બોલતાંયે નથી." રણમલે મશ્કરીમાં કહ્યું.

"નાથ ! આવા વિચિત્ર વેષમાં અને તે પણ આપણા એકાંત વાસમાં આવનાર આ વીર બાળક કોણ છે ?" કુમુદે ચંદ્રને પૂછ્યું.

"હું તમારો ન્હાનો દિયર છું; ભાભી સાહેબ ! કેમ હવે મ્હને ઓળખ્યો ?" રણમલે વચમાંજ જવાબ દઇ દીધો. આવા તેના મજાક ભરેલા શબ્દો સાંભળી કુમુદા આશ્ચર્ય પામી અને આ બાળક કોણ હશે તે વિચારમાં ગરક થઇ ગઇ. તેની એવી સ્થિતિ જોઇ ચંદ્રસિંહ કહેવા લાગ્યો:-"કુમુદે ! જેને માટે હું જંગલે જંગલ ભટક્યો હતો તેજ આ મ્હારો ન્હાનો પ્રાણાધિક બંધુ રણમલ્લ છે."

પછી કુમુદાએ આનંદના ઉમળકાથી રણમલ્લને પોતાની પાસે બોલાવ્યો. રણમલે ભાભીને પ્રણામ કર્યાં.

તે પછી કુમુદ ચંદ્રસિંહને પૂછવા લાગી કે:—"રણુમલ્લસિંહની

શોધ ક્યાંથી લાગી ?"

આવો પોતાની પ્રિયાનો પ્રશ્ન સાંભળી ચંદ્રસિંહે રણમલને કેવી રીતે ભોંયરામાંથી છોડાવ્યો તથા તે ભોંયરામાં પોતે શી રીતે ગયો હતો તે સર્વ હકીકત કુમુદને કહી સંભળાવી. આ સઘળી હકીકત સાંભળીને કુમુદનાં નેત્રોમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં. આ સમયે એક દાસી ભોજનને માટે પીરસેલો સુવર્ણનો થાળ લઇ હાજર થઇ; તેમાંથી રૂચિ અનુસાર ત્રણે જણે જમી લીધું.

પછી રણમલે પોતે ઝેરીમલને ત્યાં નોકર તરીકે રહ્યો છે એમ વડિલ બંધુને જણાવ્યું અને એ દુષ્ટથી સાવચેત રહેવાનું કહી પોતે પ્રણામ કરી ચાલતો થયો.

રણમલના ગયા પછી ચંદ્ર તથા કુમુદ પ્રેમમય વાર્તા–વિનોદ કરવા લાગ્યાં. વાતમાંને વાતમાં કુમુદ નિદ્રાવશ થઇ ગઇ; પણ ચંદ્રને બિલકુલ નિદ્રા આવી નહિ તેથી ઉભો થયો ને કપડાં પહેરી થોડા સમય સુધી બ્હાર ફરી આવવાનો વિચાર કરી તે નીચે ઉતરી ધીમેથી દ્વાર ઉઘાડી બ્હાર નીકળી પડયો. તે વખતે બરાબર મધ્યરાત્રીનો સુમાર હતો. ચારે દિશાએ અંધકાર છવાઇ રહ્યો હતો તેથી કોઇ પણ વસ્તુ જોઈ શકાય તેમ નહોતું. આવે સમયે ચંદ્રસિંહ રાજમહેલથી થોડેક દૂર આમતેમ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તેણે ત્યાં આગળ પોતાની પાછળ કાંઇક અવાજ થતો સાંભળ્યો તેથી તે ત્યાં અટક્યો. રાત્રિની શાંતતાને લીધે તે અવાજ હવે વિશેષ સ્પષ્ટ સંભળાયો. આથી તેને વધારે વ્હેમ પડયો અને પાસેજ એક વિશાળ વૃક્ષ હતું તેની પાછળ ઉભો રહી ચારે તરફ ધારીને તે જોવા લાગ્યો. થોડી વારમાં તેને જણાયું કે થોડેક દૂર એક કાળી આકૃતિ ધીમે પગલે ચાલી જાય છે. તે આકૃતિ તદ્દન કાળાં કપડાંમાં ઢંકાયલી હતી અને ચારે તરફ જોતી છૂપાતી ચાલી જતી હતી. એકાએક આવી આકૃતિ જોઈ ચંદ્રસિંહે વિચાર્યું કેઃ–"એ કોણ હશે અને તેની શા મતલબ હશે ? ચાલ, હું પણ તેની પાછળ પાછળ જઇ તપાસ કરૂં" એવો વિચાર કરી ચંદ્રસિંહે પોતાની કેડે લટકતી તલવાર તપાસી જોઇ

અને સાવચેતીથી તે આકૃતિનો પીછો પકડયો. તે આકૃતિ ધીમે ધીમે ગલીકુંચીઓ વટાવતી વટાવતી ઠેઠ રાજમહેલ પાસે આવી પહોંચી ને ત્યાં થોડી વાર ઉભી રહી આસપાસ જોવા લાગી. એટલામાં રાજ-મહેલની આસપાસ ફરનાર પહેરેગીર ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. પહેરેગીરને જોઈ તે આકૃતિ પોતાની જગ્યાએથી ખસી જઇ ઝાડ પાછળ સંતાઇ રહી. પહેરેગીર ચાલ્યો ગયો એટલે તે આકૃતિ બ્હાર નીકળી અને તેણે ધીમેથી એક સીટી વગાડી. સીટી વાગતાંની સાથેજ તેના જેવીજ કાળાં વસ્ત્રોમાં ઢંકાયેલી ત્રણ આકૃતિઓ તેની પાસે આવી પહોંચી અને તેમની સૌની વચ્ચે ધીમે સ્વરે નીચે પ્રમાણે વાત-ચિત થવા લાગી.

" સરદારસિંગ ? " પહેલી આકૃતિએ કહ્યું.

" કોણ સરદાર બહાદુર ઝેરીમલજી ? " બીજી આકૃતિ બોલી.

આ શબ્દો સાંભળતાંજ ચંદ્રસિંહ ચમકયો અને ચૂપકીથી સાંભ-ળવા લાગ્યો.

હવે આપણે પહેલી આકૃતિને ઝેરીમલ અને બીજીને સરદાર-સિંગના નામથી ઓળખીશું.

ઝેરીમલઃ—કેમ સરદારસિંગ ! કામ પાર ઉતર્યું ને ?

સરદારસિંગઃ—સાહેબ ! આપણે ઘણાં રાજ્યો જોયાં પણ આ વિજયસિંહનું રાજ્ય તો ઘણુંજ ખરાબ છે. જુઓને અહિં આવતાં આપણને કેટલી બધી અડચણ ભોગવવી પડી છે ? હવે આપણું ધારેલું કામ પાર પડે તો પ્રભુનો ઉપકાર.

ઝેરીમલઃ—સરદાર ! બહાદુર સરદાર ! આવાં નાહિમ્મતનાં વચનો કેમ બોલે છે ? આ ઝેરીમલ જે કાંઇ ધારે તે કરી શકવા સમર્થ છે. જો સાંભળ, આ રાજ્યમાં આપણે બે કાર્ય કરવાનાં છે. પ્રથમ તો એ કે હાલ તો આપણે જે કામ કરવાને આવ્યા છીએ તે અને બીજું—

આટલું બોલી ઝેરીમલે સરદારસિંગના કાનમાં કાંઇક કહ્યું.

સરદારસિંગ તે સાંભળી ચમકયો ને ઝેરીમલના સામું આંખો ફાડી જોવા લાગ્યો. ઝેરીમલે કહ્યુંઃ—' ગભરાય છે શા માટે ? તે કાર્ય

પણ આપણે ખર પાડી શકીશું માટે હવે તૈયાર થા. પ્રાતઃકાળ થવાને હવે ફક્ત ચાર કલાકનોજ વિલંબ છે અને તેટલા વખતમાં તો આપણે આપણું કામ પૂર્ણ કરવું જોઇએ. સાંભળ, જેવો તું મહેલમાં દાખલ થઈશ ને ખૂન કર્યાની સાબિતીમાં ધીમેથી સીટી વગાડીશ તેવો હું આપણા તેજસિંગ અને લાલસિંહ જેઓ ચંદ્રાવતીની ભેખડોમાં આપણાં માણસો સાથે છૂપાઇ રહ્યા છે તેમને એકદમ ખબર પહોંચાડીશ; એટલે તેઓ પણ આ તરફ આવી પહોંચશે."

આટલા વખત સુધી ચંદ્રસિંહ કે જે છૂપાઇને સઘળી હકીકત સાંભળતો હતો તે એકદમ ચમક્યો ને મનમાં બોલવા લાગ્યો:—"શું દુશ્મનો ચંદ્રાવતીની ભેખડોમાં છૂપાયા છે? શું તેઓ મહારાજાનું ખૂન કરવા આવ્યા છે? ફિકર નહિ, સારૂં થયું કે હું અત્યારે બ્હાર નીકળ્યો. દુરાત્મા ઝેરીમલ! હવે તારાં પાપનો ઘડો ભરાઇ ચૂક્યો છે. તારો કાળ પણ હવે નજીકમાંજ છે. પાપી! જ્યાં સુધી આ ચંદ્રસિંહ હયાત છે ત્યાં સુધી તું તારા કાર્યમાં કદી પણ ફત્તેહમંદ થનાર નથી. હું જોઉં છું કે હવે તું કેમ કરે છે?" એમ બોલી તે ગુપચુપ ઉભો રહ્યો. એટલામાં સરદારસિંગે પોતાની પાસે રાખેલી ઘો કાઢી. તેને પૂંછડે લાંબુ દોરડું બાંધી તેણે મહેલની દિવાલ ઉપર તેને ફેંકી. ફેંકતાની સાથે તે દિવાલની સાથે સજ્જડ ચોંટી ગઈ ને બીજા બે જણાઓ તે દોરડાનો નીચેનો છેડો પકડી ત્યાં બેઠા. પછી સરદારસિંગ ઉપર ચઢવાની તૈયારી કરવા લાગ્યો. એવી રીતે તેમને કામમાં રોકાયેલા જોઈ ચંદ્રસિંહ રાજમહેલના દરવાજા તરફ ત્વરાથી ગયો. ત્યાં વૃદ્ધ પ્રધાન પ્રતાપસિંહ ખુલ્લી તલવારે પહેરો ભર્યા કરતા હતા. તેમને જોઇ ચંદ્રસિંહે એક ઝીણી સીટી વગાડી. પ્રતાપસિંહ ચમક્યા ને સાવધ થયા. સીટી કોણે વગાડી એ જોવા તેઓ જે બાજુએથી અવાજ આવ્યો તે તરફ ગયા. ત્યાં જતાંજ ચંદ્રસિંહે તેમને હુંક:—"પ્રતાપસિંહજી!"

પોતાનું નામ સાંભળતાંજ પ્રતાપસિંહ આશ્ચર્ય પામ્યા ને વિચારવા લાગ્યા:—"અરે! આવી મધ્યરાત્રે મારૂં નામ જાણનાર કોણ

હશે ? મિત્ર હશે કે શત્રુ ?" જોતજોતાંમાં પ્રતાપસિંહ છેક ચંદ્રસિંહની નજીક આવી પહોંચ્યા કે તરતજ તેમણે ચંદ્રસિંહને ઓળખ્યો. તેઓ બોલી ઉઠયાઃ—"કોણ ! રાજકુમાર ! આપ અત્યારે અહિં કયાંથી ?" ચંદ્રસિંહે ઇશારતથી તેમને ચૂપ રહેવા જણાવ્યું ને પાસે જઇ ધીમેથી તેમના કાનમાં કહ્યુંઃ—"પ્રધાનજી અત્રે એક ભયંકર કારસ્થાન રચાયું છે."

પ્રતાપસિંહઃ—હેં ! હેં ! શું છે ? જલદી કહો ?!

ચંદ્રસિંહઃ—પાપી દુશ્મન આવ્યો છે ને તેની પાસે હાલ અત્રે બે માણસો છે. ઝાઝી વાત કરવાનો સમય નથી. આપ અત્યારે ને અત્યારે આપણા સો સૈનિકો સાથે લઈ કિલ્લાને દરવાજે જઇ ઉભા રહો અને કોઇને બ્હારથી અંદર તેમજ અંદરથી બ્હાર આવવા જવા દેશો નહિ; કારણ કે ચંદ્રાવતીની ભેખડોમાં દુશ્મનોનું વધારે સૈન્ય છૂપાયલું છે. અત્રે જે ત્રણ માણસો છે તેમાં ઝેરીમલ પોતે પણ છે. તેઓ અત્યારે મહારાજાનું ખૂન કરવા આવ્યા છે. જાઓ, જલદી જાઓ. કદાપિ દરવાજાની અંદરથી કોઈ નાસતું આવે તો તેને બની શકે ત્યાં સુધી જીવતું પકડજો—નહિ તો પછી પૂરૂં કરજો.

આ પ્રમાણેનું ચંદ્રસિંહનું કહેવું સાંભળી પ્રતાપસિંહ તૈયાર થઇ ગયા અને તેમની નસેનસમાં ગરમ લોહી વહેવા લાગ્યું. શૌર્યથી તેમનું આખું શરીર કંપવા લાગ્યું. તરતજ તેઓ રાજકુમારની રજા લઇ ચાલવા લાગ્યા ને જ્યાં પોતાનાં માણસો હતાં ત્યાંથી તેમને લઈ દરવાજે જઇ ઉભા રહ્યા. જે સો સૈનિકો તેમની સાથે અજીતગઢથી આવ્યા હતા તેજ આ સૈનિકો હતા. પ્રધાનજીના ત્યાંથી ગયા પછી ચંદ્રસિંહ તરતજ રાજમહેલના દરવાજા પાસે આવી પહોંચ્યો. પહેરેગીરે 'કોણ' કહી બૂમ મારી. ચંદ્રસિંહ તેની નજીક ગયો અને કહ્યુંઃ—"શેરસિંહ એ તો હું છું."

શેરસિંહે ચંદ્રસિંહને ઓળખ્યો ને પાસે આવી નીચો વળી નમન કરી કહેવા લાગ્યોઃ—"મહારાજ ! આપને અત્યારે એકાએક અહિં આવવાનું કાંઇ કારણ ?! સેવકને કાંઇ આજ્ઞા છે ?"

ચંદ્રસિંહઃ—શેરસિંહ ! સાવધ રહો.

શેરસિંહઃ—જી કેમ ?

ચંદ્રસિંહઃ—હું મહેલની અંદર જાઉંછું. તમે દ્વાર પાસે બેસજો અને કોઇને પણ અંદર આવવા દેશો નહિ, સમજ્યા કે ?

શેરસિંહઃ—પણ બાપુ ! છે શું તે તો કહો ?

ચંદ્રસિંહઃ—અત્યારનો સમય ઘણો કીંમતી છે. અત્યારે એક ઘણોજ ભયંકર બનાવ બનવાનો છે માટે તમે સાવધ રહેજો.

આમ કહી ચંદ્રસિંહે ત્વરાથી મહેલમાં પ્રવેશ કર્યો ને ધીમે પગલે મહેલના કેટલાક ઓરડાઓ વટાવી તે ઠેઠ શયનગૃહમાં આવી પહોંચ્યો. આ વખતે મહારાજા વિજયસિંહ એક સુસજ્જિત પલંગમાં લસલસાટ ઉંઘતા હતા. બીજા પલંગ ઉપર મહારાણી પ્રભાવતી પણ પોઢયાં હતાં. વચ્ચે એક ન્હાની બત્તી ઝગઝગાટ બળતી હતી. ચંદ્રસિંહે તે બત્તીનો પ્રકાશ ઓછો કરી નાંખ્યો ને પોતે એક ખૂણામાં ખુલ્લી સમશેર પકડી ઉભો રહ્યો. તે પછી થોડીજ વારે એક ધીમો અવાજ થયો અને લાગલીજ મહેલની પછીતની બારી ઉઘડી. તેમાં થઇને સરદારસિંગ શયનગૃહમાં દાખલ થયો. તેને જોઇ ચંદ્ર બરાબર સાવધ થયો. સરદારસિંગ કમ્મરમાંથી કટાર કાઢી મહારાજા તરફ ધસ્યો. જેવો તે મહારાજાને ઘા કરવા જાય છે કે તરતજ જેમ વીર કેશરી હરણ ઉપર તરાપ મારે તેમ ચંદ્રસિંહે તેની જગ્યાએથી છલંગ મારી સરદારસિંગના અંગ પર સમશેરનો ઘા કર્યો. ફક્ત એકજ ઝટકે તે દુષ્ટનું માથું તેના ધડથી જૂદું થઇ ગયું ને દૂર જઇ પડયું. ધડમાંથી રક્તની ધારા વહેવા લાગી. માથા વિનાનું ધડ થોડીક વાર હાલી બંધ થઇ ગયું અને પાપીનો પ્રાણ પલક વારમાં ઉડી ગયો. તેટલામાં તેજસિંગ પણ પોતાના મિત્રને મદદ કરવા ઉપર ચઢી આવ્યો. ચંદ્રસિંહે તેને પણ પકડયો અને કહ્યું:—“દુરાત્મા ! હવે તું જીવવાની આશા છોડી દે. તારા ભારથી ધરા ધ્રુજે છે.” એમ કહી ચંદ્રે તેના પર પણ સમશેરનો ઘા કર્યો. “ મરી ગયોરે બાપ ” કહી તેણે એક કારમી ચીસ પાડી અને જમીન પર પડી તરફડવા લાગ્યો. થોડીજ

વારમાં તે પણ સમાપ્ત થઇ ગયો. તેની ચીસ સાંભળી મહારાજા તથા મહારાણી જાગી ઉઠયાં ને ત્યાં આગળ પડેલાં બે મુડદાં જોઇ આશ્ચર્ય પામ્યાં. આ શો બનાવ બન્યો છે તેનો તેઓ વિચાર કરવા લાગ્યાં. તેટલામાં ચંદ્રસિંહે આગળ આવી મહારાજાને વંદન કરી કહ્યું:—"રાજેન્દ્ર! ઘણોજ અવિનય થયો છે; પણ તેમ કર્યા સિવાય છૂટકો નહોતો તેથી ક્ષમા આપશો."

વિજયસિંહ:—ચંદ્રસિંહ! તમે મારા પુત્રતુલ્ય છો, તમારી બાદ હોયજ નહિ; પણ આ સઘળું કેવી રીતે બન્યું તે મને કહો!

ચંદ્રસિંહ:—રાજેન્દ્ર! મહાન્ શત્રુ ઝેરીમલ્લ છટકી ગયો તેથી હું ઘણોજ દિલગીર છું. એમ કહી તેણે તમામ હકીકત મહારાજાને નિવેદન કરી.

ઝેરીમલના કાવત્રાની હકીકત સાંભળી મહારાજા ઘણા ક્રોધાયમાન થયા ને ચંદ્રસિંહે પોતાનો પ્રાણ બચાવ્યો તેને માટે તેને ઘણીજ શાબાશી આપવા લાગ્યા.

હવે આપણે નીચે ઉભેલા ઝેરીમલ્લ તરફ વળીએ અને તે શું કરે છે તે જોઇએ.

દુરાત્મા તેજસિંગની ચીસ સાંભળી મામલો બદલાઇ ગયો છે ધારી ઝેરીમલે ત્યાંથી પલાયન કર્યું ને દરવાજા તરફ નાસવા માંડયું. જેવો તે દરવાજાની પાસે ગયો તેવોજ પહેરાવાળાએ તેને અટકાવ્યો. પાપી ઝેરીમલ્લ તરતજ ત્યાંથી પાછો ફર્યો ને કિલ્લાની દિવાલ ઉપર ચઢી બ્હાર પડતું નાંખી નાસી ગયો. પ્રાતઃકાળ થવા આવ્યો હતો; પરંતુ ભગવાન્ સૂર્યદેવને હજી ઉદય થવાની વાર હતી. આવે વખતે વીર પ્રતાપસિંહ રાજમહેલમાં મહારાજા પાસે આવી પહોંચ્યા, અને નમન કરી કહેવા લાગ્યા:—"મહારાજા! ચંદ્રસિંહના કહેવાથી હું મારાં સો માણસો સાથે દરવાજે ઉભો હતો ત્યારે આશરે એએક કલાક વીત્યા બાદ અમારી તરફ એક માણસ ગભરાયલો દોડતો આવતો માલમ પડયો. મ્હેં તેને તરતજ ઓળખી લીધો કે તે ચંડાળ ઝેરીમલ્લજ છે. તેને પકડવાનો મ્હેં સૈનિકોને હુકમ આપ્યો. આપણા સૈનિકો

તેને પકડવા ધસ્યા તે પહેલાં તો તે પાપી કિલ્લાની ઉપરથી પડતું નાંખી નાસી ગયો. પછી હું સૈનિકોને લઇ કિલ્લાની બ્હાર નીકળ્યો અને ચંદ્રાવતીની ભેખડોમાં છૂપાયેલા દુશ્મનના માણસોની તપાસ કરવા લાગ્યો. અમારી સળગાવેલી મશાલોના પ્રકાશથી શત્રુઓ ચેતી ગયા ને આગળ સપાટ મયદાન કે જ્યાં તેમના ઘોડાઓ રાખવામાં આવ્યા હતા ત્યાં નાસી જઇ તે ઉપર સ્વાર થઇ તેઓ રસ્તે પડી ગયા. અમે ચારેક માઈલ સુધી દુશ્મનોની પૂંઠ પકડી; પણ આપણું પાયદળ તે ઘોડેસ્વારોને પહોંચી ન શક્યું; તો પણ આપણા બહાદુર વીરોએ ઝડપથી દોડી પચીસેક શત્રુઓને તો યમસદનમાં પહોંચાડી દીધા છે અને બાકીના નાસી ગયા છે. મરી ગયેલા શત્રુઓના અશ્વો લઇ હું આપની સમક્ષ હાજર થયો છું.”

પ્રધાનજીની વાત સાંભળી મહારાજા તેમની ઉપર ઘણા પ્રસન્ન થયા ને એક રત્નજડિત મુદ્રિકા કાઢી, તેમને ઇનામ તરીકે આપી વિદાય કર્યા. પછી પ્રાતઃકાળ થઈ ગયો છે ધારી મહારાજા નિત્યકર્મ કરવા પધાર્યા. વૃદ્ધ પ્રતાપસિંહ પણ પોતાના મુકામે ગયા. બહાદુર ચંદ્રસિંહ તો ક્યારનોયે મહારાજાની આજ્ઞા લઇ પોતાના મહેલ તરફ ગયો હતો. તે મહેલમાં આવી જુએ છે તો કુમુદકુમારી જાગૃત થઇ હતી ને સ્વામી અત્યારમાં ક્યાં પધાર્યા હશે તેના વિચારમાં નિમગ્ન હતી. પ્રિયાને વિચારમાં લીન થયેલી જોઇ ચંદ્રસિંહ તેની પાસે આવી ઉભો રહ્યો. ચંદ્રસિંહને જોઇ કુમુદકુમારી આનંદ પામી ને “આપ અત્યારમાં ક્યાં પધાર્યા હતા?” એમ તેણે પૂછ્યું. પ્રિયાનાં મધુર વચન સાંભળી ચંદ્રસિંહ પ્રસન્ન થયો ને રાત્રિની બનેલી બિના તેણે તેને કહી સંભળાવી.

પોતાના પ્રાણનાથે પોતાનાં માતપિતાનું રક્ષણ કર્યું સાંભળી કુમુદ ચંદ્રસિંહનો ઉપકાર માનવા લાગી. આખી રાત્રિનો ઉજાગરો હોવાથી ચંદ્રસિંહ પ્રાતઃકાળનું નિત્યકર્મ કરી નિદ્રાધીન થયો ને કુમુદકુમારી માતા પિતાની પાસે રાજમહેલમાં ગઇ.



## પ્રકરણ ૧૪ મું.

### ભાગ્યનો ખેલ.

" ભાગ્યતણી બાજી અરે, કોઈથી ના સમજાય;
કોટ ઉપાય ભલે કરો, લખ્યું લલાટે થાય. "

ચોમાસાનો દિવસ હતો છતાં આજે ભગવાન્ સૂર્યદેવ વાદળાંઓમાં છૂપાયા નહોતા. સાંજના લગભગ ચારેક વાગ્યાનો સુમાર થયો હતો. ખેતરોની લીલી હરિયાળી સૂર્યનાં કિરણોથી અતિ મોહક તેમજ રળિયામણી જણાતી હતી. પશુ પંખીઓનો મધુર કલરવ અતિ કર્ણપ્રિય લાગતો હતો. ખેતરોમાં કામ કરતા ખેડૂતો આનંદથી અસંબંધ રાગડા તાણતા હતા. ક્વચિત્ ક્વચિત્ સૂર્યદેવ વાદળાંઓ સાથે સંતાકુકડી પણ રમતા તો હતાજ. બળદો, ગાયો, ભેંસો વગેરે પ્રાણીઓ લીલું ઘાસ ચરી હૃષ્ટપુષ્ટ જોવામાં આવતાં હતાં.

આવા આનંદજનક સમયે વિજયસિંહ મહારાજને શિકારે જઇ જંગલના ભાગ અવલોકવાની ઇચ્છા થઇ. તેથી તેમણે પોતાની સાથે ચંદ્રસિંહને તેડી જવા સારૂ એક સેવકને તેમને તેડવા મોકલ્યો. થોડી વારે ચંદ્રસિંહ શિકારી પોષાકમાં સજ્જ થઇ, અશ્વને નચાવતો રાજમહેલ આગળ આવી પહોંચ્યો. અશ્વ ઉપરથી નીચે ઉતરી મહારાજા પાસે જઇ તે તેમને પ્રણામ કરી ઉભો રહ્યો. ચંદ્રસિંહને તૈયાર થઈ આવેલો જોઈ મહારાજા તૈયાર થઈ ગયા ને પોતાના અશ્વ ઉપર આરૂઢ થયા.

વૃદ્ધ મંત્રીશ્વરે સાથે થોડાક સૈનિકોને લઇ જવાની સૂચના આપી પણ મહારાજાએ તેમ કરવા ના પાડી.

વિજયનગરની બ્હાર નીકળી તે બન્ને સ્વારોએ ઘોડા દોડાવી મૂકયા. તેવે સમયે એક મોટું વાવાઝોડું થયું ને તેની સાથે મહારાજાનું વામ અંગ ફરકવા લાગ્યું. આવું અમંગળસૂચક ચિહ્ન જોઇ મહારાજા વિજયસિંહ ચંદ્રસિંહને કહેવા લાગ્યા:—"રાજકુમાર ! આજે આમ કેમ થાય છે ? "

"મહારાજા ! જો આપ મ્હારૂં કહેવું માનો તો આજે શિકારે જવાનું રહેવા દ્યો. કાંઇ પણ અમંગળ બનાવ બનશે એમ મારૂં હૃદય સૂચવે છે; કારણ કે મહાન્ ભયંકર વૈરી ઝેરીમલ હાથમાંથી છટકી જવા પામ્યો છે ને તેણે મારા સાંભળવા પ્રમાણે આ ભયંકર જંગલમાંજ પોતાનું રહેઠાણ રાખ્યું છે; માટે હજી પણ પાછા ફરીએ તો સારૂં. પછી જેવી આપની ઇચ્છા." ચંદ્રે પોતાનો વિચાર દર્શાવ્યો.

"મારા શૂરવીર રાજકુમાર ! આજે તમારા મુખમાંથી આવાં વચનો નીકળતાં જોઇ હું ઘણું આશ્ચર્ય પામું છું. તમારા મુખમાં આવાં વચનો શોભતાં નથી. બ્હાર નીકળેલો રાજપૂત દુશ્મનના ડરથી કદી પાછો ફરે ખરો કે ? ચંદ્રસિંહ ! ભલે જે થવાનું હોય તે થાય પણ પાછા તો નહીજ જવાય; માટે ચાલો." વિજયસિંહે પોતાનો નિશ્ચય દર્શાવ્યો.

બન્ને જણાએ પોતપોતાના અશ્વને ચાબુકનો પ્રહાર કર્યો. ઘોડા વાયુ વેગે દોડવા લાગ્યા. કલાકેક ચાલ્યા પછી તેઓ એક મ્હોટા પહાડ આગળ આવી પહોંચ્યા.

અત્યારે સંધ્યા સમય થવા આવ્યો હતો અને આકાશમાં વાદળાંઓ એકત્ર થઇ ગયાં હતાં તેથી આસ્માનનો દેખાવ અતિ રળિયામણો લાગતો હતો.

તે બન્ને સ્વારો ત્યાં ઉભા રહી આસપાસ દ્રષ્ટિ ફેરવી નિહાળવા લાગ્યા; પણ કયાંઇ શિકાર તેમની નજરે પડયો નહિ. એટલામાં ચંદ્રસિંહ જે મહારાજાથી સ્હેજ આગળ ઉભો હતો તેણે એક ગુફામાં સિંહને સુતેલો જોયો. તરતજ તેણે તે સિંહ મહારાજાને બતાવ્યો. બન્ને જણા તે ગુફા નજીક ગયા અને થોડે દૂર ઉભા રહી તેમણે બંદુકનો અવાજ કર્યો. બંદુકનો અવાજ થતાંજ વનરાજ એકદમ ચમકીને આળસ મરડી ઉભો થયો અને એક ભયંકર ગર્જના કરી તે બ્હાર ધસી આવ્યો. વનરાજની ભયંકર ગર્જનાથી જંગલનાં પ્રાણીઓ ગભરાઈ આમતેમ દોડવા લાગ્યાં. એટલામાં વળી વિજયસિંહે બીજી ગોળી છોડી. આથી તે વનરાજ છંછેડાયો

ને એકદમ મોટી છલંગ મારી તેણે મહારાજા વિજયસિંહ ઉપર તરાપ મારી. પાછળથી ચંદ્રસિંહે તરતજ તેની ઉપર ગોળી છોડી છતાં તે વનરાજ ડગ્યો નહિ. તે તો તેના શત્રુની સામેજ હિંમતથી તૂટી પડયો. વિજયસિંહ પોતાના અશ્વને ગોળ ફેરવી સિંહના હુમલાઓ વ્યર્થ કરવા લાગ્યા. અંતે સિંહ પણ ભયંકર ગર્જના કરી અશ્વની પાછળ ગોળ ફરવા લાગ્યો. એવામાં બરાબર લાગ સાધી મહારાજાએ તેના કપાળ સામું નિશાન તાકીને તરતજ બીજી ગોળી છોડી. બંદુકમાંથી નીકળેલી ગોળી તે વિકાળ પ્રાણીના કપાળમાં આબાદ વાગવાથી એક કારમી ચીસ પાડી તે વનરાજ જમીન ઉપર ગબડી પડયો ને તરફડવા લાગ્યો. તરતજ ચંદ્રસિંહે તલવારનો ઘા કરી તેને મારી નાંખ્યો. સિંહને મરી ગયેલો જોઈ મહારાજા ઘણો આનંદ પામ્યા ને ત્યાં એક વૃક્ષની નીચે વિશ્રામ લેવા તેઓ બન્ને જણા બેઠા. તેવામાં એક હરણ પાસેની ઝાડીમાંથી નીકળી આવ્યું. તેને જોતાંજ વિજયસિંહ તથા ચંદ્રસિંહ ધીમેથી ઘોડાઓ ઉપર સ્વાર થયા ને તેનું નિશાન તાકી બંદુકનો અવાજ કર્યો. કર્મ સંયોગે તેઓ નિશાન ચૂકી ગયા અને તે હરણ વાયુ વેગે નાસી ગયું.

તરતજ બન્ને સ્વારોએ પોતાના ઘોડા તે હરણની પાછળ દોડાવ્યા. હરણ પૂરપાટ દોડતું જતું હતું તેથી તેની અને ઘોડેસ્વારોની વચ્ચે ઘણુંજ અંતર પડી ગયું.

હરણને છટકી ગયેલું જોઇ વિજયસિંહ ગુસ્સે થયા ને ગુસ્સામાં ને ગુસ્સામાં તેમણે બિચારા અશ્વને બે ચાર ચાબુકો લગાવી દીધી. ચાબુકના પ્રહાર થતાંની સાથેજ ચતુર જાનવર ચારે પગે ઉછળ્યું ને પવન વેગે દોડવા લાગ્યું. તેની પાછળ રાજકુમારે પણ પોતાના અશ્વને દોડાવવામાં કચાશ રાખી નહિ; પણ તેનો અશ્વ વિજયસિંહના ઘોડાને પહોંચી ન શકયો. મહારાજાને લઈ દોડતો અશ્વ જોતજોતામાં દૃષ્ટિ મર્યાદાની બહાર ઘણે દૂર નીકળી ગયો.

ચંદ્રસિંહનો અશ્વ પણ પાછળ પૂરપાટ દોડયે જાય છે. એવામાં તે જંગલમાં બે તરફ જવાના બે જુદા રસ્તા આવ્યા. ચંદ્રસિંહે

અશ્વની લગામ ખેંચી તેને ત્યાં અટકાવ્યો ને વિચારવા લાગ્યોઃ—“ તેઓ કયે રસ્તેથી ગયા હશે ? રાત્રિ પડવા આવી છે ને થોડી વાર પછી માર્ગ પણ સુઝશે નહિ. અહીંથી વિજયનગર પણ ઘણું દૂર રહ્યું. હવે મારે કયે રસ્તે જવું ? મહારાજાનું શું થયું હશે ?” એવા વિચાર ચંદ્રસિંહને આવવા લાગ્યા. એટલામાં કોઇ મનુષ્ય પણ જણાતું નહોતું કે તે તેને પૂછે. હવે શું કરવું ? તેવામાં ચંદ્રસિંહે વિચારમાંથી જાગૃત થઇ જોયું તો એક મનુષ્યને તેણે પોતાની તરફ આવતો દીઠો. તે મનુષ્યને જોઇ રાજકુમાર આનંદ પામ્યો ને બોલવા લાગ્યોઃ—“ અરે ! આવા ભયાનક જંગલમાં ને તે વળી રાત્રિના પ્રસંગે આ મનુષ્ય કયાં જતો હશે ?” એમ બોલી ચંદ્ર તેની તરફ જોવા લાગ્યો. તે આવનાર પુરૂષ પોતાની તરફજ આવે છે એમ ધારી ચંદ્રસિંહ ગંભીર મુખે ઉભો રહ્યો.

આવનાર માણસે રાજકુમારની છેક પાસે આવી તેને જમીન સુધી નમીને પ્રણામ કર્યાં ને પછી હાથ જોડી તે કુમારને પૂછવા લાગ્યોઃ—“ રાજકુમાર ચંદ્રસિંહ આપનુંજ નામ કે ?”

અજાણ્યાને મુખે પોતાનું નામ સાંભળતાંજ ચંદ્રસિંહ આશ્ચર્ય પામ્યો ને કહેવા લાગ્યોઃ—“ હા, ચંદ્રસિંહ મારૂં પોતાનું નામ છે. તમે કોણ છો ? મને તમે કયાંથી ઓળખો છો ? હું તો તમને ઓળખતો નથી !”

“ ખરૂં છે; આપે મને કદી જોયેલો નહિ એટલે આપ મ્હને કયાંથી ઓળખો ? પણ આપને તો હું સારી પેઠે ઓળખું છું.” આવનાર માણસે કહ્યુંઃ—“ મારા મહેરબાન ! હું તો આપને ખોળી ખોળીને થાકી ગયો છું. મહારાજા વિજયસિંહ તો કયારનાયે અમારા મુકામે આવી વિશ્રાંતિ લેવા બેઠા છે. તેમણેજ મને આપનુ નામ, રૂપ, રંગ વેષ વગેરે નિશાનીઓ બતાવી આપને શોધી લાવવાની આજ્ઞા આપી છે. સારૂં થયું કે આપ મને માર્ગમાંજ મળી ગયા; નહિ તો રામ જાણે કે મારે કેટલુંયે રખડવું પડત. હવે આપ મારી પાછળ પાછળ ચાલ્યા આવો.”

"હા, ચાલો." કહી ચંદ્રસિંહ તે આવનાર માણુસની પાછળ ઘોડો ચલાવવા લાગ્યો. મ્હોટા મ્હોટા પર્વતોની વચ્ચે થઇને તેઓ એક મ્હોટી ખીણુમાં ઉતર્યા ને તેમણે તે ખીણમાં ચાલવા માંડયું. ઘોડો પણ થાકથી ઠોકરો ખાવા લાગ્યો; પણ હજી સુધી મુકામ કેમ આવ્યો નહિં એમ ધારી તે પેલા આવનાર માણુસને પૂછવા લાગ્યો:– "અરે, તમારો મુકામ હજી કેટલે દૂર છે?"

"પાસેજ છે. જુઓ પેલો અમારો મુકામ છે; પણ તે અહિંથી લગભગ ચારેક ગાઉ દૂર હશે." તેણે એક દિશા તરફ લાંબો હાથ કરી ચંદ્રને કહ્યું ને પછી તે મુંગે મોઢે ચાલવા લાગ્યો.

તેણે બતાવેલી દિશા તરફ ચંદ્રસિંહ ઘણું જોવા લાગ્યો; પણ તેને કંઇ જણાયું નહિ તેથી ચંદ્રને તેની ઉપર સંશય આવ્યો.

આવનાર માણુસ મુંગે મોઢે આગળ ચાલ્યે જતો હતો તેવામાં એકાએક ત્યાં દશેક માણુસોનું ટોળું, પોતાનાં મ્હોં કાળાં વસ્ત્રોમાં છૂપાવી, હાથમાં બળતી મશાલો રાખી આવી પહોંચ્યું. તે ટોળાને જોતાંજ ચંદ્રસિંહને રસ્તો બતાવનાર માણુસ તે લોકોમાં ભળી ગયો ને તે ટોળાના સરદારના કાનમાં કંઇક ધીમેથી વાત કરવા લાગ્યો. તેની વાત સાંભળી તે ટોળાનો સરદાર રાજકુમારની સામે ધારી ધારીને જોવા લાગ્યો ને પછી તેણે તેના માણસોને હુકમ આપ્યો કે:– "આ માણુસ (ચંદ્ર) ને પકડો." હુકમનો અમલ તરતજ થયો. તે માણુસો ચંદ્રસિંહને પકડવા તેની તરફ ધસ્યા; પણ તે પહેલાં તો ચંદ્રસિંહની તલવાર તેના મ્યાનમાંથી નીકળી. હવેજ ચંદ્રને ખબર પડી કે દગો થયો છે. તે પોતાની સમશેર તેમની સામે ધરી ઉંચા અવાજે કહેવા લાગ્યો:–"ખબરદાર! એક તસુ પણ આગળ વધ્યા છો તો! નક્કી સમજજો કે તમે બધા મારા હાથથી જીવતા રહેવાના નથી, પણ નકામું તમારૂં લોહી વહેવડાવવાની મારી ઇચ્છા નથી. તમે કોણ છો ને આવી રીતે મારા પર હુમલો કરવાનું શું કારણ છે?"

"અમે પણ મહા ભયંકર કાળરૂપ છીએ. સરદાર ઝેરીમલ્લની આજ્ઞાથી અમે તમને પકડવાનેજ આવ્યા છીએ."

ચંદ્રસિંહઃ—ત્યારે થઇ જાઓ તૈયાર. યમરાજ તમારી રાહ જોઇને બેસી રહ્યા છે. પ્રથમ હું તમારો નાશ કરીશ અને પછીથી તમારા દુષ્ટ સરદાર ઝેરીમલને પણ યમસદનમાં મોકલીશ. આવો, આવો, જેને નરકમાં વ્હેલા જવાની ઇચ્છા હોય તે પહેલાં આવો ?

એમ બોલી ચંદ્રસિંહ ક્રોધથી દુશ્મનોનો સંહાર કરવા લાગ્યા. શત્રુઓ પણ તેનાથી જાય તેવા નહોતા, તેઓ પણ પોતાની તલવારો તાણી રાજકુમારની ઉપર તૂટી પડયા,

બહાદુર રાજકુમાર પ્રભુનું સ્મરણ કરી હિંમતથી દુશ્મનોની સામે થયો. તે પોતાની સમશેર ચારે તરફ ફેરવી દુશ્મનોના આવતા ઘા તેના પર ઝીલી પોતાનું રક્ષણ બહાદુરીથી કરવા લાગ્યો. જોત· જોતામાં દુશ્મનના બે માણસો રાજકુમારના ઘાથી માર્યા ગયા. આથી બીજા સિપાઇઓને ઘણો ક્રોધ ચઢયો, ને એક સાથે ઘણી ભયંકર-તાથી તેઓ સઘળા ચંદ્રસિંહની ઉપર ટુટી પડયા. તેમણે રાજકુ-મારના ઘોડાને મારી નાંખ્યો. અશ્વ મરતાંની સાથેજ ચંદ્રસિંહ જમીન પર પડયો; તોપણ હિંમત નહિ હારતાં તે જલદીથી ઉભો થઇ શત્રુઓની વચ્ચે રહી તલવાર ચલાવવા લાગ્યો. સુભાગ્યે હજી સુધી તેના શરીર ઉપર એક પણ જખમ લાગ્યો નહોતો; પણ હવે સમય બદલાવા લાગ્યો. વીર ચંદ્રના સપાટામાં બીજા પાંચ માણસો આવી ગયા. હવે બાકી બીજા ત્રણ રહ્યા. તેઓ મૃત્યુનો ડર રાખ્યા વગર લડતા હતા. એવામાં લાગ જોઇ ચંદ્રસિંહે બીજે હાથે કમ્મરમાંથી કટાર કાઢી ને તેમના માનીતા સરદારના કલેજામાં ઠસાવી દીધી. કટારનો પ્રહાર થતાંજ તે સરદાર રામશરણ થઇ ગયો. આવું તેનું અનહદ પરાક્રમ જોઇ બાકીના સિપાઇઓ લડવું છોડી દઇ નાસવા લાગ્યા.

પણ તેટલામાંજ તેમનો રાક્ષસ જેવો સરદાર ઝેરીમલ તે સ્થળે આવી પહોંચ્યો ને ચંદ્રના સામું જોઇ તે એકદમ હર્ષથી બોલી ઉઠયોઃ—"કોણ મારો શિકાર ! ચંદ્ર ! હવે સમજ કે ત્હારૂં મૃત્યુ પાસે આવી પહોંચ્યું છે, જ્યાં સુધી હું ત્હારૂં લોહી નહિં રેડું ત્યાં સુધી મ્હને શાન્તિ મળનાર નથી."

ચંદ્રસિંહ—ઓ દુષ્ટાત્મા ! ત્હારાથી કાંઇ થનાર નથી. મ્હારો એક પણ વાળ વાંકો કરવાની ત્હારામાં તાકાત નથી. આજે ત્હારા દિવસો પૂરા ભરાયા છે, એમ નક્કી સમજજે.

આ વચનો સાંભળતાંજ ઝેરીમલે પાસે ઉભેલા એક સિપાઇના કાનમાં કંઇક કહી તેને વિદાય કર્યો. પછી તે ચંદ્રસિંહની પાસે આવી ક્રોધથી કહેવા લાગ્યોઃ—" ચંદ્રસિંહ તું પોતેજ કે ? "

ચંદ્રસિંહ—હા; તું શું ધારે છે ?

ઝેરીમલ—(મડદાં બતાવી) આ મારાં માણસોનો નાશ કોણે કર્યો ?

ચંદ્રસિંહઃ—જે વીર પુરૂષ તારી સામે ઉભો છે તેણે.

ઝેરીમલઃ—તેમ કરવાનું કાંઇ કારણ ?

ચંદ્રસિંહઃ—કારણ પૂછતાં શરમાતો નથી, પાપી ?

ઝેરીમલઃ—ચંદ્ર ! ખરાબ શબ્દ બોલતાં પહેલાં વિચાર કરજે !

ચંદ્રસિંહઃ—નહિ તો તું શું કરીશ ?

ઝેરીમલ—શું કરીશ ! તારા ટુકડા કરીશ ને તે ટુકડા કાગડા શીયાળવાંને નાંખીશ ?

ચંદ્રસિંહઃ—અરે ! તે પહેલાં તો હુંજ તને ચીરી નાંખીશ. અધર્મી ! તને પલકમાં પરલોક પહોંચાડી દેઇશ.

ઝેરીમલઃ—બસ કર તારી જીભને આગળ વધતી અટકાવ. આવા શબ્દો બોલી તું મારૂં અપમાન કરે છે, કેમ ? તેનું ફળ હું તને હમણાંજ ચખાડું છું.

ચંદ્રસિંહઃ—અરે દુષ્ટાત્મા ! નરપિશાચ ! તે પહેલાં તો આ મારી કટાર તારી છાતી વિંધી આરપાર નીકળી જશે !

એમ બોલી ચંદ્રસિંહ ઝેરીમલની ઉપર ધસ્યો. બન્ને જણા એક બીજાને તલવારોના પ્રહાર કરવા લાગ્યા. બરાબર અડધા કલાક સુધી આ બન્નેનું યુદ્ધ ચાલ્યું; પણ કોઇ પાછો હડયો નહિં. એવામાં સમય સાધી ચદ્રસિંહે તેને તલવારનો એક ફટકો લગાવ્યો ને તે ફટકો તરતજ ઝેરીમલે પોતાની તલવાર પર ઝીલી લીધો. ચંદ્રસિંહની તલવારનો ફટકો એવા જોરથી ઝેરીમલની તલવાર પર પડયો કે જો

ઝેરીમલે તે ફટકાને પોતાની તલવાર પર ન ઝીલી લીધો હોત તો અવશ્ય તેના પ્રાણનો નાશ થાત. ચંદ્રસિંહના ફટકાનાં આઘાતથી ઝેરીમલની તલવાર નીચે તૂટી પડી ને પોતે પણ જમીન ઉપર ગબડી પડયો; તેને નીચે ગબડી પડેલો જોઇ ચંદ્રસિંહ એકદમ વિકાળ વાઘની માફક છલંગ મારી તેની છાતી ઉપર ચઢી બેઠો ને કમ્મરમાંથી કટાર કાઢી ઝેરીમલની છાતી સાથે ધરી કહેવા લાગ્યોઃ– "બોલ રાજ્યદ્રોહી કૂતરા ! તારી છાતી હું કેવી રીતે ચીરૂં ? એકદમ કટાર ઘોચું કે ધીમે ધીમે ?"

ઝેરીમલઃ–(ગદ્દગદ્દ કંઠે) ક્ષમા ! રાજકુમાર ! હું તમારી ક્ષમા યાચું છું ! !

ચંદ્રસિંહઃ–ક્ષમા ! કોને ? ત્હારા જેવા નરાધમને ? તને ક્ષમા હોય નહિ. તારા શબની શ્વાન ને શીયાળવાં આતુરતાથી રાહ જોઇ રહ્યાં છે.

ઝેરીમલઃ–(સજળ નેત્રે) હા, તે સઘળાંનેજ હું પાત્ર છું. મારાં પાપ ઘણાંજ ભયંકર છે. ઓહ ! હવે મ્હારૂં શું થશે ? રાજકુમાર ! આટલી વખત મને બચાવો. હું તમારે શરણે છું. હવે હું કદાપિ પાપ નહિ કરૂં. ચંદ્ર ! મને ક્ષમા આપો ને મને બચાવો. હું તમારો સદાને માટે સેવક થઇ રહીશ. મને ન મારશો. એવી આજીજી સાથે દીન મુખમુદ્રા કરી આંખોમાં પાણી લાવી ઝેરીમલ ચંદ્રસિંહને કાલાવાલા કરવા લાગ્યો. તેના અત્યંત કાલાવાલાથી ચંદ્રસિંહનું હૃદય દયાથી પીગળ્યું. ઝેરીમલની છાતી ઉપરથી નીચે ઉતરી તે તેને કહેવા લાગ્યોઃ–"ઝેરીમલ ! જા, હું તને બચાવું છું ને તારી દયા ખાઉં છું. જો કે ત્હેં અમને કષ્ટ દેવામાં કાંઇ પણ કસર રાખી નથી; પરંતુ તે સઘળું હું ભૂલી જાઉં છું અને તને ક્ષમા આપું છું. હવે પ્રભુને ઓળખી માણસ જાતની ઉપર દયા રાખવાનું શીખજે આટલી તને મારી ખાસ શીખામણ છે."

ઝેરીમલઃ–(હાથ જોડી) આપનો મ્હોટો ઉપકાર થયો. હવે આપ મારી સાથે ચાલો. અહીં પાસેજ આપણો મુકામ છે. આપ

અત્યારે મ્હારા મહેમાન છો. માટે મ્હારે ત્યાં ભોજન કરી, સુખેથી નિદ્રા લેજો. પ્રાતઃકાળે આપણે સાથે સાથે વિજયનગર જઇશું. મારા ધારવા પ્રમાણે મહારાજા બીજે રસ્તે થઈ વિજયનગર ગયા હશે. ત્યાંથી આવી હું મહારાજાને પગે પડી તેમની ક્ષમા યાચીશ. તે કૃપાળુ મને ક્ષમા આપશેજ. અરેરે! કુમુદા બહેનને પણ મ્હેં પાપીએ દુઃખ દેવામાં બાકી રાખી નથી. તેમને પણ પગે પડી હું માફી માગીશ. તે અવશ્ય મ્હને ઉદારતાથી ક્ષમા આપશેજ; માટે ચંદ્રસિંહ! ભાઇ! અત્યારે આપ મારી સાથે ચાલો.

ઝેરીમલની પાછળ ચંદ્રસિંહ તથા બચેલા બે સિપાઇઓ ચાલવા લાગ્યા ને થોડી વારમાં તેઓ તેને મુકામે જઈ પહોંચ્યા. બે મોટા પલંગ ત્યાં ઢાળવામાં આવ્યા હતા. તેની ઉપર કપડાં કાઢી તેઓ બેઠા. થોડી વાર પછી એક માણસ સુંદર થાળમાં ભોજન પીરસી લાવ્યો ને તે થાળ ચંદ્રસિંહની આગળ મૂકયો. રાજકુમારે ઝેરીમલના સામું જોયું. ઝેરીમલ જમેલો હતો તેથી તેણે જમવાની ના પાડી. ચંદ્રને ક્ષુધા ઘણીજ લાગી હતી તેથી તેણે ઝપાટાબંધ જમી લીધું. હાથ મ્હોં ધોઇ ચંદ્રસિંહ પોતાને માટે બિછાવેલા પલંગમાં સૂતો. આખા દિવસના સખ્ત પરિશ્રમથી તેને તરતજ નિદ્રા આવી ગઇ. ચંદ્રસિંહને લસલસાટ ઉંઘતો જોઇ ઝેરીમલ આનંદ પામ્યો. ચંદ્રે કરેલો ઉપકાર તે ભૂલી ગયો. તેના આગળના શબ્દો જે તેણે ચંદ્રની દયા માગવામાં વાપર્યા હતા તે શબ્દો તે વિસરી ગયો. પાપી ઝેરીમલ આખરે વિશ્વાસઘાત કરી દયાનો ગેરઉપયોગ કરવાને તૈયાર થયો. તરતજ તેણે સિપાઇને બોલાવ્યો. આજ્ઞાંકિત સેવક હાજર થયો ને શો હુકમ છે તે નમીને પૂછવા લાગ્યો.

“ આ ઉંઘતા માણસને ધીમેથી તે જાગે નહિ તેવી રીતે તેના બન્ને હાથમાં બેડી જડી દે, સમજ્યો ?” ઝેરીમલે હુકમ આપ્યો.

“ બહુ સારૂ, સરદાર સાહેબ!” એમ બોલી તે સિપાઇએ તરતજ મજબૂત લોઢાની બેડી ઉંઘતા ચંદ્રસિંહના બન્ને હાથમાં જડી દીધી. પછી ઝેરીમલ ત્યાંથી ચાલ્યો ગયો.

ચંદ્રસિંહ કેદ થયો. સિંહ ફસાયો. નિર્દોષ ચંદ્ર! ત્હેં જેને દયાભાવે બચાવ્યો તેણેજ તારી દયાનો ગેરઉપયોગ કરી તને ફસાવ્યો. અરેરે! બહાદુર ચંદ્ર! આખરે તું દયાનો ભોગ થઇ પડયો! વિધાતા! તારી ગતિ ન્યારી છે!

## પ્રકરણ ૧૫ મું.

### વિજયસિંહનું મૃત્યુ.

"કોઈ આજ કોઈ કાલ, કોઈ દિવસે કોઇ રાતે;
કોઇ જોબન, કોઈ વૃદ્ધ, બાળ જન જુવતી જાતે.
કોઇ તાવે તરફડી, આપઘાતે કોઇ મરતાં;
કોઈ ભોગે કોઈ રોગે, કોઈ તો સર્પ કરડતાં."

જંગલમાં ભયાનક લાગતી અંધારી રાત્રિ સમસમાટ કરતી પસાર થતી હતી. આકાશમાં વાદળાંઓ એકઠાં થઇ ગયાં હતાં. વિદ્યુત્‌ના ચમકારા થતા હતા. ઘણે દૂર પહાડોની ખીણોમાં વનરાજની ગર્જના થતી હતી ને તે વનરાજની ગર્જનાના ભેગી મેઘગર્જના ભળી જતી હતી. આવા ભયંકર સમયે વિકાળ જણાતા આ જંગલમાં જો કોઈ નબળું પોચું માણસ આવી ચઢે તો ભયથી મરી ગયા સિવાય રહે નહિ. આવી મહા ભયંકર રાત્રે આ જંગલમાં એક ઘોડેસ્વાર મુસાફર વિજળીનો ચમકારો થયાથી દેખાયો. તે મુસાફર ઘણોજ શ્રમિત થયેલો લાગતો હતો. તેની ઉમ્મર પચાસેક વર્ષની જણાતી હતી. તેણે શિકારી કપડાં પહેરેલાં હતાં. તે આ જંગલમાં ભૂલો પડયો હતો. તે વારંવાર પોતાની દ્રષ્ટિ ચારે તરફ ફેંકતો હતો; પણ તેને રસ્તો સૂઝતો નહોતો. પડતો ઠોકરો ખાતો તેનો ઘોડો એક નદીના કિનારા આગળ આવી પહોંચ્યો. તેને પરસેવાના રેબઝેબ વળેલા હતા. તેનો ઘોડો પણ પસીનાથી ભીંજાઇ ગયો હતો.

તે ઘોડેસ્વારે તે નદીના કિનારે રાત્રિ ગાળવાનો નિશ્ચય કર્યો. તેણે ફરીથી એક વખત ચારે તરફ દ્રષ્ટિ ફેંકી તો તેને ત્યાંથી થોડેક

દૂર કંઇક પ્રકાશ જેવું જણાયું; તેથી તેણે તે નદીના કિનારે મુકામ નહિ કરતાં એ પ્રકાશ તરફ જઇ મુકામ કરવાનો નિશ્ચય કર્યો. પછી ઘોડા પર સ્વાર થઇ તે અજવાળા પાસે જઈ જુએ છે તો ખુલ્લા મેદાનમાં એક છાપરીની આગળ દશ બાર માણુસો તાપણી કરી ચલમ ફુંકતા અને વાતોના તડાકા મારતા બેઠેલા તેણે જોયા.

ઘોડેસ્વાર તે માણુસોને જોઇ આનંદ પામ્યો ને તેમની નજીક જઇ ઘોડાપરથી ઉતરી ઉભો રહ્યો.

એકાએક આવા ભયંકર જંગલમાં રાત્રિને સમયે આ ઘોડેસ્વારને પોતાની પાસે આવેલો જોઇને ત્યાં બેઠેલા માણુસો આશ્ચર્ય ચકિત થઈ જઈ તેની તરફ જોઈ રહ્યા. તેનો મજબૂત બાંધો, ભવ્ય લલાટ અને મ્હોં પરનું તેજ જોઇ તે માણસો તો આશ્ચર્યમગ્ન બની ગયા ને તેઓ તે ઘોડેસ્વારને એક અક્ષર પણ પૂછી શક્યા નહિ; પણ ફક્ત તેઓ તે ઘોડેસ્વારના સામું ટગર ટગર જોઈજ રહ્યા.

તેમને આવી રીતે શાંત તેમજ આશ્ચર્યમગ્ન જોઇ તે આવનાર માણુસે બોલવાની શરૂઆત કરી:—“ભાઇઓ! તમે સઘળા કોણ છો? મને લાગે છે કે તમે આ જંગલમાં રહેતા હશો!” ઘોડેસ્વારને બોલતો સાંભળી તે માણુસોનામાં બોલવાની હિંમત આવી; તેમાંનો એક માણુસ આગળ આવી કહેવા લાગ્યો:—“ના જી! અમે જંગલમાં રહેતા નથી; પણ કોઇ કારણથી હાલ અમે થોડા દિવસથી આ જંગલમાં આવ્યા છીએ. વારૂ, આપ કોણ છો ને આવી અંધારી રાત્રિને સમયે કઇ તરફથી આવો છો? અમને લાગે છે કે આપ આ જંગલમાં ભૂલા પડયા છો.”

ઘોડેસ્વાર:—હા! તેમજ થયું છે. હું મારા સાથી સાથે આજે બપોરનો શિકારે નીકળેલો છું અને એક હરણુની પાછળ પડવાથી હું મારા સાથથી વિખુટો પડયો ને આ જંગલમાં આવી ચઢયો છું. મને માર્ગ ન જડયો તેથી હું અરણ્યમાં આમ તેમ ઘણુંજ આથડયો ને છેવટે મ્હેં દૂરથી આ તાપણીનું અજવાળું જોયું; તે અજવાળાના આધારે હું અહિ આવી ચઢયો.

"ભલે પધાર્યા મારા મહેરબાન ! હું ધારૂં છું કે આપ કોઇ સરદાર હશો ?" તે માણસે પૂછયું.

"ના, હું સરદાર નથી." આવનાર માણસે કહ્યું.

"તો આપ કોણ છો ને ક્યાં રહોછો ?" તે માણસે ફરીથી પૂછયું.

"હું વિજયનગરનો રહેવાસી છું." આવનાર માણસે જવાબ આપ્યો.

"મહારાજા વિજયસિંહના રાજ્યના છો ? હં, વારૂ આપનું નામ ?" તે માણસે નામ જાણવાના હેતુથી પૂછયું.

"વિજયસિંહ." જવાબ મળ્યો.

"હેં !" સર્વ માણસોના મ્હોંમાંથી ઉદ્દગાર નીકળ્યો ને તે સાથેજ તેઓ મ્હોટેથી હર્ષની બૂમો મારવા લાગ્યા. તે પછી સઘળા શાંત થયા અને વિજયસિંહને નિહાળવા લાગ્યા. પછી વિજયસિંહની સાથે વાત કરનાર માણસે મહારાજાને વાસ્તે ઝુંપડીમાં પડેલો એક જુનો ખાટલો લાવી ત્યાં બિછાવી દીધો અને તેની ઉપર મહારાજાને બેસવા કહ્યું.

વિજયસિંહ મહારાજા તે માણસોની વચ્ચે ખાટલા ઉપર બેઠા. એક માણસ મહારાજાના ઘોડાની બરદાસ કરવા લાગ્યો તો બીજો માણસ એક લોટામાં તેમને માટે પાણી ભરી લાવ્યો. પાણીથી મહારાજાએ પોતાનાં હાથ મ્હોં ધોઇ સ્વચ્છ કર્યા. એટલામાં એક ત્રિજો માણસ એક વડના પતરાળામાં જૂદી જૂદી જાતનાં ફળાદિ લઇ આવ્યો ને તેણે તે પતરાળુ મહારાજાની આગળ મૂકી તેમને તેમાંના પદાર્થો આરોગવાનું કહ્યું. વિજયસિંહ આ લોકોની આવી પરોણાગતથી સંતુષ્ટ થઇ ફૂળ ફળાદી આરોગવા લાગ્યા.

મહારાજાને જમવામાં રોકયેલા જોઇ તેમની સાથે પ્રથમ વાત કરનાર માણસે એક બીજા માણસને બોલાવી તેના કાનમાં કંઇ વાત કહી તેને ત્યાંથી વિદાય કર્યો.

વિજયસિંહ ફળફળાદિ આરોગી જળપાન કરી નિવૃત્ત થયા ને પ્રથમ વાત કરનારની સાથે જૂદા જૂદા વિષયો સંબંધી વાતો

કરવા લાગ્યા.

પેલી તરફ પેલો વિદાય કરેલો માણુસ ઝપાટાબંધ જંગલમાંથી પસાર થતો હતો. મધ્યરાત્રિ વ્યતીત થઈ ગઇ હતી. તે માણુસ ચાલતો ચાલતો ઠેઠ ઝેરીમલની છાવણી નજીક આવી પહોંચ્યો.

આજ જંગલમાં ઝેરીમલ છાવણી નાંખીને પડયો હતો. જે માણુસો તાપણું સળગાવી બેઠા હતા તે પણ તેનાજ માણુસો હતા. આજે વિજયસિંહ તેમજ ચંદ્રસિંહ શિકારે નીકળવાના છે એવી બાતમી ઝેરીમલે અગાઉથીજ મેળવી હતી.

તેઓ બન્ને આ જંગલમાં આવી ચઢયા છે તે પણ તેણે જાણ્યું હતું ને તેથી તે બન્નેમાંથી એક જણ ક્યારે છૂટો પડે તેની તે રાહ જોતો હતો. દૈવયોગે મહારાજા તથા ચંદ્રસિંહ હરણની પાછળ પડયા ને મહારાજા ઘણેજ દૂર નીકળી ગયા. તેમની પાછળ ચંદ્રસિંહ પણ તે બે રસ્તાના સંગમ આગળ આવી પહોંચ્યો. તે બે રસ્તા જૂદી જૂદી બાજુએ જતા જોઇ તે ત્યાં અટકી વિચાર કરવા લાગ્યો. એવી રીતે ચંદ્રસિંહ તથા મહારાજા વિખુટા પડી ગયા. આ બાબતની પણ ઝેરીમલને ખબર મળી હતી. તેથી તેણે એક માણુસને માર્ગ બતાવનાર ભોમિયા તરીકે, રાજકુમારની સઘળી નિશાનીઓ બતલાવી તેને ગમે તે પ્રકારે સમજાવી ત્યાં લાવવા કહ્યું ને બીજા બાર માણુસોને બીજી તરફ વિજયસિંહની શોધમાં મોકલ્યા. તે મોકલેલા માણુસોએ શું કર્યું તે આપણે જોઇ ગયા. હવે આપણે આપણી કથા આગળ ચલાવીએ.

છાવણીની નજીક આવી પહોંચેલા માણુસે ત્યાં ફરતા પહેરેગીરને ઝેરીમલને બોલાવવા કહ્યું. પહેરેગીર તેને ઓળખી અંદર ગયો ને થોડી વારમાં ઝેરીમલને બોલાવી ત્યાં પાછો આવ્યો.

ઝેરીમલને જોઇ આવનાર માણુસે નમન કર્યું ને હાથ જોડી એક બાજુએ ઉભો રહ્યો.

ઝેરીમલઃ—બહાદરસિંગ ! શી ખબર લાવ્યો છે ?

બહાદરઃ—માનવંતા સરદાર ! અમે જ્યાં છાવણી નાંખીને પડયા

છીએ તે જગ્યાએ હમણાંજ થોડી વા'ર ઉપર એક પહેલવાન જેવો ઘોડેસ્વાર આવ્યો છે તેને સમજાવી અને તેની આગતાસ્વાગતા કરી અમે છાવણીમાં રાખ્યો છે.

ઝેરીમલઃ—તે ઘોડેસ્વાર કેવો છે તથા તે કોણ છે તેની તને ખબર છે ?

બહાદરઃ—જી હા, તે ઘોડેસ્વારનો ઘોડો કાળો છે અને સ્વાર દેખાવે જો કે સાધારણ વૃદ્ધ જેવો દેખાય છે પણ તેની તેજસ્વી આંખો તથા મ્હોંનો ચ્હેરો ભલભલાનાં કાળજાં કંપાવે તેવો છે.

ઝેરીમલઃ—(કંટાળી) અરે લાંબુ ટાયલું કરવું છોડી દઇને ઝટ ભસી મરને કે તેનું નામ શું છે ?

બહાદરઃ—વિજયસિંહ.

ઝેરીમલઃ—( આનંદથી ) હેં શું કહે છે ? છેવટે તે સપડાયો ખરો ! (સ્વગત) અહા મ્હારૂં ભાગ્ય બળવાન્ છે. જો આ સમય હું ચૂક્યો તો સદાને માટે ભૂલ્યો. હવેજ મારૂં ધાર્યું પાર પડશે ને આ ઝેરીમલ કુમુદકુમારીને ઉપાડી જવામાં ફાવશે. કુમુદા ! તું મારો તિરસ્કાર કરે છે પણ યાદ રાખજે કે આખરે તારે આ ઝેરીમલ-નીજ દાસી બનવું પડશે. ઠીક છે, તે બધું પછીથી થઇ રહેશે ? (પ્રગટ) બહાદર.

બહાદરઃ—જી, શેવકને શો હુકમ છે ?

ઝેરીમલઃ—તું જા ને કાળસિંહને અહીં મોકલ.

"બહુ સારૂં" કહી બહાદર નમીને ચાલતો થયો. થોડી વારમાં એક હષ્ટપુષ્ટ માણસ શસ્ત્રઅસ્ત્રથી સજ્જ થઇ ત્યાં આવ્યો ને ઝેરીમલને નમન કરી તેણે પૂછ્યુંઃ—"સરદાર સાહેબ ! શી આજ્ઞા છે?"

ઝેરીમલઃ—કાળસિંહ ! હાલને હાલ આપણા બધા માણસોને લેઇ છૂટા છવાયા અહીંથી થોડે દૂર જંગલમાં જઇ છૂપાઈ જાઓ અને જ્યારે હું અવાજ કરૂં ત્યારે એકદમ બધા બ્હાર નીકળી આવ-જો. તે પછી શું કરવાનું છે તેની હું તમને તે વખતેજ સૂચના આપીશ

કાળસિંહઃ—બહુ સારૂં, આપની આજ્ઞા પ્રમાણે જાઉં છું.

ઝેરીમલઃ—જાઓ, વિલંબ કરવાનો સમય નથી.

એમ કહી ઝેરીમલ વિજયસિંહની પાસે જવા નીકળ્યો. કાળસિંહે પણ ઝેરીમલની આજ્ઞાનુસાર સઘળી ગોઠવણ કરી દીધી અને ઝેરીમલના અવાજની રાહ જોતો જ્યાં વિજયસિંહ બેઠેલા હતા ત્યાંથી થોડેક દૂર છૂપાઇને બેઠો.

ઝેરીમલ હર્ષમાં ને હર્ષમાં જ્યાં તેનાં માણસોએ છાવણી નાંખેલી હતી ત્યાં જઇ પહોંચ્યો.

પોતાના સરદારને આવી પહોંચેલો જોઇ તે સઘળાઓએ તેને અભિવંદન કર્યું. મહારાજા વિજયસિંહ ઝેરીમલ તરફ એકી નજરે જોવા લાગ્યા. ઝેરીમલ વિજયસિંહની નજીક ગયો ને અંતરનો ભાવ છૂપાવી દઇ બ્હારથી સ્નેહ દર્શાવતા વિજયસિંહને પ્રણામ કરી કહેવા લાગ્યોઃ—" અહો ! કોણ મહારાજા વિજયસિંહ પધાર્યા છે ? રાજેન્દ્ર! આપને આ ઝેરીમલ પ્રણામ કરે છે. "

વિજયસિંહ આ નવીન આવનારને તરત ઓળખી ગયા ને ક્ષણપર્યંત મૌન્ય રહી તેને કહેવા લાગ્યાઃ—" પાપાત્મા ઝેરીમલ ! તારો વાસ અત્રેજ છે કે ? "

ઝેરીમલઃ—જી હા, સેવકનો મુકામ અત્રેજ છે. આપ જે સ્થળે બેઠેલા છો તે સ્થાન અને આ માણસો પણ મ્હારાંજ છે. હવે આપને આ સેવકની ઓળખાણ પડી હશે !

વિજયસિંહઃ—ઘણીજ સારી રીતે. સુપાત્ર મનુષ્ય કરતાં નીચ મનુષ્યને ઘણાં માણસો ઓળખે છે ।

ઝેરીમલઃ—ખરૂં છે, મહારાજા વિજયસિંહ ! જે ઝેરીમલને આપ નીચ ગણો છો તેજ ઝેરીમલના કબજામાં આપ હમણાં સપડાયા છો. હું આપને મ્હારા કેદી બનાવવાની ઇચ્છા રાખું છું.

વિજયસિંહઃ—કેદી બનાવવવાની ઇચ્છા ? અરે ! તું મ્હને શું કેદી બનાવવાનો હતો ? આ વિજયસિંહની આગળ તું શું કરી શકવા સમર્થ છે ? મ્હને કેદી બનાવતા પહેલાં તો, હું ત્હારોજ વિનાશ કરીશ અને તનેજ છુંદી નાંખીશ.

એમ બોલી વિજયસિંહ ક્રોધથી ઉભા થયા ને તેમનાં નેત્રો અગ્નિ જેવાં લાલચોળ થઇ ગયાં.

ઝેરીમલઃ—એમ કે ? વિજયસિંહ હવે તમે મરવાને તૈયાર થાઓ. તમારે પરમાત્માનું સ્મરણ કરવું હોય તો કરી લ્યો. હું તમને આજે જીવતા છોડનાર નથી; મ્હારા ભયંકર વૈરની વસુલાત કર્યા સિવાય રહેનાર નથી.

વિજયસિંહઃ—પાપી ! શા માટે વિના કારણ આત્માભિમાન કરી ફુલાય છે ? તું મ્હારો વિનાશ કરે છે કે હું ત્હારો વિનાશ કરૂં છું તેનો નિર્ણય હમણાંજ થશે.

ઝેરીમલઃ—મ્હારા અપાર બળનો હજી સુધી તમને ખ્યાલ નથી. હું ઝેરીમલ ! મ્હારા નામથી આજે ધરા પણ ધ્રુજી ઉઠે તેમ છે તો પછી તમારી તાકાત મ્હારી આગળ શા હિસાબમાં છે ?

વિજયસિંહઃ—પાપાત્મા ! જો સાંભળ,

" ગગનમાં ગાજતા મેઘો નહિ ક્હીએ વરસવાના;
ભસંતા શ્વાન જે હોયે નહિ એ તો કરડવાના. "

ઝેરીમલઃ—વિજયસિંહ ! સમજજો કે આ ઝેરીમલ એક બળવાન્ સિંહ છે !

" મ્હારા મનથી તો તું એક ગરીબડું ઘેટું છે. પાપી ! હમણાંજ હું તને નરકનું દર્શન કરાવું છું. " એમ બોલી વિજયસિંહે મ્યાનમાંથી તલવાર ખેંચી.

નાગની ફેણાની માફક તેની તલવાર સરરર કરતી બ્હાર નીકળી ને પાછલી રાત્રે ઉગેલા ચંદ્રના પ્રકાશમાં ચળકવા લાગી.

ઝપાઝપીનો સમય પાસે આવ્યો છે વિચારી ઝેરીમલે પોતાના માણસોને બોલાવવાનો અવાજ કર્યો. અવાજ થતાંની સાથેજ છૂપાઇને રાહ જોતો કાળસિંહ સૈનિકો સાથે ત્યાં દોડી આવ્યો. કાળસિંહને જોઈ ઝેરીમલે મહારાજાને પકડવાનો તેને હુકમ કર્યો ને પોતે ત્યાંથી દૂર ઉભો રહી સઘળો પ્રકાર જોવા લાગ્યો.

ભૂખ્યાં વરૂઓની માફક સૈનિકોએ મહારાજા વિજયસિંહને ઘેરી

લીધા આ અણધારેલી આફતથી તથા ઝેરીમલ્લના પ્રપંચથી વિજય-સિંહના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમણે પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરી, તલવાર હાથમાં લીધી અને તેઓ જેમ ખેડુત ઘાસ કાપે તેમ તલવારથી શત્રુના સૈનિકોને કાપી નાંખવા લાગ્યા.

સૈનિકો પણ તલવારો ખેંચી વિજયસિંહ ઉપર તૂટી પડયા. વિજયસિંહ ચારે તરફ તલવાર ફેરવવા લાગ્યા ને દુશ્મનોના પડતા ઘા તેના ઉપર ઝીલવા લાગ્યા. તેમની લાંબી ભારે તલવાર તેમના હાથમાં સપાટાથી ફરવા લાગી ને જે તેના સપાટામાં આવે તેના બે ભાગ કરવા લાગી.

રાત્રિના પાછલા પ્રહર સમયે ભયંકર મારામારી શરૂ થઈ હતી. ઘવાયેલા સિપાઇઓના અવાજથી બૂમરાણ થઈ રહી હતી. બરાબર એક પ્રહર સુધી આ તુમુલ યુદ્ધ ચાલ્યું, તેટલા સમયમાં તો વીર વિજયસિંહે દુશ્મનના પચાસેક સૈનિકોને યમસદનમાં વિદાય કરી દીધા ને બાકી રહેલાની સાથે હજી તેઓ બહાદુરીથી યુદ્ધ કરતા હતા.

ઝેરીમલ્લ પોતાના સૈનિકોને હતાશ બની ગયેલા જોઇ જોરથી બૂમ પાડી તેમને ઉશ્કેરવા લાગ્યો કે મારા બહાદુરો જુઓ છો શું ? એકલા વિજયસિંહનો ભાર શો છે કે આપણા બહાદુરોને તે હરાવી જાય ? આવાં તેનાં હિંમત ભર્યાં અને ઉશ્કેરનારાં વચનો સાંભળી તરતજ પાછળથી ચાર સૈનિકોએ એક સાથે આવી મહારાજાની પીઠ ઉપર એક સાથે ઘા કર્યા. તે ચારેના એકી વખતે સામટા પડેલા ઘાથી વિજયસિંહ જમીન ઉપર પટકાઇ પડયા ને એકજ ક્ષણમાં તેમનો અમર આત્મા પરમાત્માના દરબારમાં ચાલ્યો ગયો.

વિજયસિંહનું મૃત્યુ થવાથી પાપિષ્ઠ ઝેરીમલના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે ત્યાં આવી મ્યાનમાંથી તલવાર કાઢી મરેલા વિજય-સિંહના શબ ઉપર ઘા કરી તેમનું માથું ધડથી છૂટું પાડયું. હજી પણ જાણે તેનું વૈર પૂરૂં ન થયું હોય તેમ તેણે તે માથું એક લાંબા ભાલા ઉપર ખોસી જાણે કોઇ મ્હોટા યુદ્ધમાં વિજય મેળવ્યો ન હોય તેમ રણશિંગડું ફુંકાવતો તે પોતાની છાવણી નજીક આવી પહોંચ્યો.

રણશિંગડાના અવાજથી ચંદ્રસિંહ નિદ્રામાંથી ચમકીને જાગી ઉઠયો ને જુવે છે તો પોતાના બન્ને હાથ કબજે પડેલા દીઠા. ચંદ્રસિંહે વિચાર્યું:–' શું આખરે તે ચંડાળે વિશ્વાસઘાત કરી ? મારી દયાનો આવો લાભ લીધો ? હાય ! અંતે પાપીએ મને દગો દીધો." વિશ્વાસઘાત કરી ઝેરીમલે પોતાને કેદ કર્યો છે એમ જોવામાં આવતાં તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે મ્હોટી ભયંકર ગર્જના કરી. તેના અવાજથી ત્યાંનો પહેરેગીર ભય પામી ધ્રૂજવા લાગ્યો. તેવામાંજ ક્રોધથી ઉગ્ર દેખાતા ચંદ્રે ત્યાં દોડી આવી, લોઢાની બેડીથી જડેલા બંને હાથથી તે પહેરેગીરના મસ્તક ઉપર પ્રહાર કર્યો. ચંદ્રસિંહના મજબુત હાથ લોઢાની બેડી સાથે પહેરેગીરના માથા પર પડતાંજ તે બિચારાનું માથું ફુટી ગયું અને તે તમ્મર ખાઇ નીચે પડયો. તેના મસ્તકમાંથી પુષ્કળ લોહી વહેવા લાગ્યું.

" પાપી ઝેરીમલ કયાં છે ? મને કોઈ બતાવો ! " એમ મ્હોટેથી બૂમો મારતો ચંદ્રસિંહ આસપાસ ઝેરીમલને ખોળવા લાગ્યો. ક્રોધથી તેનાં નેત્રો અગ્નિ સમાન લાલચોળ થઇ ગયાં હતાં. તેનો ચ્હેરો કાળ સમાન વિકરાળ ભાસતો હતો. એટલામાંજ વિજયસિંહના મસ્તકને ઉપર ખોસી તે ભાલો ડાબા હાથમાં ઝાલી ચાલ્યો આવતો ઝેરીમલ ચંદ્રસિંહની નજરે પડયો. ચંદ્રસિંહને જોતાંજ તે કાયર ઝેરીમલ ચેતી ગયો ને તેનું ઉગ્ર સ્વરૂપ નિહાળી કંપવા લાગ્યો. તરતજ તેણે પાછા ફરતા સૈનિકોને હાંકો મારી બોલાવ્યા. ચંદ્રસિંહ ક્રોધાતુર નજરે તેના સામું જોઇ તેને કહેવા લાગ્યો:–" નામર્દ ! ધિક્કાર છે તને. તું ગર્ભમાંજ કેમ ગળી ન મુઓ ? બ્યંડળ ! ખરો ક્ષત્રી બચ્ચો તો આવું વિશ્વાસઘાતક કાર્ય કરેજ નહિ. હાય ! તને શું કરૂં ? હું અત્યારે બેડીથી જકડાએલો છું નહિ તો હમણાંજ હું તને ત્હારા આવા પૈશાચિક કાર્યનો બદલો આપત."

ચંદ્રસિંહનાં આવેશયુક્ત વચનો સાંભળી ઝેરીમલે વિજયસિંહનું માથું ખોસેલો ભાલો તેની સામે ધરી કહ્યું:–" ચંદ્ર ! તારો ક્રોધ વૃથા છે. મારા માર્ગમાં વિઘ્ન કરતો આ એક કંટક તો દૂર થયો ને

હવે બીજો કંટક તે તું એકલો રહ્યો. તું પણ હવે થોડા દિવસોમાંજ આ દુનિયામાંથી દૂર થઇશ, આજથી ચોથે દિવસે ભવાનીને તારા શરીરનું બળિદાન આપવામાં આવશે.”

આમ કહી તે પાપી ખડખડ હસવા લાગ્યો. તેને હસતો જોઇ ચંદ્રસિંહ તેનો ધિક્કાર કરી ક્રોધથી કહેવા લાગ્યો:—“બીજાનું દુઃખ જોઈ હસનાર પાપી ઝેરીમલ! હવે બોલાવ તારા સૈનિકોને? ક્યાં છે તે બાયલાઓ? નરાધમ! તું એમ ન સમજીશ કે આ ચંદ્ર બંધનમાં છે એટલે તારાથી ડરી જશે. એક સિંહની આગળ ઘણાં શિયાળવાં એકઠાં થાય તેથી શું વનરાજ ડરી જશે? વિશ્વાસઘાતી કૂતરા! વિજયસિંહ મહારાજના મૃત્યુનું વૈર હું હમણાંજ લઉં છું. પ્રપંચી! મને નિદ્રામાં બેડી નાંખીને કયે મ્હોડે મલકાય છે?” ચંદ્રે સંપૂર્ણ બળથી હાથમાંની બેડી તોડી નાંખીને કહ્યું:—“જો જો, એ હત્યારા! આ તારી લોહવજ્રની બેડીના દશા!” આમ કહીને તે ઝેરીમલની તરફ ધસ્યો. સૈનિકો ભયથી સ્તબ્ધ બની ગયા.

બેડી તોડી નાંખી પોતાની તરફ ધસી આવતા ચંદ્રને જોઈ ઝેરીમલ હવે જીવવાની આશા નથી ધારી ગભરાઇ જઇ સૈનિકોને કહેવા લાગ્યો:—“આને પકડો અથવા તો એને મારી નાંખો. એ કાળસિંહ! એ ધીરસિંહ! મને બચાવો. હું મુઓ. અરે! હમણાંજ તે મારો પ્રાણ લેશે.” એમ બૂમે બૂમ મારતો ઝેરીમલ્લ નાસવા લાગ્યો.

પોતાના સરદારની આવી દુર્દશા થયેલી જોઇ સૈનિકોએ એક સાથે ચંદ્રની ઉપર હુમલો કર્યો ને બધાએ સાથે મળી તેને ઘેરી લીધો. તેટલા વખતમાં તો ચંદ્રે કોઇને લતાપ્રહારથી તો કોઇને મુષ્ટિપ્રહારથી પૂરા કરી નાંખ્યા; પણ આખરે ઘણા સૈનિકોથી ઘેરાયેલો શસ્ત્રહીન ચંદ્ર શ્રમિત થઈ ગયો. તે એકલો શું કરી શકે? સૈનિકોએ સામટા ધસી આવી તેને પકડી લીધો ને તેના હાથ પગમાં લોખંડની મજબૂત બેડી નાંખી દીધી. ચંદ્રને બંદીવાન્ બનેલો જોઈ ઝેરીમલ્લ જે અત્યાર સુધી તેના ભયથી કંપતો હતો તે હવે સાવધ થયો ને આનંદ પામ્યો. તેણે પોતાના સૈનિકોને બંદીવાન્ બનેલા ચંદ્રને ત્યાંથી

લઇ જવાનો હુકમ કર્યો. સૈનિકો બંદીવાન્ ચંદ્રને છાવણીમાં લાવ્યા ને તેને ચાર દિવસ સુધી કયાં રાખવો તેનો ઝેરીમલ વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં કરતાં તેને ગુપ્તગૃહમાં કેદ રાખવાનું યોગ્ય ધાર્યું; તેથી તેણે તેજ વખતે ચંદ્રસિંહને ગુપ્તગૃહમાં લઇ જવાનો કાળસિંહને હુકમ કર્યો. કાળસિંહ સૈનિકો સાથે ચંદ્રને લઇ ગુપ્તગૃહમાં ગયો ને ત્યાં એક ન્હાની ઓરડીમાં તેને કેદ પૂર્યો. તેની ઉપર દેખરેખ રાખવાને માટે ત્યાં બે ચોકીદારો લાલસિંહ તથા ફુલસિંહને રાખ્યા.

સઘળું કામ પૂરું થયા પછી ઝેરીમલ્લ એક સુંદર શય્યામાં સૂતો. પોતાના એક મહાન્ શત્રુનો આજે વિનાશ થયો ને બીજો કેદમાં સપડાયો છે તેનો પણ સત્વર વિનાશ થશે અને હવે પોતાના માર્ગમાં કોઇ વિઘ્નકર્તા રહેશે નહિ તથા પોતે હવે સ્હેલાઇથી કુમુદકુમારીને મેળવી શકશે એવી સુખમય કલ્પનાઓ કરતો કરતો તે પાપાત્મા નિદ્રાવશ થયો.

## પ્રકરણ ૧૬ મું.

### હૃદયદ્રાવક સમાચાર.

સ્નેહીજનના મૃત્યુથી, શોક અતિશય થાય;<br>
વખત વીતતાં એ બધું, નક્કી ભૂલી જવાય.

“ અરે ! આજકાલ કરતાં બે દિવસ થવા આવ્યા છતાં મહારાજા તથા રાજકુમાર શિકારેથી કેમ પાછા નહિ આવ્યા હોય ? શું તેમનું કાંઇ અનિષ્ટ તો નહિ થયું હોય ? હમણાં હમણાંમાં કેવા ભયંકર બનાવો બની ગયા છે ? તેથીજ કરીને મને હૃદયમાં ચિંતા ઉત્પન્ન થાય છે. મારું મન બહુજ મુંઝાય છે. મને કાંઇ પણ સમજણ પડતી નથી. ઇશ્વર ! તું સત્યનો સહાયક છે. તું મારા રાજા તથા રાજકુમારનું રક્ષણ કરજે. દયાળુ દેવ ! આજે બીજા દિવસની રાત્રિ થઇ; પણ હજી સુધી તેમના કાંઇ સમાચાર મળ્યા નથી. મારા પ્રભુ ! હવે તો તું કરે તે ખરું ! શું દુશ્મને તો કાંઇ દગો નહિ

કર્યો હોય ? (વિચાર કરી) ના ના, એમ તો ન બને. કદાપિ શત્રુએ દગો કર્યો હોય તોય શું ? મહારાજા તથા વીર ચંદ્રસિંહ બહાદુર છે એટલે દુશ્મન તેના દાવમાં ફાવવો મુશ્કેલ છે; પણ હજી સુધી તેઓ આવ્યા નહિ તેથી મારે શું ધારવું ? સરદારો, ભાયાતો તેમજ અન્ય નગરજનો પણ ચિંતાગ્રસ્ત થઈ ગયા છે. રાજમાતા તથા કુમુદકુમારી પણ શોકાતુર બની વારંવાર ખબર પૂછાવે છે. હાય ! તેમને હું શી ખબર મોકલું ? તેમ હજી સુધી સેનાપતિ અમરસિંહ પણ શોધ કરી પાછા આવ્યા નથી. ”

આવા વિચાર કરતો વૃદ્ધ પ્રધાન પ્રતાપસિંહ તેના મહાલયની અગાસી ઉપર આમતેમ આંટા મારતો હતો. રાત્રિના નવ વાગ્યા છતાં કાંઇ સમાચાર આવ્યા નહિ તેથી રાજમાતાએ અધીરાં બની એક સિપાઇને પ્રધાનજીને બોલાવી લાવવા મોકલ્યો.

વૃદ્ધ પ્રધાન પ્રતાપસિંહ કપડાં પહેરી સિપાઇની સાથે રાજમહેલમાં ગયા. રાજમહેલના ઉપરના ભાગમાં રાણી તથા કુંવરી શોકાતુર વદને બેઠાં હતાં. બત્તીનો પ્રકાશ પણ ઝાંખો જણાતો હતો. પ્રતાપસિંહે ત્યાં પ્રવેશ કર્યો. તેમને જોતાંજ રાજમાતાએ પૂછયું:—" મંત્રીશ્વર ! કાંઈ સમાચાર મળ્યા ? ”

પ્રતાપસિંહ:—માતાજી ! હું તેજ વિચાર કરતો હતો. માણસોને દોડાવવામાં બાકી રાખી નથી પણ શોધને અંતે તેઓ નિરાશ વદને પાછાં આવ્યાં છે ને હજી કાંઇ પત્તો કે ખબર મળી નથી.

પ્રધાનનાં નિરાશાજનક વચનો સાંભળી કુમુદા રૂદન કરવા લાગી અને ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગી:—" શું કહો છો, પ્રતાપસિંહજી ! શું મારા પિતાશ્રીનો પત્તો નહિ લાગે ? ઓ વિધાતા ! તું પણ વેરણ થઇ લાગે છે. વૃદ્ધ પ્રતાપસિંહજી ! તમે જાઓ ને પિતાશ્રીને ગમે ત્યાંથી ખોળી લાવો. અમે તમારે શરણે છીએ. ”

આમ કહી કુમુદા પ્રધાનજીના ખોળામાં માથું મૂકી રડવા લાગી. તેને શાન્તિ આપતાં વૃદ્ધ પ્રધાન કહેવા લાગ્યા:—" રાજકુમારી ! શા માટે ગભરાઇ આક્રંદ કરો છો ? ધૈર્ય ધરો. ઇશ્વર સઘળું સારૂં કરશે.

જુઓ હજી સુધી અમરસિંહજી પણ સૈનિકો લઇને તેમની શોધમાં ગયેલા છે તેઓ પાછા ફર્યા નથી તેથી મ્હને આશા રહે છે કે, તેમને રસ્તામાંજ મહારાજાનો મેળાપ થયો હોવો જોઇએ."

પ્રધાનજી પોતાનું વાક્ય પૂરૂં કરી રહ્યા નહોતા તેટલામાંજ એક સિપાઇએ ત્યાં પ્રવેશ કરી સમાચાર આપ્યા કે:—"બ્હાર અમરસિંહજી આવેલા છે. તેઓ અંદર આવવાની આજ્ઞા માગે છે. હુકમ હોય તો પ્રવેશ કરાવું."

"તેમને-સત્વર અંદર લઈ આવ." પ્રધાને કહ્યું.

થોડીવારમાં સેનાધિપતિ અમરસિંહ પોતાની સાથે બે કેદીઓને લઇ ત્યાં દાખલ થયો, તેને જોતાંજ પ્રધાને પૂછ્યું:—"અમરસિંહજી! બાપુની કાંઈ ભાળ મળી?"

અમરસિંહે કહ્યું:—"મારા કહેવા કરતાં આ બે બંદીવાનો વધારે હકીકત જાણે છે તેથી તેઓ કહેશે. પ્રભુને આવો સમય લાવવો હતો તો તેણે મ્હને શા માટે જીવતો રાખ્યો?"

પ્રધાનઃ—(સખેદાશ્ચર્ય) હેં! શું કહો છો? શું કાંઇ ભયંકર બનાવ બન્યો છે? અમરસિંહજી! શા માટે આંસુ પાડો છો? જે હોય તે તમે જલદીથી કહી નાંખો એટલે સમજ પડે.

અમરસિંહ:—(રડતાં રડતાં) હાય! ત્યારે શું આ માઠા સમાચાર આ હતભાગીએ પોતેજ કહેવા પડશે? અરે હાય! આ જીભ કેમ તુટી પડતી નથી? રાજમાતા તથા કુમુદાબ્હેન! તમે પણ આ હતભાગીનાં વચનો સાંભળો. મહારાજા તથા ચંદ્રસિંહને ખોળવા હું જંગલે જંગલ ભમ્યો પણ મને તેમની કાંઈ ભાળ મળી નહિ. બીજે દિવસે આખરે થાકી નિરાશ થઇ હું પાછો ફરવાનો વિચાર કરતો હતો એવામાં તે જંગલમાં થઇને આ બે માણસો કાંઇક લઇ જતા મારી નજરે પડયા. મ્હને તેમની ચાલ જોઇ સંદેહ પડયો ને મ્હેં તેમને બંદીવાન્ બનાવ્યા. પછી તેમની તપાસ કરતાં તેમની પાસેથી આ ચીજ મળી આવી છે.

એમ કહી તેણે એક કેદીને માથે ઉંચકાવેલો કંડીઓ પ્રધાન-

જીની સમક્ષ મૂકયો ને પોતે આંખો બંધ કરી નીચું જોઇ ઉભો રહ્યો. વૃદ્ધ પ્રતાપસિંહે ધ્રૂજતે હાથે કંડીઆનું ઢાંકણું ઉઘાડયું. કંડીઓ ખુલ્લો થતાંજ તેમાં મહારાજા વિજયસિંહનું મસ્તક નજરે પડયું. "હાય! ઓ વિભુ! તેં આ શો જુલ્મ ગુજાર્યો?" કહી પ્રધાનજી ધરણી ઉપર ઢળી પડયા. રાજમહેલમાં તો પ્રભાવતી તેમજ કુમુદાએ મહારાજાનું મસ્તક જોતાંજ એક કારમી ચીસ પાડી. બન્ને જણાં બેભાન થઇ જમીન પર ગબડી પડયાં. વીર અમરસિંહ તો પોક મૂકી રડવા લાગ્યો. આવું હૃદયદ્રાવક આક્રંદ જોઈ પેલા બન્ને ક્રૂર કેદીઓનાં હૃદય પણ દયાથી પીગળી ગયાં ને તેમનાં નેત્રો-માંથી પણ અશ્રુઓ ટપકવા લાગ્યાં. તે અરસામાં પ્રધાનની મૂર્છા વળી ને તેઓ બેઠા થઇ મ્હોટે સ્વરે રૂદન કરવા લાગ્યા. દાસ દાસીઓ તથા મહેલના પહેરેગીરો જેમ દરમાંથી કીડીઓ ઉભરાય તેમ ફડાફડ બારણાં ઉઘાડી અંદર દોડી આવ્યાં ને તેઓ આવો ભયંકર બનાવ જોઇ ચોધાર આંસુએ રડવા લાગ્યાં. હજી રાજમાતા ને કુમુદા બેભાન સ્થિતિમાંજ હતાં. પ્રધાન તેમને માથે શીતળ પાણી છાંટવા લાગ્યા. થોડી વારમાં બન્ને જણની મૂર્છા વળી એટલે તેઓ સાવધ થઇ બેઠાં ને મ્હોટેથી રૂદન કરવા લાગ્યાં. આખરે જેમ તેમ કરી પ્રધાને સર્વેને શાન્ત કર્યાં. આ વખતે રાજમાતા રડતાં નથી. તેમનું ધ્યાન મહારાજાના વિચારોમાં લાગેલું છે. તેઓ ધ્યાનસ્થ જેવાં બની ગયાં છે. તેમની આવી સ્થિતિ જોઈ પ્રધાન તેમને ઢંઢોળી જાગૃત કરવા લાગ્યા. રાજમાતાએ નેત્રો ઉઘાડયાં ને કહ્યું:—" પ્રધાનજી!"

"મા!" પ્રધાને કહ્યું.

"મારી કુમુદ કયાં છે?" રાજમાતાએ પૂછયું.

"આ રહી મારી મા રે." કહી કુમુદ રડતાં રડતાં માતાને બાઝી પડીને ચોધાર આંસુએ રડવા લાગી.

"બહેન! રડ નહિ." એમ કહી પ્રભાવતી તેને શાંત કરવા લાગ્યાં ને અંતે તેને શાન્ત કરી અમરસિંહને પૂછવા લાગ્યાં:— "અમરસિંહ! મહારાજાની સાથે ચંદ્રસિંહ ગયા હતા તેમનું શું થયું

છે ? એ સંબંધી તમે કાંઇ જાણો છો ?"

અમરસિંહ:—ના, માતાજી ! પણ આ બે કેદીઓ તે સંબંધી સઘળી હકીકત જાણે છે.

તરતજ તે બન્ને કેદીઓને બંધનમુક્ત કર્યા ને તેમને નીચે બેસવાની આજ્ઞા કરી; પણ તે બે કેદીઓ નીચે બેઠા નહિ.

પ્રભાવતી:-ભાઇઓ ! તમે સઘળી હકીકત જાણતા હો તો કહો. મારે મારા સ્વામીથી છેટું પડે છે. મારે પ્રાતઃકાળ થયા પહેલાં મહારાજાના મસ્તકની સાથે સહગમન કરવું છે. (પ્રધાનને) પ્રતાપસિંહ ! ચંદ્રાવતીને કિનારે મારે માટે સહગમન કરવાની તૈયારી કરાવો. મારો જે સમય જાય છે તે અમૂલ્ય છે. (કેદીને) ભાઇ ! મહારાજાનું મૃત્યુ શાથી થયું તથા તેમની સાથેના રાજકુમારનું શું થયું છે ? તે બીના હવે તમે સવિસ્તર કહો.

પહેલો કેદી:—માતુશ્રી ! હું અને મારો સાથી ઝેરીમલના સેવકો છીએ. આજથી ત્રિજે દિવસે રાતના સમયે એક ઘોડેસ્વાર અમારે મુકામે આવી ચઢયો. તે ઘોડેસ્વારના વેષમાં મહારાજા વિજયસિંહ પોતેજ હતા. તેમની અમારી ટોળીના સરદારે આગતાસ્વાગતા કરી અને તેમને તેમની હકીકત પૂછી. મહારાજાએ પોતે કોણ છે તે જણાવી દીધું; આથી અમારો સરદાર આનંદ પામ્યો. કારણ કે તે સરદારનેજ મહારાજાની શોધને અર્થે માણસો સાથે ઝેરીમલે મોકલ્યો હતો. તે સરદારે મહારાજાની સેવા કરી તેમને તે રાત્રે ત્યાં વિશ્રાંતિ લેવા સૂચવ્યું. ભોળા દિલના મહારાજા તેની પ્રપંચજાળમાં સપડાયા. પછી તે સરદારે એક માણસને તેજ વખતે ઝેરીમલને ત્યાં તેડી લાવવા મોકલ્યો. ઝેરીમલને લઈ તે માણસ જલદીથી પાછો આવી પહોંચ્યો.

"ઝેરીમલ મહારાજાને જોતાંજ આનંદ પામ્યો ને તેણે સિપાઇઓને તેમને પકડવાનો હુકમ આપ્યો. મહાદેવી ! અમને ખબર નથી કે તે દુષ્ટને મહારાજાની સાથે શું વૈર હતું. સૈનિકો મહારાજાને પકડવા તેમની તરફ ધસ્યા એટલે મહારાજાએ તલવારથી તેમને અટકાવ્યા. એટલામાં ઝેરીમલે અગાઉથી છૂપાવી રાખેલા સૈનિકો ઝેરી-

મલ્લનો અવાજ સાંભળી ત્યાં દોડી આવ્યા ને સઘળા સાથે મળી મહારાજાની ઉપર તૂટી પડયા. મહારાજા વિજયસિંહ ચળકતી તલવાર ખેંચી દુશ્મનોની વચ્ચમાં ઘુમવા લાગ્યા. તેમના ઘાથી ઘણા સૈનિકો જમીનદોસ્ત થઈ ગયા. પણ છેવટે મહારાજાનો અશ્વ ઘવાયો ને મહારાજા નીચે પડી ગયા. તે તકનો લાભ લઇ ચાર ચંડાળ સૈનિકોએ પાછળથી એક સામટા મહારાજાની ઉપર ઘા કર્યા. વિજયસિંહ જમીન ઉપર પટકાઇ પડયા ને થોડીજ વારમાં પ્રભુની હજુરમાં પધારી ગયા.”

“આ યુદ્ધમાં મને પણ એક જખમ લાગ્યો હતો. તેથી હું લડવું છોડી દઇ મારે ઠેકાણે જઇ સૂતો. પછી બીજે દિવસે એટલે ગઇ કાલે ઝેરીમલ્લે મને મહારાજાનું મસ્તક આપી આજ્ઞા કરી કે “આ મસ્તકને દૂર જંગલમાં ફેંકી દે.” તેનો હુકમ સાંભળી હું તથા મારો આ સાથીદાર મહારાજાના મસ્તકને એક કંડીઆમાં છૂપાવી ફેંકીદેવા ચાલ્યા. જંગલમાં ખરા મધ્યાન્હકાળે અમને ઘણીજ ગરમી લાગવાથી એક વૃક્ષની નીચે અમે બન્ને જણા ઝેરીમલ્લના દુષ્કૃત્યની વાતો કરતા બેઠા. એટલામાં આ અમરસિંહજી તેમના સૈનિકો સાથે ત્યાં થઇને જતા હતા; તેમની દૃષ્ટિ અમારી ઉપર પડી. અમને ગુપચુપ વાતો કરતા જોઇ તથા અમારી પાસે કંડીઓ જોઇ તેમને અમારી ઉપર સંશય આવ્યો. તરતજ તેમણે આ કંડીઓ પોતાની સત્તામાં લઇ તેને ખુલ્લો કર્યો તો તેમાંથી મહારાજાનું મસ્તક નજરે પડયું. મહારાજાનું મસ્તક જોતાંજ અમરસિંહજી બેભાન થઇ જમીન ઉપર ઢળી પડયા. તેમના સૈનિકોએ અમને પકડી બાંધી લીધા. થોડીવારે અમરસિંહ શુદ્ધિમાં આવ્યા ને આ કંડીઆ સાથે અમને તમારી પાસે લાવ્યા.” આટલું બોલી તે પ્રથમ કેદી બોલતો બંધ રહ્યો.

“હાય ! આખરે પાળેલા સર્પે અમનેજ દંશ દીધો ! વારૂ, ભાઇ ! મહારાજાની સાથે એક રાજકુમાર હતા તેમનું શું થયું તે તું જાણે છે ?” રાજમાતાએ પૂછયું.

“હા દેવી ! તે હું જાણું છું.” બીજો કેદી બોલી ઉઠયો.

"તેમનું શું થયું છે?" રાજમાતાએ ફરીથી પૂછ્યું.

બીજો કેદીઃ—જે રાજકુમાર સમ્બંધી આપ પૂછો છો તે કુમારનું નામ ચંદ્રસિંહ છે. તેમને હું સારી રીતે ઓળખું છું. મહારાજા તથા કુમાર શિકારે નીકળ્યા છે ને તે એ જંગલમાં શિકાર કરવા આવનાર છે એ બાતમી ઝેરીમલને અગાઉથી મળી હતી તેથી તે પાપીએ મ્હને આજ્ઞા કરી કે "તેઓ બન્નેમાંથી એક જૂદો પડે ને આ જંગલમાં માર્ગને માટે આથડે ત્યારે તું તેનો માર્ગ બતાવનાર ભોમિયો થઇ તેને મ્હારી પાસે ખેંચી લાવજે." તેણે મને રાજકુમારની કેટલીક નિશાનીઓ બતાવી હતી. તે નિશાનીઓ લક્ષમાં રાખી હું જંગલમાં ભટકવા લાગ્યો. જે સમયે મહારાજા દુષ્ટોની જાળમાં સપડાયા હશે તેની પહેલાં સમીસાંજની વખતે જંગલમાં રસ્તો શોધતા રાજકુમાર દૂરથી મ્હારી નજરે પડયા. તરત હું તેમની નજીક ગયો, ને તેમને જુઠું સમજાવી હું અમારા મુકામ પાસે તેડી ગયો. એટલામાં અમારા દશેક માણસોનું ટોળું અમારી આગળ આવી પહોંચ્યું ને તે ટોળામાં હું મળી ગયો. અમારી ટોળીના સરદારે રાજકુમારની ઉપર હુમલો કર્યો. હુમલો થતાંજ દગો થયો છે ધારીને રાજકુમાર ક્રોધે ભરાઇ તલવાર ખેંચી અમારી ઉપર તુટી પડયા. જોતજોતાંમાં તેમણે અમારા સરદાર સાથે અમારાં આઠ માણસોને કાપી નાંખ્યાં. તેવામાંજ ઝેરીમલ ત્યાં આવી પહોંચ્યો. રાજકુમારને જોઈ તેણે હર્ષથી બૂમ પાડી. થોડી વારમાંજ તે બંનેનું યુદ્ધ થવા લાગ્યું. યુદ્ધાંતે પાપિષ્ઠ ઝેરીમલને જમીન પર પછાડી રાજકુમાર તેની છાતી ઉપર ચઢી બેઠા.

"ત્યારે શું રાજકુમારે મહારાજાનું વૈર લીધું? શું તેમણે તે પાપીને મારી નાંખ્યો?" રાજમાતા અધીરાં બની પૂછવા લાગ્યાં.

બીજો કેદીઃ—ના, માતાજી! તે પાપી તેના અજબ ફરેબથી જીવતો રહેવા પામ્યો છે. તેણે દયાને માટે ઘણાજ કાલાવાલા કરી ચંદ્રસિંહની પાસેથી જીવતદાન મેળવ્યું છે. જુઓ! આગળ સાંભળો પછીથી જાણે કે કંઇજ બન્યું નથી એવું મ્હોં રાખી તે પાપી

કુમારને કહેવા લાગ્યોઃ—"ચંદ્રસિંહજી ! અત્યારે રાત્રિ પડી છે માટે હવે મ્હારા મુકામ પર ચાલો. કાલે પ્રાતઃકાળે આપણે સાથે વિજયનગર જઇશું. ત્યાં ગયા પછી હું મહારાજાની માફી માગી તેમની ક્ષમા મેળવીશ." એવી રીતનાં તેનાં નમ્ર વાક્યો સાંભળી ચંદ્રસિંહ તેના વચનમાં ભોળવાઈ જઇ અમારી છાવણીમાં આવ્યા. ત્યાં તે પાપીએ તેમની સારી સેવાચાકરી કરી તેમને સંતોષ આપ્યો. ભોજન થયા પછી ઝેરીમલ્લ તથા રાજકુમાર જાણે કંઇજ બન્યું નથી તેમ હસતા હસતા વાતો કરવા લાગ્યા. કલાકેક વાતો ચાલી તેટલામાં એક માણસે ત્યાં આવી ઝેરીમલને ઈશારતથી બ્હાર આવવા સૂચવ્યું. ઝેરીમલ તેની ઈશારત સમજી રાજકુમારને "આવું છું" કહી ત્યાંથી ગયો ને બ્હાર જઇ તે આવનાર માણસને મળ્યો. આવનાર માણસ તેને બીજા માણસ પાસે તેડી ગયો. બીજા માણસને ઓળખી ઝેરીમલે પૂછ્યું:—"શી ખબર છે?" તે બીજા આવનાર માણસે મહારાજા વિજયસિંહ પોતાની જાળમાં સપડાયાના સમાચાર કહી સંભળાવ્યા.

ઝેરીમલે વિજયસિંહના સપડાયાના સમાચાર સાંભળી તરતજ અમારા સરદાર કાળસિંહને બોલાવ્યો ને તેને કેટલીક સૂચના આપી વિદાય કર્યો. પછી તે દુષ્ટ, રાજકુમારની પાસે ગયો ને જુએ છે તો રાજકુમારને તેણે નિદ્રામાં પડેલા જોયા. પાપી ઝેરીમલે વિશ્વાસઘાત કર્યો ને નિદ્રિત રાજકુમારને હાથે બેડી પહેરાવી દીધી. પછી તે પાપી ત્યાંથી નીકળી વિજયસિંહ મહારાજ પાસે જઇ પહોંચ્યો. ત્યાર પછી શું બન્યું તે સર્વ હકીકત આપના જાણવામાં આવી છે એટલે વિશેષ કહેવાની અગર તો તેનો પુનરુલ્લેખ કરવાની જરૂર નથી. છેવટે મહારાજા માર્યા ગયા ને તે પછી તે પાપીએ મહારાજાનું મસ્તક ધડ ઉપરથી કાપી લીધું. તે મસ્તકને ભાલા ઉપર ખોસી તેણે સાથે લઈ લીધું. વિજયસિંહના મૃત્યુથી આનંદ પામી ઝેરીમલ રણશિંગડું ફુંકાવતો છાવણી તરફ આવવા લાગ્યો. રણશિંગડાના નાદથી રાજકુમાર જાગી ઉઠયા ને જુએ છે તો પોતાના બન્ને હાથમાં

બેડી પડેલી જોઇ. તેમણે વિચાર્યું:—"શું ચંડાળે વિશ્વાસઘાત કર્યો ? હા નક્કી તેણે દગો કર્યો." એમ વિચારતાં તેમના ક્રોધનો પાર રહ્યો નહિ એટલે તેમણે ત્યાંથી ઉભા થઇ પાસે ફરતા પહેરેગીરને બેડીઓવાળા હાથથી પૂરો કર્યો ને ઝેરીમલને શોધતા બ્હાર મયદાનમાં ધસી આવ્યા. રસ્તામાંજ ઝેરીમલ્લ તેમને સામો મળ્યો ને સેવકના હાથમાં બળતી મશાલના પ્રકાશમાં ભાલા ઉપર ખોસેલા વિજયસિંહના મસ્તક ઉપર રાજકુમારની નજર પડી. વિજયસિંહનું મસ્તક ભાલા પર જોતાંજ કુમારની આંખો ફાટી ગઇ. તેણે ભયંકર ગર્જના કરી લોઢાની જડેલી બેડીના કટકે કટકા કરી નાંખ્યા તથા મુઠીઓ વાળી તેઓ ઝેરીમલને મારવા દોડયા. કુમારનું આવું અદ્‌ભુત પરાક્રમ જોઇ તે પાપી ભયથી ધ્રૂજવા લાગ્યો. ચંદ્રસિંહને પોતાની તરફ ધસી આવતા જોઈ તે પાપી મદદને માટે સૈનિકોને બૂમો પાડવા લાગ્યો. તેની બૂમોના અવાજથી તેના સૈનિકો તેની મદદે દોડી આવ્યા અને તેમણે રાજકુમારને ઘેરી લીધા. તેમાંના કેટલાકના પ્રાણ રાજકુમારે લીધા; પણ આખરે ઘણાં માણસોને એક શસ્ત્ર વિનાનો માણસ શું કરી શકે ? ચંદ્રસિંહ શ્રમિત થઈ ગયા. સૈનિકોએ સામટો હુમલો કરી તેમને પકડી લીધા ને તેમના હાથ પગમાં મજબૂત સાંકળો જડી દીધી. પછી તેમને તેજ વખતે ત્યાંથી લઈ ગયા અને કોઇ ગુપ્તસ્થળે તેઓ મૂકી આવ્યા. મારા સાંભળવામાં એમ આવ્યું છે કે તેમનું દેવીને બળીદાન આપવામાં આવનાર છે. માતુશ્રી ! આટલી હકીકત હું જાણું છું." કહી તે કેદી શાંત થઈ ઉભો રહ્યો.

પ્રભાવતી:—અરે હાય ! ત્યારે શું મારા પુત્રતુલ્ય ચંદ્રનો પણ તે દુષ્ટ જીવ લેશે ? હાય હવે શું થશે ?

કુમુદકુમારી ચંદ્રનું બળિદાન આપવામાં આવશે એ હકીકત સાંભળી ભયથી વિહ્વળ બની બેભાન થઇ ગઈ. તેની આવી હાલત જોઇ રાજમાતા પણ ગભરાઇ ગયાં. અમરસિંહે શીતળ જળ છાંટી કુમુદને સાવધ કરી. પછી વૃદ્ધ પ્રધાન બન્ને કેદીઓને પૂછવા લાગ્યા:— "રાજકુમારને ક્યાં રાખવામાં આવ્યા છે, તેની તમને ખબર છે ?"

બન્ને કેદીઃ—જી ના, એકાએક તેમને તે રાત્રેજ ક્યાંઇક લઇ ગયા છે. તેમને ક્યાં લઇ જવામાં આવ્યા છે તેની અમને ખબર નથી.

## પ્રકરણ ૧૭ મું.

### સતીનું સહગમન.

"સતી સૌભાગ્યની દેવી, પતિપદ પ્રેમથી પૂજે;
નિરંતર સ્વામીને સેવી, ગુણો નિજ નાથના ગુંજે.
પતિ માટે જીવન ધરતી, પતિ સાથે બળી મરતી;
પ્રબળ પ્રેમે રહિ ધરતિ, ચરણ સ્પર્શે ધરા ધ્રુજે.
ઉજાળે છે ઉભય કુળને, પ્રજાળે પાપના મૂળને;
રહે છાયા સમી સંગે, પુનિત પતિ પ્રેમના કુંજે.
વહે છે દિવ્યતા રગમાં, કરે સંચાર ખગ જગમાં;
સતીવિણ શ્રેષ્ઠતા જગમાં, સતીની અન્ય ના બૂજે."

મધ્યરાત્રિ પોતાનો અમલ જમાવી રહી છે. મનુષ્યો ગાઢ નિદ્રાને આધીન થઇ પડેલાં છે. કોઇનો સંચાર પણ જણાતો નથી. ફક્ત કૂતરાંઓ રડી, ભયંકર જણાતી રાત્રિની ભયંકરતામાં વધારો કરતાં હતાં. ઘણે દૂર કોઇ મહોલ્લામાં રોન ફરતા પહેરેગીરનો અવાજ સંભળાતો હતો. આવે સમયે રાજમહેલના ઉપરના ભાગમાં એક ખૂણામાં એક આકૃતિ છૂપાઇને ઉભી રહી હતી. તે આકૃતિએ ઉપલા કેદીઓનો રાજકુમારને ક્યાં રાખવામાં આવ્યા છે તેનો છેવટનો ઉત્તર સાંભળી તરતજ "તે ઠેકાણું હું જાણું છું." એમ બોલી ત્યાં પ્રવેશ કર્યો. તે આકૃતિ વિચિત્ર વેષમાં હાથમાં એક ન્હાની પોટકી પકડી બધાંની વચ્ચે આવી ઉભી રહી. તેને જોઇ ત્યાં બેઠેલાં સઘળાં માણસો આશ્ચર્યમાં પડી ગયાં અને આ કોણ હશે? એવો વિચાર કરવા લાગ્યાં. તેટલામાં કુમુદકુમારી તેને ઓળખી બોલી ઉઠીઃ—"કોણ! કોણ! મારા વીરા રણમલ" એમ બોલી જેમ એક બહેન ભાઇને ભેટે તેવા ઉમળકાથી કુમુદ રણમલને ભેટી અને પોતાનો હાથ તેના ખભે ટેકવી રડવા લાગી. તેને રડતી જોઇ રણમલ્લ કહેવા લાગ્યોઃ—"ભાભી!

શાન્ત થાઓ. શા માટે આક્રંદ કરો છો ? ઇશ્વર જે કાંઇ કરે છે તે સારાને માટેજ કરે છે માટે શોક છોડી દ્યો. તમે કોઇ જરાએ ગભરાશો નહિ. મારા ભાઇને ક્યાં રાખવામાં આવ્યા છે તે સ્થળની મને ખબર છે. ત્યાં જઇ હું તેમને અવશ્ય બંધનમુક્ત કરી અત્રે તેડી લાવીશ માટે સૌ શાન્ત થાઓ. ”

રણમલનાં વચનો સાંભળી કુમુદા તેને રડતાં રડતાં કહેવા લાગી:—“ દિયરજી ! તમે શું કરી શકશો ? તમે ન્હાના છો. રખે તમને પણ શત્રુ સપડાવે માટે તમે ત્યાં ન જશો. જો જવું હોય તો પ્રધાનજી તથા સૈનિકોને સાથે લેતા જાઓ ને તેમને બંધનમુક્ત કરી જલદી પાછા આવો. તમને એકલા તો હું કદી જવા દેનાર નથી. દિયરજી ! તમારે એકલાને જવાનું નથી. ભાગ્યમાં લખ્યું હશે તેમ બનશે, ”

રણમલઃ—મારાં ઘેલાં ભાભી ! શા માટે તમારા મનમાંથી આવા ભયજનક વિચારો કાઢી નાંખતાં નથી ? હું ક્ષત્રી પુત્ર છું. સિંહનો બાળક છું; દુશ્મનનું ગજું નથી કે તે મને સપડાવે. ભાભી ! તમને ખબર તો હશેજ કે હું તેનો નોકર થઇ રહ્યો છું તેથીજ તેની ગુપ્ત વાતોથી જાણીતો થયો છું. મહારાજાના મૃત્યુ સમયે હું ત્યાં હાજર નહોતો. મને તે પાપીએ દૂરના ગામમાં એક કાર્યને માટે મોકલ્યો હતો. જો હું તે વખતે ત્યાં હાજર હોત તો ગમે તે યુક્તિ પ્રયુક્તિથી મહારાજાનો પ્રાણ બચાવત. હવે જે થયું તે ન થયું થનાર નથી— છૂટેલું તીર પાછું ફરનાર નથી. હવે તો ગમે તે યુક્તિ પ્રયુક્તિથી મ્હારે મ્હારા મ્હોટાંભાઇને છોડાવવા જોઇએ. ભાભી ! તમે મ્હને સૈનિકોને સાથે લઇને જવાનું કહો છો; પરંતુ મારા ભાઈ એવી જગ્યાએ છે કે જ્યાં જાહેર રીતે જવાય તેમ નથી. જો કદાપિ માણસોને લઈ જાહેર રીતે જાઉં ને તે દુષ્ટને ખબર પડે તો મ્હારા મ્હોટાભાઈના પ્રાણનો તે જલદી વિનાશ કરે; માટે હવે જે મારે કરવાનું છે તે સઘળું ખાનગી કરવાનું છે ને તે કામ બળથી નહિ પણ કળથી કરવાનું છે.

કુમુદકુમારી:—દિયરજી ! તમે શું કરવા ધારો છો ?

રણમલ:—જુઓ, હું આ જે પોટકી લાવ્યો છું તેમાં સઘળા સ્ત્રીના શણગાર છે તે હું ધારણ કરીશ અને તે ભયંકર સ્થળે દાખલ થઇશ. ચોકીદારોને મીઠી મીઠી વાતોમાં ફસાવી હું મ્હારી પ્રપંચ-જાળ પાથરીશ ને છેવટે ભાઇને ત્યાંથી છોડાવીશ તથા જલદીથી પાછો આવી તમને મળીશ, સમજ્યાં ભાભી ?

કુમુદકુમારી તથા રણમલ વચ્ચે ચાલતી વાતો ત્યાં બેઠેલાં સઘળાં માણસો અત્યાર સુધી સાંભળતાં હતાં. તેઓ આ ન્હાના છોકરાની ચતુરાઇની વાતો સાંભળી આશ્ચર્યમાં પડી ગયાં. આ છોક-રાની સાથે કુમુદકુમારીને પરિચય ક્યાંથી ? તથા આ છોકરો કોણ હશે ? તેનો વિચાર કરવા લાગ્યાં. છેવટે વૃદ્ધ પ્રધાન રણમલને પૂછવા લાગ્યા:—" બહાદુર છોકરા ! અમને તું તારો પરિચય આપ તથા તારૂં નામ ઠામ કહે. "

" પ્રધાનજી ! આપ મને નથી ઓળખતા; પણ હું તો આપને સારી રીતે ઓળખું છું. " રણમલે જવાબ આપ્યો.

" શું તું મને ઓળખે છે ? ત્યારે તું કોનો પુત્ર છે વારૂ ?" પ્રધાનજીએ આશ્ચર્ય પામી પૂછ્યું.

" હું આપના સ્વર્ગસ્થ મહારાજા અજીતગઢાધિપતિ કેશરી-સિંહનો ગૂમ થયેલો ન્હાનો પુત્ર તથા ચંદ્રસિંહનો ન્હાનો ભાઈ છું." રણમલે ખુલાસો કરી કહ્યું.

" કોણ મારા ન્હાના રાજકુમાર રણમલસિંહ ! ? " પ્રધાને આશ્ચર્ય પામી રણમલ સામું જોઇને પૂછ્યું.

રણમલને ઓળખી પ્રતાપસિંહ આનંદ પામ્યા ને તેને પ્રેમથી છાતી સરસો ચાંપ્યો. રાજમાતા પ્રભાવતી પણ રણમલને જીવતો જોઈ ખુશી થયાં અને તેને હેતથી પોતાની પાસે બોલાવ્યો.

રણમલ રાજમાતાની પાસે ગયો અને પ્રણામ કરી તેમની પાસે બેઠો. રાજમાતાએ તેને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યો.

પ્રભાતકાળે લગભગ ચાર વાગ્યાને સુમારે રાજમાતાએ પ્રધાન-

જીને ચિતા તૈયાર કરાવવા આજ્ઞા કરી. પ્રતાપસિંહ રાજમાતાનો સતી થવાનો દ્રઢ નિશ્ચય થયેલો જોઇ ઘણાજ દિલગીર થઇ ગયા અને શોકાતુર ચ્હેરે તેમણે અમરસિંહને ચંદ્રાવતીને કિનારે ચંદનકાષ્ટની ચિતા તૈયાર કરાવવાની આજ્ઞા આપી.

અમરસિંહ ચિતાની સઘળી તૈયારી કરાવવા ત્યાંથી ચાલ્યો ગયો અને પ્રતાપસિંહે તે બન્ને કેદ પકડાયેલા માણસોને તેમની ઇચ્છાથી પોતાના સૈન્યમાં દાખલ કર્યા. તે બન્ને કેદીઓ પાપી ઝેરીમલની પાસેથી પોતાનો છૂટકારો થયેલો સમજી આનંદ પામ્યા ને સૈન્યમંડળમાં ચાલ્યા ગયા.

જેમ જેમ પ્રાતઃકાળ થવાનો સમય નજીક આવતો ગયો તેમ તેમ રાજમાતા પ્રભાવતીની સહગમન કરવાની ઇચ્છા પ્રબળ થવા લાગી. તેમનું શરીર કંપવા લાગ્યું ને તેઓ ધ્યાનસ્થ થવા લાગ્યાં. આ દેખાવ જોઈ કુમુદા તથા રણમલ રડવા લાગ્યાં અને માતાને પગે પડી કહેવા લાગ્યાં:—" માતુશ્રી ! અમને મૂકીને ન જશો ! અમે નિરાધાર થઇશું. અમને કોને શરણે મૂકી જાઓ છો ! " એમ બોલી બન્ને જણાં ઘણુંજ આક્રંદ કરવા લાગ્યાં. રાજમાતાએ નેત્રો ઉઘાડી તેમના સામું જોયું. તેમને રૂદન કરતાં જોઇ તેમને માથે હાથ મૂકી તેઓ બોલ્યાં:—" વ્હાલાં બાળકો ! શા માટે આવા માંગલિક પ્રસંગે રૂદન કરો છો ? તમે નિરાધાર નહિ થાઓ. આ જગતમાં પરમકૃપાળુ પરમાત્મા—ત્રિભૂવનપતિ દરેકનું રક્ષણ કરે છે; માટે મ્હારાં વ્હાલાંઓ ! તમે નિર્ભય રહી તેજ પ્રભુનું શરણ સ્વીકારો. "

પછી રાજમાતાએ પ્રધાનજીને પૂછ્યું;—" હવે કેટલી વાર છે ? મારા નાથથી મારે છેટું પડે છે. "

" માતાજી ! સઘળી તૈયારી થઇ ચૂકી છે ફક્ત આપની પધરામણીનીજ વાર છે. " પ્રધાને ગળગળે સાદે ઉત્તર વાળ્યો. તરતજ રાજમાતાએ સ્નાન કર્યું ને જેટલાં આભુષણ પોતાનાથી પહેરાય તેટલાં પહેરી લીધાં. પછી પ્રધાને રાજગોરને બોલાવી લાવવા સિપાઇને મોકલ્યો. પ્રભાતકાળ થયો હતો. નગરજનોએ આજની રાત્રિ જાગૃત



રાજ્યમાતા પ્રભાવતી સતિ થવા જાય છે તે વખતે કુમુદા અને રણમલ તેમને પગે પડી કહેવા લાગ્યાં:–' માતુશ્રી ! અમને કોને શરણે મૂકી જાઓ છો ? ' ( ચિત્ર ૩ જું. )

અવસ્થામાંજ ગુજારી હતી. મહારાજાનું મૃત્યુ થવાથી સઘળે હાહાકાર થઇ રહ્યો હતો; તેમાં વળી રાજમાતા સતી થનાર છે એવું સાંભળીને તો સઘળાં નગરજનો દિલગીર થઇ ગયાં હતાં. નરનારીનાં ટોળેટોળાં સતી માતાનાં છેલ્લાં દર્શન કરવા નદીને કિનારે જવા લાગ્યાં. થોડી વારમાં રાજગોર આવી પહોંચ્યા અને તેમણે રાજમાતાને જે ક્રિયા મહેલમાં કરાવવાની હતી તે સઘળી કરાવી. પછી એક કનકના થાળમાં મહારાજના મસ્તકને પધરાવી રાજમાતા તે થાળને લઈ ચંદ્રાવતીને કિનારે આવી પહોંચ્યાં. પ્રતાપસિંહ, અમરસિંહ, કુમુદા તથા રણમલ આ વખતે ચોધાર આંસુએ રડતાં હતાં ચંદ્રાવતીને કિનારે આવી સતીમાતા સુખપાલમાંથી નીચે ઉતર્યાં અને લોકોએ 'જય અંબે, જય અંબે' ના પોકારોથી તેમને વધાવી લીધાં 'જય અંબે, જય અંબે' ના પોકાર સાંભળી સતીમાતા પણ તેમની સાથે 'જય અંબે, જય અંબે' બોલવા લાગ્યાં. સેનાપતિ અમરસિંહે અગાઉથી ચિતાની ગોઠવણ કરાવી રાખી હતી. શરણાઇ, ઢોલ વગેરે વાજાંઓ પણ ત્યાં હાજર રાખવામાં આવ્યાં હતાં. ચંદન તુળસી તથા પીપળાના કાષ્ટની એક સમચોરસ ચિતા ખડકી હતી. તે ચિતાની ઉપર કાષ્ટની મઢુલી બનાવવામાં આવી હતી તે મઢુલીની અંદર જવાનો માર્ગ રાખી તેને ચારે તરફથી ઘાસ, તુળસી વગેરે જલદીથી સળગી ઉઠે એવા પદાર્થોથી ઢાંકવામાં આવી હતી ચંદ્રાવતીને કિનારે આવ્યા પછી રાજમાતા આનંદી જણાવા લાગ્યાં. તેમના મુખ પર સહજ પણ શોકની છાયા જણાતી નહોતી. મરવાનું નજીક જોઈ તેઓ ગભરાતાં નહોતાં. તેઓ તો જલદીથી સ્વામીની પાસે જવાને આતુર થઇ રહ્યાં હતાં. ચંદ્રાવતીમાં સ્નાન કરી ભીંજાયલાં વસ્ત્રે રાજમાતા ચિતા પાસે ગયાં અને સઘળાં મનુષ્યોને હાથ લંબાવી તેમણે આશીર્વાદ આપ્યા. છેવટે રણમલ તથા કુમુદકુમારી પ્રતાપસિંહને સોંપવામાં આવ્યાં.

વૃદ્ધ પ્રધાને રડતાં રડતાં "આજ્ઞા માથે ચડાવું છું" કહી સતી માતાને પ્રણામ કર્યા. સતીમાતાએ તેમને આશીર્વાદ આપ્યો અને રૂદન નહિ કરતાં પ્રભુ સ્મરણ કરવાનું સૂચવ્યું.

સેનાપતિ અમરસિંહ તથા અન્ય સેવકજનોએ સતીમાતાનાં આશીષ વચનો મેળવ્યાં. પછી સતીમાતાએ કુમુદ તથા રણમલને પોતાની પાસે બોલાવ્યાં. તરત બન્ને જણાં અશ્રુ વર્ષાવતાં તેમની પાસે ગયાં. તેમને રડતાં અટકાવી સતીદેવી કહેવા લાગ્યાં:—" મ્હારાં વ્હાલાં બાળકો ! રડો નહિ; શાંત થઈ મ્હારો ઉપદેશ સાંભળો. બેટા રણમલ !. સર્વદા સંસારમાં નીતિને રસ્તે ચાલજે ! ગમે તેટલાં સંકટો આવી પડે તો પણ સત્યનો ત્યાગ કરીશ નહિ. મ્હોટાભાઇની તેમજ અન્ય વડિલજનોની આજ્ઞા પાળજે. કોઇને દુઃખ થાય તેવું કાર્ય કરતા પહેલાં વિચાર કરજે. દયા ધર્મને સર્વદા સંગાથે રાખજે. પ્રાણ જતાં પણ તેમને છોડીશ નહિ. દુઃખ વખતે ત્રિલોકીનાથ ત્રિભૂવનની સહાય માગજે ને તેનામાં દૃઢ વિશ્વાસ રાખજે. પોતાના ધર્મ ઉપર આસ્થા રાખો અહર્નિશ તે કલ્યાણકારી શ્રીકૃષ્ણચંદ્રનું ધ્યાન ધરજે. શિવ બ્રહ્મા ને વિષ્ણુ સઘળા જૂદા જૂદા સ્વરૂપે એકજ છે એમ માનજે. તેમની અંતઃકરણપૂર્વક ભક્તિ કરી છેવટે આ સંસાર તરી જજે. રણમલ ! હજી તું બાળક છે. ભવિષ્યમાં તારે મહાન્ કાર્યો કરવાનાં છે. પ્રભુ તારૂં કલ્યાણ કરો ને તને સદા સુખી રાખો."

એમ બોલી રાજમાતાએ રણમલને કલ્યાણકારી વચનો કહ્યાં. રણમલે મસ્તક નમાવી સતીદેવીને પગે લાગી તેમનાં આશીર્વચનો સ્વીકાર્યા. પછી સતીમાતાએ કુમુદકુમારીને પાસે બોલાવી તેને સદુપદેશ આપવા માંડયો:—" પુત્રી ! તું ડાહી તેમજ સદ્ગુણી છે. તને કાંઈ કહેવા જેવું નથી; પણ તને આ છેલ્લો ઉપદેશ આપું છું. સ્ત્રીએ હમ્મેશાં પોતાના સ્વામીમાં ચિત્ત રાખવું. તેના સુખે સુખી ને તેના દુઃખે દુઃખી રહેવું એ સ્ત્રીઓની શોભા છે; સ્ત્રીએ પ્રાણાંત સુધી શિયળનું રક્ષણ કરવું જોઇએ. સ્વામીની આજ્ઞાનું કદી ઉલ્લંઘન કરવું નહિ. સ્ત્રીએ પોતાના સ્વામીની, મન, કર્મ અને વચનથી હમ્મેશ સેવા કરવી. બેટા કુમુદ ! કોઇની વ્હેમભરી વાત સાંભળી તેનો વિચાર કર્યા વિના પતિને દુભાવીશ નહિ. સંસારની જાળ અટપટી છે. દુર્જન મનુષ્યથી હમ્મેશાં સાવધ રહેજે. સુખ દેખી અભિમાન કરીશ નહિ ને

દુઃખ દેખી ગભરાઈશ નહિ. બેટા કુમુદ! પ્રભુ તને સુખી રાખો." એમ કહી રાજમાતાએ કુમુદને છાતી સરસી ચાંપીને આશીર્વાદ આપ્યો.

પછી કુમુદને દૂર કરી તેઓ સૂર્ય સામે હાથ જોડી ઉભાં રહ્યાં ને તેમને નમસ્કાર કરી બોલવા લાગ્યાં:—" હે સર્વસાક્ષી દિવાકર! તમારૂં તેજ સઘળે વ્યાપી રહ્યું છે. તમે જગતના દેવ છો અને તમેજ આખી સૃષ્ટિનાં પુન્ય, પાપ જુઓ છો; માટે હે દયાળુ દેવ! મેં જે કાંઈ પાપ કર્યો હોય તે બાળી ભસ્મ કરી નાંખીને મને શુદ્ધ કરજો."

પછી અગ્નિની સામું જોઈ તે બોલવા લાગ્યાં:—" હે અગ્નિ દેવતા! જો મ્હેં ખરેખરૂં પતિવ્રત પાળ્યું હોય તો મને અંગિકાર કરશો." પછી તેમણે ઇશ્વરની સ્તુતિ કરવા માંડી:—" હે મહાન્ જગતપિતા! હવે હું તારે શરણે છું. મારા અપરાધની ક્ષમા કરજે."

આવી રીતે સ્તુતિ કર્યા પછી તેમણે ચિતાની પ્રદક્ષિણા કરવા માંડી. પ્રદક્ષિણા કરી રહ્યા પછી શરીર ઉપર ધારણ કરેલા સર્વ અલંકારો તેમણે બ્રાહ્મણો તથા ગરીબ જનોને આપી દીધા. તેમનું મન આ સંસાર ઉપરથી તદ્દન ઉઠી ગયું. તેમનાં નેત્રો તેજસ્વી જણાવા લાગ્યાં.

આ વખતે પ્રાતઃકાળ થયો હતો ને શીતળ વાયુ વાતો હતો. રાજમાતા સતી થાય છે જાણી ચંદ્રાવતીનું જળ પણ સ્થિર થઈ ગયું હોય તેમ લાગતું હતું. સતીમાતાએ થાળમાંથી મહારાજાનું શિર લઈ હૃદય સાથે દાબી ચિતા ઉપરની મઢુલીમાં પ્રવેશ કર્યો અને તેને ખોળામાં લેઈ આંખો બંધ કરી તેઓ પ્રભુ સ્મરણ કરતાં બેઠાં. રાજગોરે ચિતાની ઉપર ઘીની ધારા કરી અને મશાલ વડે ચિતા પ્રદિપ્ત કરી. અગ્નિનો એકદમ મોટો ભડકો થયો. તરતજ રણશિંગડાં, ઢોલ, શરણાઇ, ઝાંઝ વગેરે વાજીંત્રોના નાદ થવા લાગ્યા. તે વાજીંત્રોના નાદની સાથે લોકો પણ જોરથી 'જય અંબે જય અંબે, અંબે માતકી જય, સતી માતાની જય,' એવી બૂમો પાડવા લાગ્યાં. મઢુલીને મથાળે ખડકેલાં કાષ્ટો ભડભડ સળગતાં નીચે તુટી પડવા લાગ્યાં. આ સમયના દેખાવનું વર્ણન આ નિર્જીવલેખિની

કરી શકે તેમ નથી. રાજમાતાનું સુંદર કોમળ શરીર મોટાં મોટાં લાકડાંમાં બળી ગયું અને તેમનો પ્રાણ માટીની માયાને અગ્નિને સ્વાધીન કરી કોઇ અગમ્ય સ્થાને ઉડી ગયો. ચિતાની પ્રચંડ જ્વાળાઓને આકાશ સાથે વાતો કરતી જોઇ પ્રધાનજી, કુમુદકુમારી, રણમલ્લ અને અમરસિંહ પાષાણમૂર્તિઓ માફક ઉભાં ઉભાં શોક કરતાં હતાં. બધાં નગરજનો પણ હજી ત્યાંજ હતાં. થોડી વારમાં તે ભડભડાટ બળતી ચિતાએ પ્રભાવતીના શરીરને બાળી ભસ્મ કરી નાંખ્યું ને જોતજોતાંમાં તે અગ્નિ શાંત થઇ ગયો. ફકત એક મોટો રાખનો ઢગલો ત્યાં પડયો રહ્યો. કુમુદા, રણમલ્લ, પ્રધાનજી અને અમરસિંહ ચિતા સળગી રહ્યા પછી તે રાખને પ્રણામ કરી ભગ્ન હૃદયે નગરમાં પાછાં આવ્યાં.

આ વખતે દિવસ ચઢી ગયો હતો. કુમુદાને રાજમાતાના સતી થયા પછી રાજમહેલ સ્મશાનવત્ ભાસવા લાગ્યો. તે વારંવાર માતાને યાદ કરી અશ્રુ વર્ષાવવા લાગી. રણમલ્લ તેને શાંતિજનક શબ્દોથી આશ્વાસન આપવા લાગ્યો. પછીથી કુમુદકુમારી, પ્રધાનજી તથા રણમલ વગેરે સાથે બેસી વાતો કરવા લાગ્યાં. વાતોમાંને વાતોમાં એક વાગ્યાનો સમય થવા આવ્યો એટલે રણમલ ઉભો થયો અને કુમુદકુમારીને કહેવા લાગ્યોઃ—" ભાભી ! હવે હું રજા લઉં છું. ( પ્રધાનજીને ) પ્રધાનજી ! કુમુદકુમારીને શોક કરવા દેશો નહિ. હું ભાઇને છોડાવી ટુંક સમયમાં પાછો આવીશ, "

કુમુદકુમારીઃ—દિયરજી ! જાઓ, મંગળકાર્ય કરી સત્વર પાછા આવજો. ત્રિભૂવનપતિ તમારૂં રક્ષણ કરો એવી તમને મારી આશીષ છે. જાઓ દિયરજી ફતેહ કરી વહેલા આવો.

" ભાભી ! તમારી આશીષ હું માથે ચઢાવું છું." કહી રણમલ્લ સર્વને પ્રણામ કરી મહેલમાંથી ચાલ્યો ગયો.



## પ્રકરણુ ૧૮ સું.

### વીર યુવકનું ધૈર્ય.

" સુખ દુઃખનો છાંયડો, ફરતો વારંવાર,
કરી કસોટી વીરની, પ્રભુ ઉતારે પાર. "

ભયંકર જણાતા ગુપ્તગૃહના એક ખંડેર જેવા ભાગમાં પત્થરથી બાંધેલું એક મકાન આવી રહેલું હતું. તે મકાનને ચારે તરફ ફરતો કાળા પત્થરનો મજબૂત કોટ બાંધેલો હતો અને તેની અંદર જવાને માટે લોઢાની જાળીનો કમાનદાર દરવાજો હતો. આ મકાનના એક ન્હાના ઓરડામાં રાજકુમાર ચંદ્રસિંહને પૂરવામાં આવ્યો હતો. ચંદ્રસિંહને હાથે પગે લોઢાની ભારે સાંકળો નાંખેલી હતી; તો પણ આ ક્ષત્રી પુત્ર દુઃખથી ન ગભરાતાં કેદમાંથી છૂટવાના વિચારમાં આમતેમ મહા મુશિબતે ફરતો હતો. તેને જે સ્થળે રાખવામાં આવ્યો હતો તે સ્થળને મજબૂત તાળુ લગાડેલું હતું. તે સ્થળના દરવાજા આગળ બે સિપાઈઓ ઉઘાડી તલવારે પહેરો ભરતા હતા. તેઓ વારંવાર કેદી ચંદ્રસિંહની ઉપર દ્રષ્ટિ રાખતા હતા. ચંદ્રસિંહ પણ પોતાને છૂટવાનો કાંઇ ઉપાય નથી એવું જાણી દિલગીર થઇ ગયો અને ફરતાં ફરતાં મન સાથે બોલવા લાગ્યો:—" શું છેવટે મ્હારે આવા કંગાલ મ્હોતેજ મરવું પડશે ? અરે હાય ! ત્યારે પિતાનું તથા શ્વસુરનું વૈર શું નહિ લેવાય ? ઓ ભાઈ રણમલ ! ઓ વ્હાલી કુમુદ ! તમને પણ છેલ્લી વાર ન મળાયું. અરે હાય ! તમો મારે માટે કેટલું કલ્પાંત કરતાં હશો ? હાય ! હવે હું શું કરૂં ? શું આખરે મ્હારે મ્હારો ટેક છોડી દેવો પડશે અને આ વિશ્વાસઘાતી, ખૂની ઝેરીમલને છૂટવાને માટે કાલાવાલા કરવા પડશે ? " એમ બોલી ચંદ્રસિંહ વિચારમાં પડયો. આખરે વીર પુરૂષ પોતાનો જુસ્સો દબાવી શકયો નહિ તેથી તે એકદમ આવેશમાં બોલવા લાગ્યો:—" નહિ નહિ ! કદાપિ નહિ બને. તેમ બનવું ઘણુંજ મુશ્કેલ છે. કદાપિ સૂર્ય પશ્ચિમમાં ઉગે, નેવનાં પાણી મોભે જાય અને કદાચ આ ચંદ્રસિંહના

પ્રાણનો અત્યારેજ વિનાશ થાય તો પણ તે પોતાનો ટેક નહિજ છોડે. અરેરે! મને એવા હિચકારા વિચાર પણ કેમ આવે છે? ઓ વિભુ! આ અજીતગઢના રાજકુમારની આવી દશા?! કોઇ દિવસ શિયાળવાએ સિંહને જીત્યો સાંભળ્યો છે? અજીતગઢના પાટવીને તેના કોઇ પણ શત્રુએ નમાવ્યો હજુ સુધી સાંભળ્યો છે? હાય! અત્યારે મ્હારી આ દશા? હવે મ્હારે કરવું શું? અરે! પણ હું કેવો મૂર્ખ કે મ્હેં શત્રુનો વિશ્વાસ કર્યો ને તેનાં ઉપરથી નમ્ર જણાતાં વચનોથી હું ભોળવાયો તથા સુખે નિદ્રાધીન થયો. હાય! મ્હારી મૂર્ખાઇને લીધેજ હું શત્રુનો કેદી થયો છું. ઓ પાપાત્મા ઝેરીમલ! ઓ વિશ્વાસઘાતી! હવે તારો વિનાશ પાસેજ છે. પાપી! કદાપિ તું મ્હારો પ્રાણ લઇશ અથવા તો મ્હને રીબાવી મારી નાંખીશ તેનો બદલો ઇશ્વર તો લેશેજ. શાસ્ત્રમાં પણ વિશ્વાસઘાતનું કેટલું મ્હોટું પાપ લખેલું છે? છતાં આવા પાપીને ઇશ્વર શા માટે જીવતો રાખતો હશે? ઓ પ્રભુ! હવે તો દયા કર અને મારી આ દશા સામુ જો. હાય! મારી આ દશા?

### ગઝલ.

પડી છે બેડીઓ કરમાં, દયા કર તું વિભુ વ્હાલા;
બળે છે લ્હાય અંતરમાં, દયા કર તું વિભુ વ્હાલા.
હતી સુખ સાહ્યબી સારી, વળી પ્રિય કુમુદા પ્યારી!
હવે છે જીંદગી ખારી, દયા કર તું વિભુ વ્હાલા.
નહિ વિશ્વે વફાઈ છે, બધે બહુ બેવફાઇ છે;
નસીબની સહુ બુરાઈ છે, દયા કર તું વિભુ વ્હાલા.
હતો વીર હું ઘણો મ્હોટો, ન જોયો જગમહિં જોટો;
ફુટયો આ ભાગ્ય પરપોટો, દયા કર તું વિભુ વ્હાલા.
પિતાનું લોહી પીધું છે, બહુ દુઃખ હાય દીધું છે;
ભયંકર કાર્ય કીધું છે, દયા કર તું વિભુ વ્હાલા.
પીડા જે પાપીએ દીધી, નથી મ્હેં માફ તે કીધી,
પ્રતિજ્ઞા વૈરની લીધી, દયા કર તું વિભુ વ્હાલા.
દયાળુ ઓ! દયા લાવી, અમીની દૃષ્ટિ વર્ષાવી;
બદલજે મ્હારૂં આ ભાવી, દયા કર તું વિભુ વ્હાલા.

"ઓ વિશ્વાસઘાતી ! સમજજે કે તારા પાપનો ઘડો હવે ભરાઇ ગયો છે. ઓ યમરાજ ! તમે હમણાં ને હમણાં આ પાપાત્માના પ્રાણનો વિનાશ કરો. ઓ સૂર્યદેવતા ! તમે તમારા પ્રચંડ તાપથી તપી આ વિશ્વાસઘાતીને બાળી ભસ્મ કરો. આવા પાપીનો ભાર પૃથ્વી પણ ઝીલી શકવા સમર્થ નથી."

આવી રીતે બોલતો ચંદ્રસિંહ આમતેમ ફર્યા કરતો હતો તેટલામાં ત્યાં આગળ ઝેરીમલ્લ આવી પહોંચ્યો. તેણે સિપાઇઓને કેદીની હકીકત પૂછી અને તેને પોતાની સમક્ષ હાજર કરવાનું કહ્યું. "જેવો હુકમ" કહી સિપાઇ ચાલ્યો ગયો. તાળું ઉઘાડી તે અંદર દાખલ થયો તથા ચંદ્રસિંહને લઇ બ્હાર આવ્યો. હાથ પગમાં નાંખેલી ભારે સાંકળોને લીધે ચંદ્રસિંહથી બરાબર ચાલી શકાતું નહોતું તો પણ તે સિપાઇની સાથે ધીમે ધીમે ઝેરીમલ્લની નજીક આવી તેની તરફ ધિક્કારભરી નજર ફેંકી એક બાજુએ ઉભો રહ્યો. ચંદ્રસિંહની આવી સ્થિતિ જોઇ ઝેરીમલ્લ ખડખડાટ હસવા લાગ્યો અને પછી ધીમે સ્વરે બોલ્યોઃ—"કેમ કેદખાનામાં સુખ છેને ? નાદાન છોકરા ! જોયું તને તારી ઉદ્ધતાઇનું કેવું ફળ મળ્યું ? હવે વિકાળ કાળની મુલાકાત લીધા સિવાય ત્હારો છૂટકો નથી."

ચંદ્રસિંહઃ—(ક્રોધે ભરાઇ) ઓ નીચ ! તું એમ ન સમજીશ કે આ ચંદ્ર મૃત્યુથી ડરે છે. ખૂની ! હિજડા ! મ્હારે મન તો આ જેલખાનું નથી પણ રંગમહેલ છે; આ લોહવર્ણની સાંકળ નથી પણ સુવર્ણનો દાગીનો છે, સમજ્યો ?

ઝેરીમલ્લઃ—એમ ! જોઉં છું કે તું અંતે દયાને માટે કોને કાલાવાલા કરે છે ?

ચંદ્રસિંહઃ—આ ચંદ્ર શૂળીએ ચઢશે પણ કોઇને કાલાવાલા નહિ કરશે.

ઝેરીમલ્લઃ—હઠિલા ! આ ત્હારી હાલત ત્હારી ઉદ્ધતાઇને લીધેજ છે.

ચંદ્રસિંહઃ—નહિ નહિ, તારા જેવા દુષ્ટપર વિશ્વાસ રાખવાથીજ છે.

ઝેરીમલ્લઃ—નાદાન ! તું શું બકે છે તેનું તને ભાન છે ? શયતાન ! તું સરદાર બહાદુર ઝેરીમલ્લનું અપમાન કરે છે સમજ્યો ?

ચંદ્રસિંહઃ—અહો ! કોણ, તું સરદાર બહાદુર ? ના ના, તું તો એક કાયર નામર્દ છે. બહાદુર સરદારો રણક્ષેત્રમાં લડી વૈરનો બદલો લેછે; પરંતુ તું તો એક નામર્દ પુરૂષની માફક—જેમ બિલાડી ઉંદરને પકડવા છૂપાઇ રહે છે તેમ—છૂપાઇ રહેનારો છે.

"એમ છે તો હવે પકડ રસ્તો." કહી ઝેરીમલ્લ ક્રોધથી તલવાર ખેંચી ચંદ્રને મારવા ધસ્યો. ચંદ્ર પણ પોતાનું સઘળું બળ એકઠું કરી તેની સામો થયો. પહેરેગીરે તેને વચ્ચે પડી અટકાવ્યો; થોડી વાર ઝેરીમલ્લ શાન્ત થઇ જઇ પાછો આસને બેઠો. બહાદુર ચંદ્ર જોરથી આવ્યો તો ખરો પણ સિપાઇઓના ધક્કાથી અને સાંકળના ભારથી નીચે પડી ગયો અને મહા મહેનતે ઉભો થયો. આ વખતે તેનાં ચક્ષુઓમાં અશ્રુ ભરાઈ આવ્યાં હતાં. તે આકાશ સામું જોઇને બોલવા લાગ્યો:—"હાય ! મેં નહોતું જાણ્યું કે કેશરીસિંહના પાટવી કુમારને આ ચંડાળનાં આવાં દુષ્ટ વચનો શ્રવણ કરવાં પડશે. એ વિશ્વનાથ ! એ શ્રીકૃષ્ણચંદ્ર ! મ્હારા દેહનો તમે સંહાર કરી નાંખો. આવા અપશબ્દો હું હવે સહન નથી કરી શકતો." એમ બોલી નીચું વદન કરી તે ઉભો રહ્યો અને ઝેરીમલ્લ તેને કહેવા લાગ્યો:— "ચંદ્ર ! જો ત્હારો છૂટવાનો વિચાર હોય તો ત્હારા છૂટકારાનો માત્ર એકજ રસ્તો છે."

ચંદ્રસિંહઃ—શો છે ?

ઝેરીમલઃ—જો સાંભળ, તને યાદ તો હશેજ કે તારી કુમુદકુમારીને હું ચ્હાઉં છું. તેમાં તું વચ્ચે ન પડયો હોત તો હું કયારનોએ એ ગુલેગુલાબને મેળવવાને ભાગ્યશાળી થયો હોત. હાલ તે સુંદરી તારા હાથમાં આવી છે અને હું તેને ચ્હાઉં છું. માટે જેમ એક મ્યાનમાં બે તલવાર સમાતી નથી તેમ એક સુંદરીને ચ્હાનાર બે પુરૂષો હોય તો કોઇને પણ સુખ મળતું નથી. આ હકીકત સમજી વિચાર કરી તેને તું મારે સ્વાધીન કર એટલે હું તને બંધનમુક્ત કરીશ."

ચંદ્રસિંહ ગુસ્સાથી તપી જઈ ચૂપ કર, અભાગીઆ ચૂપ કર ! એમ બોલી ઝેરીમલને મારવા દોડયો પણ સિપાઇઓએ તેને અટકાવ્યો.

ચંદ્રને મારવા આવતો જોઇને ઝેરીમલ બોલ્યો:-" અરે ! તું બંધનમાં બંધાયલો છે અને મારા સપાટામાં સપડાયલો છે છતાં પણ આવી ઉદ્ધતાઈ કરે છે ? હજી પણ નમ્ર ન થયો કે ?

ચંદ્રસિંહ:-શું નમ્ર ?

ઝેરીમલ:-હા નમ્ર.

ચંદ્રસિંહ:-મૂર્ખ સાંભળ:-

" વનરાજ પિંજરમાં પડે તો તૃણ કદપીય ખાશે નહી;
કદી ધૂળ આચ્છાદન કર્યે, આદિત ઢંકાશે નહિ
બાળો સુખડને અગ્નિમાં સુગંધ એ તજશે નહી;
કાયર પુરૂષની પાસ કોઈ દિન વીર તો નમશે નહી. "

ઝેરીમલ:-"કાયર નથી હું વીર છું, તું કાળનો પણ કાળ છું;
પ્રાણ લઉં તુજ પલકમાં, યમરાજ હું વિકાળ છું. "

ચંદ્રસિંહ તેં નથી જોયો ! હજી ઝેરીમલની સમશેરનો સપાટો બરાબર નથી જોયો તેમાંજ ગર્વથી ફુલાય છે, અંતરમાં મલકાય છે; પરંતુ ફિકર નથી બચ્ચા હવે તું મ્હારો શિકાર છે. હું જોઉંછું કે કોણ તને બચાવનાર છે ?

ચંદ્રસિંહ:-કોણ ? કોણ તે સાક્ષાત્ પરમાત્મા !

ઝેરીમલ:-પરમાત્મા ! પરમાત્મા કેજ કયાં ? વળી તું જાણે છે કે, ઝેરીમલ ધરાને ધ્રૂજાવી મૂકે તેમ છે, ભલભલાઓનાં કાળજાંને કંપાવી મૂકે તેમ છે તો પછી ત્હારા પરમાત્માનો તેને શો હિસાબ છે ?

ચંદ્રસિંહ:-પાપી ! ન કર ! જગન્નિયંતા નારાયણનું અપમાન ન કર, પાપનો ઘડો ઓછો ભર. ત્હારાં આવાં ભયંકર પાપ એ દયાળુ દેવના દરબારમાં નોંધાય છે. યાદ રાખ કે, મૃત્યુ પછી સઘળાં પાપનો હિસાબ લેવાય છે.

ઝેરીમલ:-પાપ પુણ્યને આ વીર ઝેરીમલ પિછાનતો નથી-માનતો નથી. જીંદગી મોજશોખ કરવાને માટે મળેલું સાધન છે.

ચંદ્રસિંહ:-ઓ કાળાં કર્મ કરનાર દુરાત્મા ! જીંદગી મોજ-શોખનું સાધન નહિ પરંતુ પાપ પુણ્યની પરીક્ષાનું સાધન છે. સમજ

સમજ, એ દોજખના કીડા ! સમજ; ત્હારી આ કાચી કાયાનો એક દિવસે નાશ થશે અને ત્હારો નરકમાં નિવાસ થશે. નરકનું ભયંકર દુઃખ તું સહન નહિ કરી શકે માટે અત્યારથી સમજ અને કરેલાં પાપનો પસ્તાવો કર. પસ્તાવાનાં આંસુથીજ મનુષ્યનું પાપ ધોવાય છે અને અંતે શ્રેય થાય છે.

ઝેરીમલઃ—ઠીક છે, એમ કરીશું; પણ કુમાર ! તેં આજે મારૂં ઘણુંજ અપમાન કર્યું છે તેનું ફળ હું તને હવે સત્વર ચખાડીશ.

ચંદ્રસિંહઃ—તું શું ચખાડીશ ? અભિમાનરૂપી મદિરા પી મદોન્મત્ત થયેલા મદાંધ ! તું તે કોણ માત્ર ?

ઝેરીમલઃ—હું કોણ છું તેની તને હવેજ ખબર પડશે. હવે તું થોડા વખતને માટેજ જીવતો છે. કાલે મધ્યરાત્રે તારો પ્રાણ આલોકમાંથી ચાલ્યો જશે ત્યાર પછીજ મને શાંતિ વળશે. અરે હા ! તે પછીજ મને મારી વ્હાલી કુમુદા મળશે. (એમ કહી તે હસવા લાગ્યો.)

ચંદ્રસિંહઃ-સિંહને બંદીવાન્ બનાવી શું હસે છે ? જો ખરો ક્ષત્રી પુત્ર હોય તો એક વાર મને છૂટો મૂક ને પછી જોઇ લે; પણ તું ક્ષત્રી પુત્રજ નથી; તું તો કોઇ નામર્દ—વ્યંઢળ છે.

ઝેરીમલ પોતાનું અપમાન થવાથી ક્રોધે ભરાઇ લાલ પીળો થવા લાગ્યો. તે જો ચંદ્રસિંહને મારી નાંખવા ધારતે તો તેજ વખતે મારી શકે તેમ હતું; કારણ કે તે વખતે તે શસ્ત્રઅસ્ત્રથી સજ્જ થઇને આવેલો હતો ને ચંદ્રસિંહ લોઢાની સાંકળથી બંધાયલો હતો; પણ ઝેરીમલે તો ચંદ્રના શરીરનું દેવીને બળિદાન આપી તેને રિબાવી રિબાવી મારી નાંખવાનો વિચાર કર્યો હતો તેથીજ તે તે વખતે સઘળું અપમાન સહન કરી બેસી રહ્યો હતો. પછી તેણે સિપાઇઓને આજ્ઞા કરી કે " બંદીવાનને તેની કોટડીમાં પૂરી દ્યો. પછી પહેરા વાળાને ખૂબ સાવધ રહેવાનું કહી ઝેરીમલ ત્યાંથી ચાલ્યો ગયો. જતાં જતાં તેને કુમુદકુમારીના વિચાર આવવા લાગ્યા ને તેથી તે પોતાના મન સાથે બોલવા લાગ્યોઃ—" કુમુદા ! કુમુદા ! ત્હેં મને ઘેલો બનાવ્યો છે. ચંદ્રવદનિ ! ત્હને મેળવવાને હું ક્યારે ભાગ્યશાળી થઇશ ?

તારા વિરહથી હું દીવાનો બની ગયો છું અને મારૂં હૃદય બળી ખાક થઇ જાય છે. રસિલી આવ, મને વધુ ના તલસાવ. પ્રિય કુમુદ ! જો કે તું મને ધિક્કારે છે તો પણ હું તો તને ખરા જીગરથી ચ્હાઉં છું. આ ઝેરીમલ્લ તારે માટે તન મન ને ધન સઘળું અર્પવા તૈયાર છે. કુમુદ ! કદાપિ તું નહિ માને તો પણ હું તને છોડનાર નથી. હું તને મેળવીશ ત્યારેજ શાંત થઇશ. (વિચાર કરી) અત્યારે સંધ્યાકાળ થવા આવ્યો છે માટે ચાલ હમણાંજ હું વિજયનગર જાઉં. અત્યારે ત્યાં કોઇ નથી એટલે કુમુદકુમારીને ઉપાડી લાવવામાં કોઈ પણ જાતની હરકત મને નડનાર નથી. વળી જતાં જતાં રાત્રિ પડશે એટલે તો ઠીક ફાવશેજ. બરાબર મધ્યરાત્રે હું કુમુદાના મહેલમાં પ્રવેશ કરીશ અને તે સુંદરીને યુક્તિ પ્રયુક્તિથી ઉપાડી સત્વર પાછો વળીશ. હાલ મ્હારે કોઇ માણસને પણ સાથે રાખવાની જરૂર નથી. તે કાર્ય હું એકલોજ રહેલાઇથી કરી શકીશ.

એમ મનમાં નિશ્ચય કરી ઝેરીમલ્લ વિજયનગરને રસ્તે ચાલી નીકળ્યો ને ઝપાટાબંધ ચાલતો ચાલતો જંગલની ઝાડીમાં અદ્રશ્ય થઇ ગયો.

## પ્રકરણ ૧૯ મું.

### કેદખાનામાંથી છૂટકારો.

" હજારો સંકટો વેઠી, ફરજ મ્હારી બજાવાનો;
જઇને જેલની માંહી, સહોદરને છોડાવાનો.
દગાબાજી કરી દુષ્ટે, નહિ હું શાન્ત થાવાનો;
કરી યાહોમ પ્રાણાન્તે, પ્રતિજ્ઞા આ નિભાવાનો. "

કુમુદકુમારીની રજા લઈ નીકળેલો રણમલ્લ મધ્યાન્હકાળે ઝેરીમલ્લની છાવણીમાં આવી પહોંચ્યો. ત્યાં તપાસ કરતાં તેને જણાવ્યું કે ઝેરીમલ્લ કેદખાનામાં કેદીની પાસે ગયો છે. ઝેરીમલ્લના માણસો રણમલ્લને ઓળખતા હોવાથી તેઓ સઘળા તેની આસપાસ એકઠા થઈ જઇને બેઠા ને રણમલને પૂછવા લાગ્યા કે:–"રણવીર ! તું

આટલા દિવસ સુધી ક્યાં ગયો હતો ?" ચતુર રણુમલે દરેકને તેમના સવાલના યોગ્ય જવાબ આપી સંતોષ આપ્યો. એટલામાં એક માણુસે એક ન્હાના પાત્રમાં થોડોક મેવો તથા ફળફળાદિ લાવી રણુમલની આગળ મૂક્યાં અને તે સાથે સ્વચ્છ પાણી પણુ મૂક્યું. રણુમલને કકડીને ક્ષુધા લાગી હતી તેથી તેણે ઝપાટાબંધ ખાઈ લીધું. પછી પાણી પી વિશ્રાંતિને માટે તે થોડી વાર સૂતો.

સઘળા સૈનિકો સરદાર ઝેરીમલના માનીતા રણુવીર આગળ ઉભા રહી, તેની શી આજ્ઞા છે તે હાથ જોડીને પૂછવા લાગ્યા. રણુમલે સર્વને ત્યાંથી જવાની આજ્ઞા કરી તેથી તેઓ તેને વારાફરતી નમીને ચાલતા થયા. તેઓના ચાલ્યા ગયા પછી રણુમલે નિદ્રા લીધી. જ્યારે સંધ્યાકાળ થવા આવ્યો ત્યારે નિદ્રાનો ત્યાગ કરી તે ઉઠી બેઠો થયો ને આસપાસ જોવા લાગ્યો; પણ ત્યાં તેને કોઇ જણાયું નહિ. આથી તે પ્રસન્ન થયો ને ત્યાંથી થોડેક દૂર એક ન્હાની ઝુંપડી દેખાતી હતી તે તરફ ગયો; તે ઝુંપડીનાં દ્વાર અંદરથી બંધ કરેલાં હતાં તેથી રણુમલ તે દ્વારને આસ્તેથી ખખડાવી ધીમે સાદે બૂમ મારવા લાગ્યો:—"ગુમાનસિંહ !" "કોણુ હશે, એ ?" ઝુંપડીમાંથી સવાલ થયો. "એ તો હું રણુવીર. દ્વાર ઉઘાડજો." રણુમલે જવાબ આપ્યો. તરતજ બારણું ઉઘાડવામાં આવ્યું ને રણુમલે ઝુંપડીમાં પ્રવેશ કર્યો.

તે ઝુંપડીની અંદર રહેનાર ગુમાનસિંહ રણુમલનો મિત્ર હતો. ઉમ્મરે રણુમલ કરતાં તે પાંચ વર્ષે મ્હોટોહ તો અને ઝેરીમલનો સગો થતો હતો. રણુમલે તેના ઉમદા ગુણો જોઇ તેની સાથે સ્નેહ કર્યો હતો. તે બન્નેનો સ્નેહ દિવસે દિવસે દૃઢ થયો હતો ગુમાનસિંહ રણુમલને માટે પ્રાણુ આપવાને પણુ પાછો પડે તેમ નહોતો. રણુમલે અંદર પ્રવેશ કર્યો કે તરતજ ગુમાનસિંહે પૂછ્યું:—"રણુવીર ! અત્યારે એકાએક તારૂં આગમન ક્યાંથી થયું ?"

રણુમલ:—કોઇ કામ સિવાય થોડુંજ આવે છે ! ગુમાનસિંહભાઈ ! આજે મ્હારે તમારૂં એક અગત્યનું કામ પડયું છે. મ્હારે

તમારી થોડી મદદની જરૂર છે, કેમ મ્હને મદદ કરશોને? તમે મ્હને શો જવાબ આપો છો?

ગુમાનસિંહઃ—રણવીર! એમ કેમ બોલે છે. ત્હારે માટે આ પ્રાણ પણ તૈયાર છે. બોલ્યા કરતાં કરી બતાવવું એ વિશેષ છે. બોલ ત્હારે મ્હારૂં શું કામ પડયું છે?

રણમલ્લઃ—ગુમાનસિંહ! તમે જાણતા તો હશો કે આપણા સરદારે ત્રણ દિવસ ઉપર એક માણસનો નાશ કર્યો છે તથા બીજાને કેદ કર્યો છે ને તેનું આવતી કાલે મધ્યરાત્રે દેવીને બળિદાન દેવામાં આવનાર છે.

ગુમાનસિંહઃ—હા તે વાત હું જાણું છું.

રણમલ્લઃ—તે માણસને હું બંધનમુક્ત કરવાની ઇચ્છા રાખું છું.

ગુમાનસિંહઃ-( આશ્ચર્ય પામીને ) હેં! શું કહે છે?

રણમલ્લઃ—ખરૂં કહું છું. તેમાંજ તમારી મદદ મેળવવાની હું માગણી કરૂં છું.

ગુમાનસિંહઃ—ભાઈ રણવીર! તારો વિચાર ઘણોજ ઉતમ છે. હા! તે સુંદર રાજકુમારને જે વખતે કેદ કર્યો તે વખતે હું ત્યાંજ હતો. શું તેનું અદ્‌ભુત પરાક્રમ! જો આપણા સરદારે તેને દગાથી ન પકડયો હોંત તો તે કદાપિ પકડાતજ નહિ.* અહા! શું તેનું તેજ ને બળ! પણ રણવીર! તું એને શી રીતે છોડાવી શકીશ? મ્હારે તને શી મદદ કરવાની છે તે મ્હને જલદી જણાવ અને તારે ને તે કેદીને શો સબંધ છે તે પણ તને યોગ્ય લાગે તો મ્હને કહે.

રણમલઃ—ગુમાનસિંહ! તે કેદી મારા મ્હોટા ભાઇ છે. તેઓ મને મારા પ્રાણથી પણ વિશેષ વ્હાલા છે.

ગુમાનસિંહઃ—( આશ્ચર્ય પામીને ) શું તે તારા મ્હોટા ભાઈ છે?

રણમલ્લઃ—હા.

ગુમાનસિંહઃ—રણવીર! તે પાપીના પંઝામાંથી તું તેમને શી રીતે છોડાવીશ?

રણમલ્લઃ—તેની યુક્તિ મેં ગોઠવી છે; પણ તે પહેલાં આપ મને

કહેશો કે તેમને ક્યાં કેદ રાખવામાં આવેલા છે ?

ગુમાનસિંહ:—ગુપ્તગૃહમાં.

રણમલ:—વારૂ, હાલ ત્યાં કેટલા ચોકીદાર છે ?

ગુમાનસિંહ:—બે.

રણમલ:—તેઓનાં નામ તમને ખબર છે ?

ગુમાનસિંહ:—હા, એકનું નામ ફુલસિંહ તથા બીજાનું નામ લાલસિંહ છે.

રણમલ:—બહુ સારૂ; હું તેમના પહેરામાંથી ભાઇને છોડાવી શકીશ.

ગુમાનસિંહ:—કેવી રીતે ?

રણમલ:—જુઓ સાંભળો. હું મારી સાથે સ્ત્રીનો તમામ પોષાક લાવેલો છું. તે હું ધારણ કરી ગુપ્તગૃહની નજીક જઇ બંસીના સુરમાં મારો સુર મેળવી સુંદર ગાયન ગાઇશ. મારો સુર એટલો કોમળ ને ઝીણો છે કે, કોઇ એમ જાણી શકશે નહિ કે આ ગાનાર પુરૂષ છે કે સ્ત્રી. મારા ગાયનથી મને એમ ખાતરી છે કે તે બન્ને ચોકીદારો મારી તરફ આકર્ષાશે ને મને અંદર લઇ જશે. હું અંદર દાખલ થયો એટલે પછી કોઈ વાતની ફિકર નથી. અંદર જઇ શું કરવું તે તે વખતે થઇ પડશે.

ગુમાનસિંહ:—અરે ! વાહરે તારી અક્કલ રણવીર ! ત્હેં પણ ખૂબ કરી હોં ! હવે મ્હને કહે કે મ્હારે તને શી મદદ કરવાની છે ?

રણમલ:—તમારે ફક્ત ગુપ્તગૃહમાં જ્યાંથી જવાય છે ત્યાં આગળ તમારો અશ્વ લઇ ઉભા રહેવું ને મારા અંદર પ્રવેશ કર્યા પછી થોડી વારમાં મ્હારા ભાઇ સ્ત્રીના પોષાકમાં બ્હાર આવશે. તેઓ તમને પોતાનું નામ કહેશે એટલે તમારે તરતજ તેમને ઘોડે બેસાડી વિજયનગર તરફ વિદાય કરી દેવા. તેમને એક ક્ષણ પણ ત્યાં રોકશો નહિ. જેમ બને તેમ જલદીથી તેમને તે ભયંકર સ્થળેથી રવાના કરી દેજો. ગુમાનસિંહ ! આટલું મ્હારૂં કાર્ય કરશો એવી મ્હને આશા છે. તમારો ઉપકાર હું કદાપિ ભૂલીશ નહિ.

ગુમાનસિંહ:—રણવીર ! આજે તારા મુખમાંથી આવા શબ્દો

કેમ નીકળે છે? તું તો મ્હારો ભાઇ છે અને ચંદ્રસિંહ પણ મ્હારા ભાઇ છે. હું તારા કહેવા મુજબ તેમને તરતજ વિદાય કરી દઇશ. પછી કાંઇ? ભાઇ! અંદર પ્રવેશ કર્યા પછી તું સાવધ રહેજે. જે કાર્ય કરે તે વિચારીને કરજે. જા હવે, રાત્રિના અગિયાર વાગવા આવ્યા છે. ઇશ્વર તને તારા કાર્યમાં સહાય કરો એવો મારો શુભાશીર્વાદ છે.

ગુમાનસિંહની સાથે આવી રીતની ગોઠવણ કરી રણમલે ત્યાંથી ચાલવા માંડયું ને જ્યાં ગુપ્તગૃહ થોડુંક છેટું રહ્યું એટલે તે અટક્યો અને એક વૃક્ષ નીચે જઇ પેલાં સ્ત્રીના વસ્ત્રોની પોટકી છોડી તેમાંથી સ્ત્રીના શણગાર કાઢી ધારણ કર્યા ને હાથમાં રૂપાની બંસી લઇ તે ગુપ્તગૃહ તરફ જવા લાગ્યો. આ સમયે ચંદ્રમા આકાશમાં માથા ઉપર આવ્યો હતો તેથી ચંદ્રિકાનો ઉજ્વળ પ્રકાશ સર્વત્ર પ્રકાશી રહ્યો હતો અને સુગંધિને સમિરની શીતળ લહરિયો વહેતી હતી. આવા સમયે તે જંગલમાં ગમે તેવો દુઃખી માણસ હોય તો પણ થોડી વારને માટે પોતાનાં તમામ દુઃખ ભૂલી જાય તેમ હતું. આવા રમણીય દેખાતા જંગલમાં થઇને રણમલ ગુપ્તગૃહની નજીક આવી પહોંચ્યો. ગુપ્તગૃહ ચાર પાંચ કદમ દૂર રહ્યું એટલે રણમલ ત્યાં આગળ પડેલી એક શિલા પર બેઠો ને ધીમેથી તેણે બંસી સાથે પોતાનો સુર મેળવ્યો. સુર મેળવી રહીને રણમલે માઢ રાગ ગાવો શરૂ કર્યો. જ્યાં ગાયન ચાલ્યું કે સર્વત્ર જગ્યાએ શાંતિ ફેલાઈ રહી. રાત્રિનો સમય ને માઢ રાગ પછી કાંઇ બાકી રહે? રણમલનો મધુર તેમજ કોમળ સુર બંસીની સાથે જંગલમાં ઘણે દૂર સુધી સંભળાવા લાગ્યો. ગુપ્તગૃહમાં પણ રાજકેદી ચંદ્રની ચોકી કરતા બન્ને પહેરેગીરોને તે મધુર સુર સંભળાવા લાગ્યો. આતુરતાથી તે બન્ને સિપાઇઓ કાન માંડી સાંભળવા લાગ્યા. ટૂંક વખતમાં રણમલનું ગાયન પૂરૂં થયું. પુરૂં થતાની સાથેજ આ બન્ને સિપાઇ બચ્ચાઓનાં હૃદય ચૂર્ણવિચૂર્ણ થવા લાગ્યાં. છેવટે ફુલસિંહ લાલસિંહને ઉદ્દેશી કહેવા લાગ્યો:—“દોસ્ત લાલસિંહ! આ મધ્યરાત્રે આવું સુંદર ગાયન કોણ

ગાતું હશે ? મને તો કોઇ સ્ત્રીના જેવો અવાજ લાગે છે. ”

લાલસિંહ:–મને પણ તેમજ લાગે છે. શું તેનો કોમળ સુર ! તે ગાનારી સ્ત્રી કોણ હશે ? ભાઇ ફુલસિંહ ! જો તારી રજા હોય તો હું બ્હાર જઇ જોઈ આવું કે તે કોણ છે ? મારૂં ચાલશે તો હું તેને અહિં પણ તેડી લાવીશ.

ફુલસિંહ:–સુખેથી જા. આ ભયંકર ઠેકાણે ઘણા દિવસથી રહીએ છીએ પણ કોઇ દિવસ મોજમજા ભોગવવાનો પ્રસંગ મળ્યો નથી. આપણો સરદાર પણ હાલ અત્રે નથી તેથી ઠીક ગમ્મત પડશે. તું જા ને ગમે તેમ કરી તે ગાનારીને સમજાવી ફોસલાવી અહીં લઇ આવ.

“ બહુ સારૂં. ” કહી લાલસિંહ તેની રજા લઇ ભોંયરાની બ્હાર નીકળ્યો તે પહેલાં તો રણમલે બીજું ગાયન ગાવું શરૂ કરી દીધું હતું. લાલસિંહ આવી જુએ છે તો એક સર્વાંગસુંદર સ્ત્રી બંસીના તાનમાં ગાવામાં ગુલતાન બની ગઇ હતી. આથી તેના આનંદનો પાર રહ્યો નહિ. તે મનમાંને મનમાં વિચારવા લાગ્યો:–“ અરે ! આ વનદેવી હશે કે ઇંદ્રલોકની અપ્સરા ?! આવા રાત્રિના સમયે તે જંગલમાં કેમ આવી હશે ? ” એટલામાં રણમલનું ગાયન પૂરૂં થયું પછી તેણે આસપાસ દ્રષ્ટિ ફેરવી તો લાલસિંહને ચુપચુપ ત્યાં ઉભો રહેલો જોયો. હવે રણમલ તો પોતે જાણે તેને ન દીઠો હોય તેમ કરી તેને સંભળાવવાના ખાસ હેતુથી આકાશ સામું જોઇ બોલવા લાગ્યો:–“ અરે હાય ! મધ્યરાત્રિ થવા આવી છે ને મ્હારે અત્યારે ક્યાં જવું ? અરેરે ! મ્હારાં માણસોથી હું છૂટી ન પડી હોત તો સારૂં થાત. અરેરે ! અહિંયાં મ્હારૂં શું થશે ? આખી રાત ગા ગા પણ કેમ કરાય ? હવે હું ક્યાં જાઉં ? ” કહી રણમલ કૃત્રિમ ડુસકાં ભરી રડવા લાગ્યો.

રણમલના શબ્દો સાંભળી લાલસિંહના હર્ષનો પાર રહ્યો નહિ. તરતજ તે રણમલની પાસે આવ્યો ને પૂછવા લાગ્યો:–“ સુંદરિ ! તમે કોણ છો અને ક્યાંથી આવો છો ? અહિં પાસેજ આ સેવકનો

મુકામ છે. મ્હેં તમારા દરેક ઉદ્‌ગાર સાંભળ્યા છે. જો તમને કાંઈ હરકત ન હોય તો મ્હારી સાથે ચાલો. હું તમને મ્હારા મુકામે લઇ જાઉં. આજની રાત્રિ ત્યાં ગાળી સ્હવારે તમારે જ્યાં જવું હોય ત્યાં જજો. ત્યાં મ્હારો એક ભાઈ છે તે પણ સારી રીતે ગાઇ વગાડી જાણેછે. જો તમે મ્હારી સાથે આવશો તો તમને જરૂર આનંદ થશે; પછી તો જેવી તમારી મરજી."

રણમલ્લને તો એટલુંજ જોઇતું હતું તેથી તે તરતજ ઉભો થયો અને લાલસિંહ તરફ એક મર્મભેદક કટાક્ષ ફેંકી નમ્ર સ્વરે બોલ્યોઃ– "મ્હારા જેવી એક અબળાને આપે આશ્રય આપ્યો તેને માટે હું આપનો ઉપકાર માનુ છું."

લાલસિંહ તેના કટાક્ષથી વિંધાઇ ગયો ને તેને લઈ તરતજ ગુપ્તગૃહમાં દાખલ થયો. લાલસિંહને સ્ત્રીની સાથે આવતો જોઈ ફુલસિંહ તરત સમજી ગયો કે પેલી ગાનાર એ સ્ત્રીજ છે. આથી તેના હૃદયમાં આનંદની રેલછેલ થવા લાગી. તે બન્નેને લેવા તે સામો દોડયો. લાલસિંહે ફુલ્લસિંહને તે ગાનારી સ્ત્રીનો પરિચય કરાવ્યો અને ફુલ્લસિંહના આનંદનો પાર રહ્યો નહિ. તે એ સ્ત્રીની તરફ જોઇ હસીને કહેવા લાગ્યોઃ–"તમારૂં નામ આ સેવકને સંભળાવવાની કૃપા કરશો?"

રણમલ્લઃ–અરે વાહરે મ્હારા મહેરબાન ! એમ કેમ બોલો છો? આ દાસીને બધા રત્નકુંવરી કહીને બોલાવે છે.

ફુલ્લસિંહઃ–વાહ ! વાહ ! કેવું સુંદર નામ ? વારૂં તમે કયાંનાં રહેવાસી છો ?

રણમલ્લઃ–જી, દાસી દક્ષિણ દેશની રહેવાસી છે અને ગાયનકળામાં કુશળ છે. મોટા મોટા રાજા રજવાડાઓમાં મ્હારા નાચ મુજરા થાય છે. ( રણમલ્લે હવે હાંકવા માંડયું. )

લાલસિંહઃ–( મર્મમાં ) ઓહોહોહો ! ત્યારે તો આ સેવકોને પણ તમારા સુકોમળ કંઠનું મધુર ગાન સાંભળવાનો લાભ મળશે કે ?

રણમલઃ–અરે યાર ! એ શું બોલ્યા ? તમને તો એકની દશ ચીજો સંભળાવવા તૈયાર છું.

એમ બોલી રણમલ બંસી સાથે સુર મેળવી નીચેનું ગાયન ગાવા લાગ્યો.

" લૂટો લૂટોજી મેરા બાલા જોબન,
બાલા જોબન, મેરા બાલા જોબન—પ્યારે લૂટોજી મેરા.
મધવા પિલાઉં, મીઠાઈ ખિલાવું,
ઓર મેં દઉં મેરા કોમલ બદન—પ્યારે લૂટોજી મેરા.
બિરહાકી મારી મૈં મર રહી હૂ,
આઓ મેરે બાલમા બુઝાઓ અગન—પ્યારે લૂટોજી મેરા
ભૂખ ના જાનું, પ્યાસ ના જાનું,
એક પિયાસેં મોરી લાગી લગન—પ્યારે લૂટોજી મેરા.

આ ગાયન ચાલતું હતું તે વખતે બન્ને સિપાઇયો ડોલવા લાગ્યા અને વચમાં " વાહ વાહ ! " ના ઉચ્ચાર કરવા લાગ્યા. ગાયન પૂરૂં થયું. ફુલસિંહ તો હજુ ગાયન ચાલે : : ડોલતોજ હતો. જ્યારે તેને ખબર પડી કે ગાયન પૂરૂં થયું છે ત્યારે તે બોલ્યો કે:—" હાં, હવે એક ચીજ બીજી થવા દ્યો. "

રણમલ:—અરે વાહરે મ્હારા મહેરબાન ! (ધીમેથી તમાચો મારી) એટલીજ વારમાં આમ ઘેલા બની ગયા કે ? !

એમ કહી રણમલે ફુલસિંહ તરફ એક ઓર કટાક્ષ ફેંકી. ફુલસિંહના ગાલે રણમલની આંગળીઓનો સ્પર્શ થતાંજ તેના શરીરમાં કામદેવે પ્રવેશ કર્યો ને ઉભો થઇ રણમલનો હાથ પકડી કહેવા લાગ્યો:—" મ્હારી મધુરી ! તમારી કોમળ આંગળીઓ મારા ગાલ પર અડકાડવાની શાં માટે તસ્દી લીધી ? હા ! હવે સમજ્યો, આજથી આ ગાલનું ભાગ્ય ફરી ગયું ! હા હા ! હવે એક ચીજ ઓર ચાલવા દ્યો."

રણમલ:—અરે વાહરે મારા શોખીલા ! હું તમને એવી તો ચીજો સંભળાવું કે તમે ખુશ ખુશ થઇ જશો; પણ આ વખતે જો શરાબની કંઇક લહજત હોય તો તો ઠીક તાલ જામે. ( રણમલે મંગળાચરણ કર્યું. )

લાલસિંહ:—હા, યાર, પ્યારીની વાત બરાબર છે; પણ અત્યારે લાલ પાણી લાવીએ ક્યાંથી ?

ફુલસિંહ:–તેજ વાંધો છે ને. શરાબનો નીશો ને આ કોકિલાનું ગાન જો સાથે હોય તો વાહવાહ કેવી મજા પડે ? (રણુમલ તરફ જોઇ) લાચાર છીએ કે અમારા નશિબમાં આવું સ્વર્ગનું સુખ આવ્યું પરંતુ આ વખતે શરાબ વિના તેના ઉપભોગમાં ખામી રહી જાય છે.

રણુમલ:–એજ કે બીજું ? શા માટે ઉદાસ થાઓ છો મ્હારા દિલદાર ? તમારાથી મારે કાંઇ વધારે નથી. મને શરાબનો શોખ છે તેથી હું હમ્મેશાં તે મ્હારી સાથેજ રાખું છું. લ્યો, અત્યારે તો ઉડાવો; સ્હવારે વળી કોઇ ગામ રસ્તામાં આવશે ત્યાંથી લઇ લેવાશે. જાઓ જુઓ, પેલી મારી પોટકીમાં ઘણીજ ઉંચી જાતનો શરાબ છે તે કાઢી લાવો.

આ વચનો સાંભળતાંજ લાલસિંહ તરતજ તે પોટકી તરફ દોડયો ને ત્યાં જઇ રણુમલે અગાઉથી સાથે રાખેલો એક મોટો શરાબનો શીશો છોડી લાવ્યો.

રણુમલ:–( હાસ્ય કરી ) હું નહોતી જાણુતી કે તમે પણુ આવા શોખીન હશો ? તમે તો રંગીલા જણુાઓ છો ને !?

આમ કહી રણુમલે આંખનો પલકારો માર્યો એટલે બન્ને દુષ્ટો મોહાંધ બની ગયા અને આકુળ વ્યાકુળ થવા લાગ્યા. પછી રણુમલે પોતાને હાથે એક સુંદર પ્યાલામાં શરાબ રેડી તે પ્યાલો ફુલસિંહ તરફ ધર્યો. બિચારો ફુલસિંહ તો આનંદમાં ગરકજ થઇ ગયો. આવી સ્વરૂપવતી સુંદરી તેને તેના કોમળ હાથે શરાબ પીવરાવે છે એટલે પછી પોતાના જેવો મહાભાગ્યશાળી સમસ્ત જગતમાં બીજો કોણુ હશે એમ તે વિચારવા લાગ્યો. થોડા સમય પછી રણુમલે કહ્યું:– "લ્યો ઉડાવો મ્હારા રંગીલા યાર ! આ દાસી આપની સેવા કરવાને છે તૈયાર."

"સુંદરિ ! તમારા હાથનું ઝેર પણુ પીવા કયો અભાગી ના પાડશે ?" એમ કહી ફુલસિંહે મદ્યપાત્ર પોતાના મ્હોંમાં ખાલી કર્યું. પછી રનુમલે બીજો પ્યાલો ભરી લાલસિંહને આપતાં કહ્યું:–"લ્યો લાલા ! તમે પણુ ઉડાવો." એમ બોલી સ્મિત હાસ્ય કરી તેણે

પ્યાલો લાલસિંહને આપ્યો. તેણે પણ સપાટાબંધ તે પ્યાલો ખાલી કરી નાંખ્યો. એમ ઉપરાઉપરી રણુમલે તેમને ઘણો દારૂ પાઇ દીધો. દારૂના નીશાથી તે બંને પશુઓ થોડી વારમાં ડોલવા લાગ્યા અને કહેવા લાગ્યા કે:—"બીજી એક ઓર ચીજ ચાલવા દ્યો."

રણુમલઃ—( હાસ્ય કરી ) હાજી! હવે ચીજ ચાલે છે. આખી રાત ગાવા બજાવવાની પડી છે; શા માટે અધીરા થાઓ છો? પણ આપણાથી આમ વારંવાર કાંઇ મળાવાનું છે? માટે આજની રાત તો આપણે એક બીજાંના સુખ દુઃખની વાતો કરીએ.

આવું સાંભળી લાલસિંહ જે નિશામાં ડોલતો હતો તે બોલી ઉઠયો, "ખરી છે! પ...પ...પ્યા...રીની વાત ખ...ખરી છે. શું એનું ત...ત...તેજ!"

એમ લવતો લાલસિંહ ફુલસિંહને કહેવા લાગ્યોઃ—"એ...એના ફુલીઆ...આ...આ...પ...પ...રમેશ્વર ને તે ક...ક...કાંઇ અ...કલ હશે કે નહિ કે તે તે તેણે મ...મ...અને પુરૂષનો અવતાર આપ્યો. જ...જ...જો તેણે મને આ રત્નકુંવરીની ચોળી બનાવી હોત ત... ત...તો ર...રોજ હું એ...એના ર...હૃદય ઉપર ન...ન રહેત? પણ તે...તેમાં પ...પરમેશરની શું અ...અક્કલ નહિ પહોંચી હોય?"

ફુલસિંહઃ—એ...એ...લા, લાલીયા! તા...તારૂં ધારવું ખોટું છે. પ...પ...પરમેશ્વરની ભૂ...ભૂલ તો ખરી; પ...પણ તું ચોળી થવાનું કહે છે તે...તેને બદ...લે મને તો સ...સાડીનો અવતાર ઠ...ઠ...ઠીક લાગે છે. જો સ...આડી થાઉં તો પ્યારીના આખા અંગ પર લપેટાઇ જાઉં. બસ જાઉં, બસ જાઉં.

એવી રીતે નીશામાં તે બન્ને જણુ અંદર અંદર વાતો કરવા લાગ્યા. આ જોઇ રણુમલ વિચાર કરવા લાગ્યોઃ—"હાં, હવે તેમને બરાબર નીશો ચઢયો છે તેથી મારૂં કાર્ય નિર્વિઘ્ને પાર ઉતરશે."

એમ ધારી તે બન્નેને કહેવા લાગ્યોઃ—"કેમ મારા મહેરબાન! આટલી વારમાંજ આમ ચકચૂર બની ગયા? હાં, પણ એક વાત તમને પૂછવાને હું ભૂલી ગઈ છું. વારૂ! આ જે જગ્યાએ તમે રહો

છો તે તમારૂંજ ઘર છે કે ?"

ફુલસિંહઃ—( અથડાતો ) ન...ન...ન...નહિ પ...પ...પ્યારી અ...અ...આતો ક...ક...કેદખાનું છે.

રણમલઃ—એમ કે ? તો દાસીને આ કેદખાનું નહિ બતાવો કે ?

તરતજ લાલસિંહ એકદમ બોલી ઉઠયોઃ—" મ...મ...મા...રી ર...ર...સિ...લી...શું...શું...ત...ત...ત...હારા...થી.....ક...ક કં...ઈ...વ...વ...ધારે છે ? લ...લ...લે...આ...ક...ક...કું... ચીયો...ન.. ન...ને...પ...પે...લું....ત...ત...ત...તા...ળું....ઉ ઉ...ઘાડી...ક...કેદ...ખા...નું...જો..."

એમ બોલી લાલસિંહે રણમલ તરફ કુંચીઓનું ઝુમખું ફેંકયું ને પછીથી તે ફુલસિંહની ઉપર બેભાન થઇને ઢળી પડયો. તે બન્ને જણાઓને નીશામાં પડેલા જોઇ, કુંચીઓનું ઝુમખું લઇ રણમલ કેદખાનાની કોટડી તરફ દોડયો ને ત્યાં પહોંચી તેણે સપાટાબંધ તાળું ઉઘાડી નાંખ્યું. આ વખતે ચંદ્રસિંહ દુઃખથી નિદ્રાધીન થયેલો હતો. તેની પાસે જઈ રણમલ તેને જગાડવા લાગ્યોઃ—" ભાઇ ! ઓ ભાઇ ! "

ચંદ્રસિંહઃ—( ઝબકીને જાગી ઉઠી બેઠો થઇ ) કોણ ? શું પાછો પાપી ઝેરામલ આવ્યો છે કે ?

રણમલઃ—ભાઇ ! હું રણમલ છું; મ્હોટા ભાઇ ! ઉઠો વિલંબ ન કરો.

ચંદ્રસિંહઃ—( ઉભો થઇ ) કોણ રણમલ ! એમ તે કેમ બને ?

એમ કહી ચંદ્રસિંહ આશ્ચર્યથી રણમલ તરફ જોવા લાગ્યો. તરતજ ચંદ્રસિંહ બોલી ઉઠયોઃ—" રણમલ આ શું ! ? તું આવા વેષમાં અહિં શા માટે આવ્યો છે ? "

રણમલઃ—ભાઇને છોડાવવા.

ચંદ્રસિંહઃ—શું મને છોડાવવા ? કેવી રીતે ?

રણમલઃ—ભાઈ તે કહેવા જેટલો સમય અત્યારે નથી. પહેરેગીરો બદલાવાનો સમય થવા આવ્યો છે માટે આપ એકદમ આ મારાં સ્ત્રીનાં વસ્ત્રો પહેરી વિદાય થાઓ ને બ્હાર નીકળી જાઓ. તમારી ચોકી

કરનારા પહેરેગીરોને મેં નીશામાં બેભાન કર્યા છે એટલે તમે નિર્વિઘ્ને બ્હાર નીકળી જશો. જલદી કરો નહિ તો વળી આપણે બન્ને નવી આફતમાં ફસાઈ પડીશું.

ચંદ્રસિંહઃ—વીરા ! હું તને અહિં એકલો મૂકી કદી જવાનો નથી. શું તું મારે લીધે અહિં કેદમાં રહે ને હું નિષ્ઠુર થઇ ચાલ્યો જાઉં ? એમ તો કદાપિ નહિ બને.

રણુમલઃ—( ચંદ્રને જવા માટે ખેંચતાણુ કરીને ) મ્હોટા ભાઇ ! આપ પધારો તો સારૂં; સમય નકામો ગુમાવવા જેટલો નથી. પ્રભુ મ્હારૂં રક્ષણ કરશે ! હું ગમે તે યુક્તિથી છૂટી આવીશ. હમણાંજ નવા પહેરેગીર બદલાશે, માટે હવે આપ અહિંથી સત્વર વિદાય થઈ જાઓ. ગુફાના દ્વારની પાસે મ્હેં આપણા એક સ્નેહીને તેનો અશ્વ લઇ ઉભો રાખ્યો છે. ત્યાં જઇ તમે તેને તમારૂં નામ કહેશો કે તરતજ તે તમને તેનો અશ્વ આપશે. તે અશ્વ પર સ્વાર થઈ અત્યારે ને અત્યારે આપ વિજયનગર પધારજો. કારણુ કે ઝેરીમલ અહિં જોવામાં આવતો નથી તેથી મારા ધારવા પ્રમાણે તે દુષ્ટ સુના પડેલા વિજયનગરમાં કુમુદકુમારીને હેરાન કરવા ગયો હશે.

ચંદ્રસિંહઃ—રણુમલ ! હું ત્હારી ઇચ્છા પ્રમાણે વર્તું છું. દુશ્મનથી સાવધ રહેજે. ઇશ્વર ત્હારૂં રક્ષણ કરશે. ભાઇ ! જેમ બને તેમ જલદીથી નાશી છૂટવાનો પ્રયત્ન કરજે. જો કદાપિ ન કરે નારાયણ ને તારી ઉપર ભયનું વાદળ ટૂટી પડે તો પણ હિંમત હારીશ નહિ. તારી ચાર દિવસ સુધી રાહ જોઇશ. તે અરસામાં તું મને નહિ આવી મળે તો હું તને સહાય કરવા આવીશ; માટે ગભરાઈશ નહિ હોં ! હું જાઉં છું.

આમ કહી ચંદ્રસિંહ રણુમલનો સ્ત્રીવેષ ધારણુ કરી રણુમલ તરફ એક વખત સ્નેહભરી દૃષ્ટિ નાંખી ચાલતો થયો. થોડી વારમાં તે ગુફાના દ્વાર નજીક આવી પહોંચ્યો.

“ કોણુ ? ” ગુમાનસિંહે પ્રશ્ન કર્યો.

“ એક દુઃખી મિત્ર. ” ચંદ્રસિંહે ઉત્તર આપ્યો.

"નામ ?" ગુમાને પૂછ્યું.

"ચંદ્રસિંહ."

"અહા ! શું તમે આવી પહોંચ્યા ?" કહી ગુમાનસિંહે ઘોડાની લગામ ચંદ્રસિંહને સોંપી. ચંદ્રસિંહ તેનો ઉપકાર માની તે ઘોડા પર બેઠો અને તેની રજા લઇ ઘોડાને એડી મારી વિજયનગરને રસ્તે જલદીથી ચલાવવા લાગ્યો. પેલી તરફ ચંદ્રસિંહના બ્હાર નીકળી ગયા પછી તરતજ પહેરેગીરો આવી પહોંચ્યા ને લાલસિંહ તથા ફુલસિંહને બેભાન અવસ્થામાં પડેલા જોઇ તેઓ ચમક્યા. તેમણે તેમની તપાસ કરી તો જણાયું કે, એ પહેરેગીરો ઘણાજ દારૂ પીને બેભાન બન્યા છે. તેઓને ત્યાંથી ઉપાડી એક કોટડીમાં લઇ જઇ સુવાડયા. પછી નવા આવેલા પહેરેગીરોએ કેદીની તપાસ કરી તો તેમણે કેદીને કોટડીમાં દીઠો એટલે તેમની ચિંતા દૂર થઈ. તેમણે કેદીની ખુલી કોટડીને બંધ કરી ત્યાં પહેરો ભરવા માંડયો. નિર્દોષ રણમલ કેદખાનામાં સપડાઈ રહ્યો.

## પ્રકરણ ૨૦ મું.

### પ્રયાણ.

છૂટયો કેદથી રાજવી, પ્રભુએ પૂરી આશ;
પ્રિયાને જલદી મળે, જીવ ભાઈની પાસ.

ઘોડા પર સ્વાર થયેલો ચંદ્ર અશ્વને વાયુ વેગે દોડાવ્યે જતો હતો. થોડા વારમાંજ તે વિજયનગરથી બે ગાઉ દૂર આવેલા એક ઉજડ મયદાનમાં આવી પહોંચ્યો. અહિં આવી તેણે પોતાનો સ્રીવેષ બદલી નાંખ્યો. બરાબર મધ્યરાત્રિનો સમય હોવાથી ચંદ્રમા માથે આવી સંપૂર્ણ તેજથી પ્રકાશી રહ્યો હતો. કોઈ કોઇ ઠેકાણેથી ફક્ત તમરાંના ઝીણા અવાજ સંભળાતા હતા; તે સિવાય સર્વત્ર શાન્તિ જણાતી હતી.

આ વખતે ચંદ્રસિંહના બદન પર ફક્ત એક ઝીણું મલમલનું

પહેરણ તથા સુરવાળ હતાં. તેનું માથું ઉઘાડું હતું તેથી તેના કાળા વાળ વાયુના જોરથી ઉડી તેની સુંદરતામાં વધારો કરતા હતા. થોડી વારમાં ચંદ્રસિંહ વિજયનગરના કિલ્લા પાસે આવી પહોંચ્યો. કિલ્લાના દરવાજાનાં દ્વાર તે વખતે બંધ હતાં તેથી તે દરવાજો ઉઘડાવવા માટે દરવાનને બૂમો મારવા લાગ્યો. થોડી વારમાં અંદરથી પ્રશ્ન થયો:–

"કોણ ?"

"મુસાફર."

"જાઓ; અત્યારે દરવાજો નહિ ઉઘડે." અંદરથી દરવાને જવાબ આપ્યો.

ચંદ્રસિંહ:–ભાઈ, હું અત્યારે અગત્યના કામ સારૂ આવેલો છું માટે દરવાજો ઉઘાડો.

દરવાન:–તને એક વાર કહ્યું કે અત્યારે દરવાજો નહિ ઉઘડે.

ચંદ્રસિંહ:–કારણ ?

દરવાન:–અમારા પ્રધાનજીનો એવો હુકમ છે કે દશ વાગ્યા પછી ગમે તે માણસ આવે તો પણ દરવાજો ઉઘાડવો નહિ: માટે અત્યારે જાઓ અને સુખે દુઃખે આજની રાત કોઇ ઝાડ તળે ગાળો.

ચંદ્રસિંહ:–અરે ભલા માણસ ! મ્હારે અત્યારે ખુદ પ્રધાનજીનું જ કામ છે. મ્હારે તેમને મળવું છે માટે દરવાજો ઉઘાડ.

દરવાન:–તમારૂં નામ ?

ચંદ્રસિંહ:–અજાણ્યા માણસને તેનું નામ જાણ્યા સિવાય હું મ્હારૂં નામ કહેતો નથી.

દરવાન:–અહોહો ! નામ નથી કહેતો તો જા નથી ઉઘાડતા. ત્હારે ગમે તેવું કામ હશે તો પણ હું અત્યારે દરવાજો ઉઘાડવાનો નથી. મને તો તું કોઇ દગાખોર જણાય છે. અહિંથી એકદમ ચાલ્યો જા. જો હવે વધુ ગડબડ કરીશ તો બંદીવાન બનાવી ચોકીમાં પૂરી મૂકીશ, સમજ્યો ?

ચંદ્રસિંહ:–હું કોટી ઉપાયે અહિંથી જનાર નથી. જો તું દરવાજો નહિ ઉઘાડે તો હું મ્હોટેથી બૂમો પાડી તને ઉંઘવા નહિ દઉં.

આથી દરવાનનો મિજાજ ગયો. તે હાથમાં ચાબુક પકડી રોફ-બંધ દરવાજો ઉઘાડવા માટે કુંચી લેવા કોટડીમાં ગયો અને તેણે મનમાં નિશ્ચય કર્યો કે તે માણસને અંદર લઇ બે ચાર ચાબુકના સપાટા લગાવી દઇશ. એમ વિચારી તેણે તરત દરવાજાની બારી ઉઘાડી. બારી ખુલ્લી થતાંજ ચંદ્રના પ્રકાશથી ચંદ્રસિંહે તે બારી ઉઘાડનારને ઓળખ્યો. તેણે તેને કહ્યું:–" કોણ ! સમશેરજંગ ? "

આ દરવાન પોતાને બોલાવનારને ક્યારનોએ ઓળખી ગયો હતો. દરવાન તો વિજયનગરનો જમાદાર હતો ને તેનો પહેરો અત્યારે દરવાજે હતો. ચંદ્રસિંહને ઓળખી જમાદાર તો સ્તબ્ધજ થઇ ગયો. પોતે ચદ્રસિંહનું અપમાન કર્યું છે તેથી હવે પોતાની શી દશા થશે એ વિચારથી ભયભીત બની જઇ હાથ જોડી ધ્રૂજતો ધ્રૂજતો ઘુંટણીએ બેસી ગયો. તેને ભય પામેલો જોઇ ચંદ્રસિંહે તેની પાસે જઇ તેનો હાથ પકડી ઉભો કર્યો ને તેને શાંતિ આપી વિજયનગરના સમાચાર પૂછ્યા. આથી તે જમાદારને હિંમત આવી ને તે હાથ જોડી કહેવા લાગ્યો:–" મહારાજ ! આપ અત્યારે એકાએક ક્યાંથી પધાર્યા ? આપણા નગરમાં હમણાં હમણાં ઘણા ભયંકર બનાવો બની ગયા છે. મહારાજાનું મૃત્યુ થયું છે અને તેમની પાછળ રાજમાતાએ સહગમન કર્યું છે. આપના સમાચાર નહિ મળવાથી રાજતંત્ર હાલ પ્રધાનજી ચલાવે છે. રણમલભાઇ પણ આપને છોડાવવાને ગયા છે.

ચંદ્રસિંહ:–શું રાજમાતા સતી થયાં ?

સમશેરજંગ:–જી હા.

ચંદ્રસિંહ:–ધન્ય છે ! સતીમાતા ! તમને મ્હારા પ્રણામ છે. પ્રભુ તમારા આત્માને શાંતિ આપો. (જમાદારને સંબોધી) જમાદાર ! બીજા કાંઇ વિશેષ સમાચાર છે ?

સમશેરજંગ:–હાજી, કુમુદા બહેન આપના ગૂમ થયાના સમાચાર સાંભળી અન્નનો ત્યાગ કરી ફક્ત ફળાહાર કરી પોતાના દિવસ નિર્ગમન કરે છે. જો આપની આજ્ઞા હોય તો હું આ શુભ સમાચાર તેમને કહેવા જાઉં.

ચંદ્રસિંહ:—મારા બહાદુર જમાદાર ! અત્યારે તેમની પાસે જવાની કાંઈ જરૂર નથી.

એટલામાં બીજા સિપાઇઓ જેઓ ઉંઘતા હતા તેઓ આ બંને જણને વાતો કરતા સાંભળી જાગી ઉઠયા ને જુએ છે તો તેમણે રાજકુમારને ત્યાં ઉભેલા જોયા. સઘળાઓએ અતિ આનંદ પામીને તેમને નમન કર્યું. પછી ચંદ્રસિંહ સમશેરજંગને કહેવા લાગ્યા:— "સમશેરજંગ ! તમે મારી સાથે ચાલો. આપણે અત્યારે રાજમહેલ સુધી જવું છે. તમે તમારાં શસ્ત્ર સજી લ્યો ને મને તમારી પિસ્તોલ તથા તલવાર આપો."

ચંદ્રસિંહના કહેવા પ્રમાણે જમાદાર તૈયાર થઇ ગયો ને તેણે પોતાની પિસ્તોલ તથા તલવાર ચંદ્રને આપી. બંને જણ રાજમહેલ તરફ વિદાય થયા ને થોડી વારમાંજ રાજમહેલની દિવાલ નજીક આવી પહોંચ્યા. તરતજ તેમણે અંદર કાંઇ ગડબડ થતી સાંભળી. તે ગડબડ શા કારણથી થાય છે એ જાણવાના ઇરાદાથી તેઓ બંને જણા ત્યાંજ છૂપાઇ રહ્યા.



## પ્રકરણ ૨૧ મું.

### પાપીની પ્રેમ યાચના.

"સિંહ છૂટી પિંજર થકી, આવ્યો નિજ મુકામ;
ઝેરીમલને જોઇને, હૈયે બીડી હામ."

ચંદ્રમા પોતાની પૂર્ણકળાથી પ્રકાશી રહ્યા હતા. રાત્રિના બે વાગ્યાનો વખત થયો હતો. અત્યારે રાજમહેલના દક્ષિણ ભાગ તરફના ઉદ્યાનમાં એક પુરૂષ તેના અંગને કાળાં કપડાંમાં લપેટીને સંતાઈ ઉભો રહ્યો હતો. રાજમહેલમાં સઘળાં નિદ્રાધીન થયેલાં હતાં. એકલી કુમુદકુમારીજ હજી સુધી જાગતી હતી; તેથી નિદ્રાદેવીએ તેની પર અવકૃપા કરી હોય એમ જણાતું હતું. શશિનાં શીતળ કિરણોથી તે શાંત થવાને બદલે બળી રહી હતી. "કયાં જાઉં ને કયાં રહું ? ઓ !

મ્હારા પ્રિય ચંદ્ર ! તમે ક્યાં છો ?" એમ બોલી રાજકુમારી છૂટે મ્હોડે રડી પડી. તેના રૂદન–ધ્વનિથી નજીકમાં સૂતેલી તેની સખી વનમાળા જાગી ઉઠી ને કુમારીને રડતી જોઇ બોલીઃ–" બહેન ! તમને શું થાય છે ? અને શા માટે રૂદન કર્યા કરો છો ? છાનાં રહો બહેન ! છાનાં રહો. પ્રભુ ,સૌ સારૂ કરશે ! "

વનમાળાનાં વચન સાંભળી કુમુદકુમારી તેને ગળે વળગી પડી અને બોલીઃ -" વનમાળા ! મ્હને કાંઇ ચેન પડતું નથી. ( ચંદ્રસિંહનો વિચાર આવતાં ) હાય ! હવે હું શું કરૂં ? પિતાજી તો જાણે ગયા પણ તે સાથે મારૂં પ્રિય રત્ન પણ કોણ જાણે ક્યાં ગૂમ થયું ? હાય ! તેની નથી ખબર કે અંતર. હાય ! તેના વિના આ હૃદય બળીને ભસ્મ થઇ જાય છે. ચંદ્ર ! વ્હાલા ચંદ્ર ! તમે ક્યાં છો ? આવો આવો, અલબેલા ! આવો; તમારા વિયોગથી તમારી કુમુદ કરમાય છે અને રિબાય છે. વ્હાલા ! આવો આવો ! તમારા વિના મને બધું શુન્ય ભાસે છે. વ્હાલા ! હું તમારૂંજ સ્મરણ કર્યા કરૂં છું:–

પ્રિય પ્રાણ મ્હારા ક્યાં ગયા, મન હાય આ મુઝાય છે;<br>
આવો પ્રિયે ઓ પ્રાણવલ્લભ, જીવ ઘણો અકળાય છે.<br>
ખાવું પીવું કાંઈ ના ગમે, દિલ દર્દ તો બહુ થાય છે;<br>
આ રાજવંશી મહેલ ને શ્રૃંગાર તુચ્છ જણાય છે.<br>
સૂતાં ઉઠું કે બેસતાં, બસ સ્મર્ણ એકજ થાય છે;<br>
આ જીગરની દારૂણ દશા, ના કોઇને કહેવાય છે,<br>
દર્શન દયા લાવી તમારૂં, દારીને અરે આપજો;<br>
આ વિરહઘેલી પ્રેમદાનું, કષ્ટ સઘળું કાપજો.<br>
જુલ્મીની એ જાળ ભેદી, સિંહ વ્હેલા આવજો;<br>
હાય ! આ અલબેલડીને, ના જરી તલસાવજો.<br>
આધાર ઓ કિરતાર ત્હારો, દાસી સ્હામું ભાળજે;<br>
પ્રિયતમ રશિકવરની ઉપાધિ, તુંજ સઘળી ટાળજે.

" વ્હાલા ! તમને ગયે આજે ચાર દિવસ પૂરા થયા છે. રણુમલભાઈ પણ તમને છોડાવવા ગયા છે. અરે ! તેમની પણ હજી કાંઇ ખબર આવી નહિ. તેમને તમારે માટે કેટલું બધું જોખમ

ઉઠાવવું પડયું હશે ? હાય ! ભાવી પ્રબળ છે. "

એમ બોલતી કુમુદકુમારી ચોધાર આંસુએ રડવા લાગી. આથી વનમાળા તેને દિલાસો આપતાં કહેવા લાગી:—" બહેન આમ રડો છો શા માટે ? ચંદ્રસિંહ તેમજ રણમલભાઇ જ્યાં હશે ત્યાંથી ઇશ્વર-કૃપાએ આવી પહોંચશે. તમે રૂદન ન કરશો, ધૈર્ય ધરો. આમ ગભરાઓ છો શા માટે ? ચાલો, આપણે નીચે જઇને ઉદ્યાનમાં ફરીએ ને હૃદયને શાંત કરીએ."

એમ કહી વનમાળા કુમુદનો કર ઝાલી તેને નીચે લઈ ગઈ તેમને આવતાં જોઇ પેલો સંતાઈ રહેલો પુરૂષ આનંદ પામ્યો ને પોતાના મન સાથે બોલવા લાગ્યો:—" અહા ! શી સુંદરતા ! આવી કમળ સમાન નેત્રવાળી, કેશરીના જેવી કટીવાળી અને વિજળીના જેવા તેજવાળી સુંદરીને જોઇને કયો અભાગી મોહ ન પામે ? સત્યજ કહ્યું છે કે:—

### માનિની વૃત્ત.

ભર તરૂણ અવસ્થામાં છતાં શુદ્ધ કાયા;
અખિલ નિજ ન શોભા દાખવે જોગમાયા.
સ્તન પૂર લપટાવી ઓઢતી એ ખભે બે;
વલકલ અતિ ઝીણી ગુંથણી ગાંઠ સાથે.
નવિન વપું તણી છે કાંતિ ખીલી રહેલી;
પ્રગટિત નવ થાએ વસ્ત્ર આચ્છાદનેથી,
ફુલ કળિ પછવાડે, પાંખડી જેમ આવી;
રમણિક વપુ એનું ઢાંકતું એ વિંટાઇ.

### આર્યાગીતિ વૃત્ત.

અધર રંગ કળિ જેવો કોમળ પલ્લવ પ્રમાણ બે હસ્ત,
કુસુમ સમાન મનોહર જોબન અંગે તમામ છે મસ્ત.

—ઝવેરીલાલ કૃત શકુંતલા.

એમ બોલી તે પુરૂષ જ્યાં કુમુદા તથા વનમાળા ફરતાં હતાં ત્યાં ધીમે પગલે ચાલી આવી કહેવા લાગ્યો:—' મનમોહિનિ ! આમ નિહાળો. તમને દુઃખી દેખી સુખી કરવા આ ઝેરીમલ્લ હાજર થયો છે."

ઝેરીમલ્લનું નામ સાંભળતાંજ કુમુદે ચમકી પાછળ જોયું તો

તેનેજ દીઠો. ઝેરીમલ્લને જોતાંજ કુમુદે ક્રોધથી કહ્યું:-"કોણ ઝેરીમલ ?"

ઝેરીમલ્લઃ-હા રસિલિ ! આ ત્હારા પ્રેમનો ભિખારી ઝેરીમલ.

કુમુદકુમારીઃ-ચંડાળ ! બોલતાં શરમા ! પાપી ! જેમ શ્વાનને એક વાર મારી કાઢી મૂકીએ ને તે ફરીથી પાછું આવે છે તેમ તું પણ મરવાને અંધ થઇ વારંવાર પાછો આવે છે. જો તું ત્હારો પ્રાણ બચાવવાની ઇચ્છા ધરાવતો હોય તો એકદમ અહીંથી ચાલ્યો જા.

ઝેરીમલ્લઃ-મધુરી મેના ! આમ એકદમ અકળાઈ શું જાય છે ? હું ત્હારા મધુર યૌવનબાગમાં વિશ્રાંતિ મેળવવાની ઇચ્છાથી આવ્યો છું. સુંદરિ ! ત્હારૂં ગુલેગુલાબી મુખ જોઇ હું ત્હારી ઉપર દીવાનો થયો છું. રસિલિ ! હું ત્હારે શરણે છું. મ્હને મારવો કે જીવાડવો તે ત્હારા હાથમાં છે.

કુમુદકુમારીઃ-ઓ કામમાં આંધળા થયેલા કામાંધ ! તું એમ ન સમજીશ કે આ કુમુદ કોઇ સાધારણ અબળા છે. પાપી ! હું મ્હારા સતીત્વના પ્રતાપથી તને બાળીને ભસ્મ કરીશ. ચંડાળ ! હું તારૂં ખૂન વહવડાવીશ. નીચ ! હજી ત્હેં શુરી ક્ષત્રાણીઓને જોઇ નથી ? હત્યારા ! ત્હારી આશા મૃગજળ સમાન છે. હાથે કરીને શા માટે મૃત્યુ માગે છે ? અભાગીઆ ! ઝેરી નાગણને છંછેડી સાર નહિ કાઢે. ચાલ્યો જા અહીંથી ?

ઝેરીમલ્લઃ-પ્રિય કુમુદ ! તું ગમે તેટલું કહીશ તો પણ હું માનનાર નથી તેમ અહીંથી તને લીધા સિવાય જનાર નથી.

કુમુદકુમારીઃ-ઓ પાપિષ્ઠ ! મને લઈ જતાં કદાચ તુંજ ન લેવાઈ જાય. ઓ હિચકારા ! ઓ ખૂની ! તને શું કરૂં ? મારી વ્હાલી કટાર અત્યારે મ્હારી પાસે નથી નહિ તો જોતજોતાંમાં હું તને મ્હારૂં શૌર્ય બતાવત.

ઝેરીમલ્લઃ-તું ગમે તેમ કહે, પણ હું તો ત્હારા પ્રેમમાં ગાંડોજ બની ગયેલો છું માટે મને ત્હારા પ્રેમનો સ્વાદ ચખાડ.

કુમુદકુમારીઃ-ચૂપ થા ! નરપિશાચ ! પાપી ! વિષધરનો મણિ, સિંહની મુંછનો વાળ તથા પતિવ્રતા નારીનું શિયળ તેમના જીવતાં

તો કોઇ લઈ શકતું નથી. યાદ રાખ કે મ્હારો જીવ જતાં પણ હું ત્હારી ઇચ્છા ફળિભૂત થવા દેનાર નથી.

ઝેરીમલઃ—અરે સુંદરિ ! કંઈક તો કૃપા કર. શું આખરે મ્હારે મ્હારૂં સ્વરૂપ પ્રકાશવુંજ પડશે ? સુંદરિ ! સમજી જા. હું કામાગ્નિથી બળું છું માટે ભલી થઇ આ બળતાને શાંત કર. રસવેલી ! આ પ્રેમભિક્ષુકની સામું જરા પ્રેમકટાક્ષથી તો જો ! શા માટે તલસાવે છે ? અરે ! માન, આખરે તારે માનવુંજ પડશે. જો કદાપિ તું સીધી રીતે નહિ માને તો હું તને છેવટે બળાત્કારથી પણ મનાવીશ, સમજી ?

કુમુદકુમારીઃ—અભાગીઆ ! સતી દ્રૌપદીને કષ્ટ આપવાથી દુર્યોધનની શી દશા થઇ છે તે તું જાણે છે ?

ઝેરીમલઃ—હા, ઘણીજ સારી રીતે જાણું છું. દુર્યોધનનો યુદ્ધમાં નાશ થયો હતો ને તેનું રાજ્ય રોળાઇ ગયું હતું એજ કે કાંઇ બીજું ?

કુમુદકુમારીઃ—પાપીઆ ! તારી પણ એવી ગતિ થશે, સમજ્યો ?

ઝેરીમલઃ—હા હા, અલબેલી ! હું સમજ્યો ભલે જે થવાનું હશે તે થશે; પણ મ્હારે તો ત્હારો પ્રેમ જોઇએજ.

કુમુદકુમારીઃ—હા, હવે હું સમજી કે પત્થર પર ગમે તેટલું પાણી રેડવામાં આવે તો પણ તે પલળતો નથી. કોલસાને સો મણ દૂધથી યા તો સાબુથી ધોવામાં આવે તો પણ તે ઉજળા થતા નથી; તેમ તારા જેવા દૈત્યને ગમે તેટલો જ્ઞાનોપદેશ કરૂં પણ તે વૃથા છે. પાપી ! હું તારી સાથે વધારે વિવેચન કરવા ઇચ્છતી નથી. તું અહીંથી ચાલ્યો જા; નહિ તો પહેરેગીરોને બોલાવું છું.

ઝેરીમલઃ—સુંદરિ નહિ માને ?

કુમુદકુમારીઃ—મૂર્ખ ! મ્હેં તને આટલું બધું કહ્યું છતાં પણ તું કાંઇ સમજતો નથી. યાદ રાખ કે તું આખરે પૂરેપૂરો પસ્તાઇશ.

ઝેરીમલઃ—એમ ?

કુમુદકુમારીઃ—હા, ત્હારાથી થાય તે કરી લે !

ઝેરીમલઃ—ત્યારે હવે બોલાવ ત્હારા પહેરેગીરોને. હું જોઉં છું કે તને કોણ બચાવે છે ?

એમ બોલી ઝેરીમલ કુમુદને પકડવા ધસ્યો. અત્યાર સુધી મૌન પકડી શાંત રહેલી વનમાળા ભયનો ત્યાગ કરી બૂમો પાડવા લાગી:— "અરે કોઈ આવો ! રાજકુમારીનું આ પાપી હરણ કરી જાય છે; કોઇ આવો, આવો અને બચાવો." બ્હાર કોટની દિવાલ પાછળથી ચંદ્રસિંહ અને સમશેરજંગ જેઓ ઉભા ઉભા સઘળું સાંભળતા હતા તેઓ એકદમ છલંગ મારી કોટની દિવાલ પર ચઢી અંદર આવ્યા.

ચંદ્રસિંહે ધૈર્ય આપતાં કહ્યું:—"વનમાળા ! ગભરાશો નહિ. હું આવી પહોંચ્યો છું. પ્રભુએ તમારી દાદ સાંભળી મને વખતસરજ તમારો બચાવ કરવા મોકલ્યો છે."

બીજી તરફ પાપી ઝેરીમલે જેવી કુમુદને પકડી કે તરતજ તે બિચારી ભયથી બેશુદ્ધ બની ગઇ; તેને ઉચકીને ઝેરીમલ નાસવાનો વિચાર કરતો હતો એટલામાં વનમાળાની બૂમથી ચંદ્રસિંહ અને જમાદાર તેની સ્હામે આવીને ઉભા રહ્યા. ઝેરીમલ ચંદ્રને જોતાંજ બ્હાવરો બની વિચારમાં પડી ગયો. તે વિચાર કરવા લાગ્યો કે:— "અરે ! આ હું શું જોઉં છું ! શું મ્હારાં માણસો ગફલતમાં રહ્યાં હશે કે તેમને કોઇએ લાંચ આપી ફોડયાં હશે ? આ મારો દુશ્મન ચંદ્ર કેવી રીતે કેદખાનામાંથી છૂટી અહીં આવ્યો હશે ?"

ઝેરીમલ આમ વિચાર કરતો હતો તેટલામાં ચંદ્રસિંહે સણુસણુ કરતી તેના ઉપર એક ગોળી છોડી. ઝેરીમલ એકદમ દૂર ખસી ગયો ને તે ગોળી નિષ્ફળ ગઇ. એટલામાં જમાદાર સમશેરજંગે આગળ ધસી આવી પોતાના બંને હાથથી ઝેરીમલને પકડયો. પાપી ઝેરીમલ ગભરાયો પરંતુ હિમ્મત ધરી જમાદારના હાથમાંથી છૂટવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ચંદ્રસિંહ તથા વનમાળા બેશુદ્ધ બનેલી કુમુદની સારવાર કરવા લાગ્યાં. આખરે સમશેરજંગે વિજય મેળવ્યો ને તે ઝેરીમલને નીચે નાંખી તેની છાતી ઉપર ચઢી બેઠો. કુમુદકુમારી શુદ્ધિમાં આવી એટલે ચંદ્રસિંહ હજી ઝેરીમલ અને સમશેરજંગનું યુદ્ધ ચાલે છે એમ ધારી પોતાના જમાદારને મદદ કરવા દોડી આવ્યો; પણ તેણે પોતાના ધાર્યા કરતાં ઉલટો મામલો જોયો. પાપી ઝેરીમલને નીચે

પડેલો જોતાંજ ચંદ્રસિંહે તેને મારવા ક્રોધથી સમશેર ખેંચી; એટલે જમાદાર બોલી ઉઠયોઃ—"મહારાજા ! સબુર કરો. .આ પાપીનો વધ કરતાં જો આપને તેના લોહીનો છાંટો ઉડશે તો આપ અપવિત્ર થશો; માટે કૃપા કરી આપની સમશેર મ્હને આપો કે હું એનું માથું કાપી નાંખું."

એમ કહી તેણે સમશેર લેવા હાથ લંબાવ્યો. તેને સમશેર નહિ આપતાં ચંદ્રસિંહ કહેવા લાગ્યોઃ—"નહિ, મ્હારા બહાદુર જમાદાર ! ત્હારાં વચનો સાંભળી મ્હને ઘણોજ સંતોષ થયો છે; પણ ત્હારે હાથે એનો નાશ થાય એવું હું ઇચ્છતો નથી; કારણ કે જેને માટે હું લાંબા સમયથી રાહ જોતો હતો, અપાર કષ્ટો સહન કરતો હતો તથા જેને માટે મ્હેં ભીષણ પ્રતિજ્ઞા કરી હતી તે દુષ્ટ આજે પાછો મ્હારાજ સપાટામાં સપડાયો છે તો મ્હને જાતેજ મ્હારા પિતાનું વૈર લેઇ—તેને વિશ્વાસઘાતનો બદલો આપી મારી પ્રતિજ્ઞા પૂરી કરવા દે."

એમ કહી ચંદ્રસિંહે પોતાનો હાથ તેનો વધ કરવા ઉંચો કર્યો; પરંતુ તે પાપીની જીવનદોરી લાંબી હોવાથી પ્રભુની ઇચ્છા તેને હાલ મારી નાંખવાની નહોતી. હજી તેને હાથે કેટલાંક ભયંકર કાર્યો થવાનાં બાકી હતાં તે કેમ મિથ્યા થાય ? જેવો ચંદ્રસિંહ તેની ઉપર ઘા કરવા જાય કે પાછળથી વનમાળાએ બૂમ પાડી; "ઓ ચંદ્રસિંહ ! ઓ જમાદાર ! જલદીથી અહિ આવો, કુમુદબ્હેનને કાંઇક થઇ જાય છે."

આવી બૂમ સાંભળતાંજ ચંદ્રસિંહ તે તરફ દોડયો. ત્યાર બાદ થોડી વારે જમાદારને તે બૂમના વિચારમાં પડેલો જોયો એટલે સમય સાધી ઝેરીમલે ધીમેથી તેનો હાથ છોડાવી પોતાની કમ્મરમાંથી કટાર કાઢી સમશેરજંગના કાળજામાં ખોસી દીધી. આથી જમાદાર એકદમ બેશુદ્ધ બની જઇ જમીન પર ઢળી પડયો અને પાપી ઝેરીમલ્લ આ તકનો લાભ લઇ કોટની દિવાલ કૂદી નાસી ગયો.

પેલી તરફ ચંદ્રસિંહે કુમુદની પાસે જઇને જોયું તો કુમુદ ભયથી ઘણીજ ગભરાઇ ગઇ હતી અને તેના હાથ પગ ખેંચાઇ જતા હતા. તરતજ ચંદ્રસિંહે પાસેના કુંડમાંથી ઠંડુ પાણી લઇ

આવી કુમુદને માથે છાંટવા માંડયું. થોડા સમય પછી તે શુદ્ધિમાં આવી અને તેણે આસપાસ જોયું તો પોતાના પ્રિયતમને પોતાની સારવાર કરતો દીઠો. ચંદ્રને જોતાંજ કુમુદ આશ્ચર્ય પામી અને પોતાનાં ચક્ષુઓમાંથી પ્રેમાશ્રુ વર્ષાવતી તેને પ્રેમથી ભેટી પડી. થોડી વારે ચંદ્રસિંહને જમાદાર યાદ આવ્યો એટલે તેણે તેને હાંક મારી. પ્રત્યુત્તર ન મળવાથી ચંદ્ર જાતે ત્યાં ગયો તો તેણે પોતાના જમાદારને બેભાન દશામાં જમીન પર પડેલો જોયો. ઝેરીમલને ત્યાં નહિ જોવાથી તેણે પોતાના પહેરેગીરોને હાંકો મારી બોલાવ્યા. તેઓ આવ્યા કે તરતજ ચંદ્રે તેમાંના અર્ધા પહેરેગીરોને ઝેરીમલની તપાસ કરવા દોડાવ્યા ને બાકીનાને સમશેરજંગની સારવાર કરવા મોકલ્યા. પછીથી ચંદ્ર કુમુદ પાસે આવ્યો ને તેને કહેવા લાગ્યોઃ—"પ્રિયા! હાથમાં સપડાયલો દુશ્મન આપણા જમાદારને ઘા કરી નાસી ગયો."

"શું તે અધમ જમાદારને ઘા કરી નાસી ગયો?" કુમુદકુમારીએ પૂછ્યું.

"હા, તેમજ થયું છે. તે દુષ્ટને હું ગમે ત્યાંથી ખોળી કાઢી તેનો આ દુનિયામાંથી જલદી નાશ કરીશ." એમ કહી ચંદ્રસિંહે કુમુદકુમારી તથા વનમાળાને લઇ રાજમહેલમાં પ્રવેશ કર્યો. ત્યાં ત્રણે જણાં બની ગયેલી વાતોનો વિચાર કરતાં કરતાં થોડી વારે નિદ્રાધીન થઇ ગયાં.



## પ્રકરણ ૨૨ મું.



### યોગીન્દ્ર.

"અકળ કળા છે ઈશની, કોઇથી નહિ કળાય;
પાપી ઘાટ ઘડયા કરે, અંતે થવાનું થાય."

સમશેરજંગને ઘા કરી નાઠેલો ઝેરીમલ પાછળ જોયા સિવાય મુઠીઓવાળીને નાસવા લાગ્યો. જ્યારે તે વિજયનગરની બહાર ગયો ત્યારે તેના હૃદયને સહજ શાંતિ વળી. ચંદ્રસિંહ કેદમાંથી છૂટયો છે

એવું જાણી તેનું હૃદય આકુળ વ્યાકુળ બની ગયું. થોડે દૂર જઈ પહોંચ્યા પછી તે એક વૃક્ષ નીચે બેસી વિચાર કરવા લાગ્યો:—"હાય ! મ્હારી રચેલી બાજી આખરે નિષ્ફળ ગઈ. મહા પ્રયત્ને હાથમાં ફસાયલો દુશ્મન સહિસલામત છટકી ગયો. હાય ! મ્હારૂં હૃદય ગભરાય છે. મ્હને કાંઇ સૂઝતું નથી. હું જ્યાં જ્યાં દૃષ્ટિ ફેંકુ છું ત્યાં ત્યાં નિરાશાના અંધકાર સિવાય બીજું કાંઇજ મ્હારા જોવામાં આવતું નથી. મ્હારા અંગમાં પ્રચંડ અગ્નિ કેમ સળગી રહ્યો છે ? ( આવેશમાં ) બચ્ચા ચંદ્ર ! તું મ્હારા હાથમાંથી છટકી ગયો છે; પણ યાદ રાખજે કે આખરે હું તને બેહાલ કરીશ. આ ઝેરી નાગને છંછેડી તું સાર નહિજ કાઢે. અરે ! હું તને કુમુદકુમારીની સાથે આનંદ ભોગવતો જોઇ બળી જાઉંછું; પણ શું કરૂં ? અત્યારે હું લાચાર છું. ચંદ્રસિંહ ! ચંદ્રસિંહ ! તું મ્હારા જીવતાં તો આ સંસારમાં કુમુદાની સાથે સુખમાં નહિજ રહી શકે. જેમ શિકારી શિકારની શોધમાં હંમેશાં ભમ્યા કરે છે તેમ આ ઝેરીમલ્લ પણ તને મારી નાંખવાને તારી પાછળ ભમ્યાજ કરશે ને તારી પ્રાણપ્રિયા કુમુદને તક મળે ઉપાડી જશે. ( થોડી વાર અટકી ) ચંદ્ર ! જ્યારે તારા રાજ્યને ઠેકાણે ભીષણ જંગલ કરીશ, તારા મહેલોને ખંડેરો બનાવીશ અને તારા કલેવરના કટકા કરી જંગલી જાનવરોને નાંખીશ ત્યારેજ આ બળીને ભસ્મ થતા હૃદયને કાંઇક આરામ થશે."

આવા વિચારોમાંને વિચારોમાં પ્રાતઃકાળ થયો તેનું ભાન તેને થયું નહિ કારણ કે તે તો વિચારસાગરના વમળમાં ગોથાં ખાતો હતો. જ્યારે સૂર્યનારાયણનો ઉદય થયો ને તેમનાં સોનેરી કિરણોનો પ્રકાશ તેની આંખો ઉપર પડયો ત્યારેજ તે પોતાના વિચારમાંથી જાગ્રત થયો ને એકદમ ચમકીને બોલી ઉઠયો:—"શું સ્હવાર થઇ ગયું ? હા, એમજ લાગે છે. મ્હારે હવે અહિંથી ગુપ્તગૃહમાં જવું જોઇએ. ત્યાં જઇ તપાસ કરૂં કે દુશ્મન શાથી છૂટવા પામ્યો છે ? મ્હારા બહાદુર પહેરેગીરો ગફલતમાં રહે તેવા નથી; છતાં એ છૂટયો શી રીતે ! ?"

એમ મનમાં વિચાર કરતો કરતો તે પોતાના મુકામ પર જઈ પહોંચ્યો. આખી રાત્રિના ઉજાગરાથી તેમજ ચંદ્રસિંહના નાસી છૂટવાથી તે ઘણોજ ક્રોધાતુર દેખાતો હતો અને તેથી તેની આંખો લાલચોળ થઇ ગઇ હતી. આવું તેનું વિકાળ સ્વરૂપ જોઇ તેના સિપાઇઓ તેને કાંઇ પણ પૂછી શકવાની હિમ્મત કરી શકયા નહિ. સઘળા તેને નમન કરીને એક બાજુએ ઉભા રહ્યા. તેમને જોઈ ઝેરીમલ એકાએક મ્હોટેથી બોલી ઉઠયો:—" અરે ! કોઇ જાઓ ને જલદીથી કેદખાનાના પહેરેગીરને બોલાવી લાવો."

હુકમનો અમલ તરત થયો. થોડી વારમાં એક સિપાઇ ફુલસિંહને બોલાવી લાવી હાજર થયો. ઝેરીમલે તે પહેરેગીરને ક્રોધથી પૂછયું:—" કેદી કયાં છે ?"

ફુલસિંહ:—સરદાર સાહેબ ! કેદી તેની કોટડીમાંજ છે.

ઝેરીમલ:—શું તું ખરૂં બોલે છે ?

ફુલસિંહ:—હા સરદાર ! તે હજી ઉંઘમાથી ઉઠયો પણ નથી.

ઝેરીમલ:—(સ્વગત વિચારવા લાગ્યો) " અરે ! આ શું કહે છે ? મ્હેં જે નજરે જોયું તે ખરૂં કે આ કહે છે તે ખરૂં ?" (પ્રકટ) તે કેદીને સત્વર મારી પાસે હાજર કરો.

" જેવો હુકમ." કહી ફુલસિંહ ચાલતો થયો અને કેદીને લઇ થોડી વારમાં ત્યાં હાજર થયો. કેદીને જોતાંજ ઝેરીમલ એમદમ ચમકયો અને ગર્જના કરીને કહેવા લાગ્યો:—" અરે ! આ તો જે મ્હારી પાસે નોકર તરીકે રહેલો હતો તે રણવીર છે ! રણવીર ! તું કેદમાં કયાંથી ? મ્હેં તો તને અગત્યના કામ માટે વિલાસપુર મોકલ્યો હતો !"

રણવીર:—આપે શું કહ્યું ? હું આપનું કહેવું બરાબર સમજ્યો નથી.

ઝેરીમલ:-હું તને એમ પુછુછું કે તું કેદખાનામાં કયાંથી ?

તેનો પ્રશ્ન સાંભળી થોડીવારને માટે રણમલ મૌન ધારણ કરી વિચારવા લાગ્યો:—" હાય ! હવે મ્હારે મરવું પડશે ? શું મ્હારો ભેદ ખુલ્લો થશે ? હશે જે થવાનું હશે તે થશે; હું મૃત્યુથી ડરતો નથી. ભલે ઝેરીમલ મ્હારા પ્રાણનો અત્યારેજ નાશ કરે."

હજી તો રણમલ પોતાનો વિચાર પૂરો કરી રહ્યો નથી તેટલામાંજ ઝેરીમલ તેને ફરી પૂછવા લાગ્યો:—"કેમરે છોકરા ? મ્હારૂં કહેવું સાંભળતો નથી ? બોલ, તું કોણ છે ! મ્હને વ્હેમ પડે છે કે તું કોઇ દગાખોર છે; માટે જલદીથી જવાબ આપ ! "

રણમલ:—હું કોણ છું તે ઓ હળાહળ ઝેરથી ભરેલા ઝેરીમલ ! સાંભળ. જેને તું ત્હારો નોકર ધારે છે તે ત્હારો નોકર રણવીર નહિ પણ ત્હારો કટ્ટો દુશ્મન—કેશરીસિંહ મહારાજનો ન્હાનો પુત્ર રણમલ છે.

ઝેરીમલ:—( ક્રોધથી ) હેં ! રણમલ ! શું તું હજી જીવે છે ? ત્યારે તો ત્હેંજ મ્હને દગો દીધો. હાય ! હવે મ્હને એમજ લાગે છે કે ચંદ્રસિંહને છોડાવનાર પણ તુંજ હોવો જોઇએ.

રણમલ:—હા હા ! હુંજ ચંદ્રસિંહને છોડાવનાર છું. નરાધમ ! ત્હારાથી થાય તે કરી લે. જો હું જીવતો રહીશ તો ત્હારા પ્રાણનો પણ નાશ કરવાને ભૂલીશ નહિ.

ઝેરીમલ:—દગાખોર ! તું જીવતો રહેવાનેજ નથી. તું કાંઇ આ ઝેરીમલથી થોડોજ અજાણ્યો છે ?

રણમલ:—તને ચંડાળને હું સારી રીતે જાણું છું.

ઝેરીમલ:—ત્હેં મ્હને દગો દીધો છે તેના બદલામાં હું ત્હારો જીવ લઇશ.

રણમલ:—બસ કર નામર્દ ! તું હવે ત્હારો લવારો બંધ કર. હું ગમે તેવો પણ ક્ષત્રી પુત્ર છું—ત્હારા ડરાવ્યાથી કદાપિ ડરી જનાર નથી.

ઝેરીમલ:—ઓ નાદાન છોકરા ! ત્હારા હાથ પગમાં લોઢાની બેડીઓ પડેલી છે છતાં તું આટલું બધું ગુમાન કરે છે ? ત્હારા પિતાનો તેમજ ત્હારા રાજ્યનો નાશ થયો છે છતાં ત્હારા મન પર કાંઇજ અસર થતી નથી ?

રણમલ:—શૂરવીર પુરૂષો દુઃખથી કદી ડરતાજ નથી. પાપિષ્ઠ ! હિરાના સહસ્ર કટકા થાય તો પણ જેમ તે પોતાનો ચળકાટ તજી દેતો નથી તેમ આ રણમલને પણ તું ગમે તેટલું દુઃખ આપીશ તો

પણ તે કદાપિ કાળે તને કાલાવાલા કરનાર નથી.

ઝેરીમલઃ—છોકરા ! હજી તું બાળક છે તેથી મ્હને ત્હારી દયા આવે છે; પણ તું તો હાથે કરીનેજ મરણને શરણ થવા માગે છે.

રણુમલઃ—હત્યારા ! તને ખબર છે કે રણક્ષેત્રમાં ઘુમનાર વીરો જેમ મૃત્યુના ડરથી કોઇ દિવસ પણ લડાઈમાં બ્હીને પાછા હઠતા નથી તેમ હું પણ મ્હારા વૈરનો બદલો લેવાની ખાતર ત્હારા ભયથી ડરી પાછો હઠનાર નથી.

ઝેરીમલ:—ૐફ ! ત્હારાં વચનો મને રોમેરોમ આગની જવાળા પ્રકટાવે છે. ત્હારૂં બોલવું બંધ કર અને મરણને શરણ થવા તૈયાર થા.

એટલામાં ઓચિંતો એક ભયંકર અવાજ થયો. અવાજ થતાંની સાથેજ ઝેરીમલના સાંભળવામાં આવ્યું કેઃ—“ ઝેરીમલ ! રણુમલને મરવાની હજી ઘણી વાર છે. તે ત્હારાથી હાલ મરશે નહિ.” આટલું સંભળાઇ એકદમ એ અવાજ બંધ થઇ ગયો.

ઝેરીમલ તે અવાજ સાંભળી ચમકયો ને બોલ્યોઃ—“ અરે ! આ કોનો અવાજ ! સિપાઇઓ જાઓ તમે તપાસ કરો ને આ શબ્દો બોલનારને પકડી સત્વર મારી પાસે હાજર કરો ! ”

આમ બોલી તે ચારે તરફ જોવા લાગ્યો. સિપાઇઓ પણ ચોગરદમ તપાસ કરવા લાગ્યા; પણ તેમની નજરે કાંઇજ જણાયું નહી. “ ત્યારે આ બોલનાર કોણ હશે ? ” એમ બોલતો ઝેરીમલ ઘણોજ ક્રોધાંધ થઇ ગયો. તેણે તરતજ રણુમલને ત્યાંથી લઈ જવાનો હુકમ કરી સિપાઇઓને કહ્યુંઃ—“ આજની રાત્રિ આ છોકરાને સખ્ત બંદોબસ્તમાં રાખો. કાલે સ્હવારે તેનું દેવીને બળિદાન આપીશું. જ્યારે મ્હારી તીક્ષ્ણ સમશેરથી હું તેને અગ્નિ કુંડમાં હોમીશ ત્યારેજ મ્હને શાંતિ વળશે. જાઓ, લઇ જાઓ તેને. ”

સિપાઇઓ રણુમલને ત્યાંથી લઇ જવા લાગ્યા. જતાં જતાં રણુમલ ઝેરીમલને ક્રોધથી કહેવા લાગ્યોઃ—“ ઝેરીમલ ! ઓ નીચ હત્યારા ઝેરીમલ ! ત્હારાં પાપપૂર્ણ કૃત્યોથી આ ધરા ધ્રૂજી ઉઠે છે. પૃથ્વી હવે ત્હારો ભાર વેઠી શકતી નથી. જો જો, પશુ પંખીઓ પણ

તને જોઈ ભય પામે છે. ઓ હિચકારા ! મ્હને લાગે છે કે તું છેકજ નામર્દ છે ! આ સિંહના બચ્ચાને માત્ર એક વખત બંધનમુક્ત કર ને પછી તેનું પરાક્રમ તું જો. બાયલા ! તારાથી તે બનવાનું નથી. સિંહને પિંજરામાં પૂરી તેને મારવાનું કામ તો એક ન્હાનું બાળક પણ કરી શકે છે. ”

“ આ બદમાશને અહિંથી જલદી લઇ જાઓ. ” ક્રોધે ભરાઇને ઝેરીમલે સિપાઇઓને આજ્ઞા કરી.

“ ધિક્કાર છે બાયલા ! આખરે જાત ઉપરજ ગયો ? યાદ રાખજે કે મારા વૈરનો બદલો કદાચ હું નહિ લેવા પામું પણ ઇશ્વર તો લેશેજ. ” રણમલે સિપાઇઓની સાથે જતાં જતાં આટલા શબ્દો ઝેરીમલને સંભળાવ્યા.

રણમલનાં ક્રોધપૂર્ણ વાક્યો સાંભળી ઝેરીમલ ત્યાંથી એકદમ ચાલ્યો ગયો અને સિપાઇઓએ રણમલને કોટડીમાં પૂરી દીધો.

રણમલના પ્રાણનો કાલે નાશ થવાનો છે એમ સિપાઇઓને માંહોમાંહે વાતો કરતા સાંભળી તેનો મિત્ર ગુમાનસિંહ જે ત્યાં હાજર હતો તે ચોધાર આંસુએ રડવા લાગ્યો. થોડી વારે હૃદયને હલકું કરી તે રણમલની છેલ્લી મુલાકાત લેવા રાત્રિને સમયે કેદખાનામાં જવા નીકળ્યો.

ગુમાનસિંહ ઝેરીમલનો સગો હોવાથી તેને કેદખાનામાં જતાં કોઇએ અટકાવ્યો નહિ. તે રણમલની કોટડી આગળ જઇ પહોંચ્યો ને બ્હારથી તેણે તેને બોલાવ્યો. રણમલ ગુમાનસિંહનો અવાજ સાંભળી જાળી આગળ આવીને ઉભો રહ્યો. તેને જોતાંજ તે રડી પડયો. તેને રડતો જોઈ રણમલ કહેવા લાગ્યોઃ—“ ગુમાનસિંહભાઇ ! શા માટે રડો છો ? જે કાળે જે થવાનું છે તે થયાજ કરે છે; તેનો હર્ષ કે શોક કરવો વૃથા છે. તમે ઘણા સમજુ છો એટલે તમને વધારે શું કહેવું ? ”

ગુમાનસિંહઃ—રણવીર ! વ્હાલા રણવીર ! શું તું આ ગુમાનસિંહને તજીને જઇશ ? વ્હાલા બંધુ ! ત્હારા સિવાય હું આ દેહ હવે વધારે

ટકાવી શકીશ નહિ. રણુવીર ! તને બચાવવા હું શો ઉપાય લઉ ? ( એમ કહી તે રડવા લાગ્યો. )

રણુમલઃ-( શાંતિ આપતાં ) ગુમાનસિંહ ! શા માટે ગભરાઓ છો ? મનુષ્ય માત્રને એક દિવસ વ્હેલું યા મોડું મૃત્યુને આધીન થવાનું તો છેજ. ભાઇ ! આ દુનિયાનો મોહ નકામો છે; સૌ કોઇ પોતપોતાના સંસ્કારથી આવી મળે છે; આપણે સહુ આ સંસારનાં અતિથી છીએ; માટે શોકનો ત્યાગ કરી આજની રાત્રિ મારી સાથે આનંદથી વાર્ત્તાવિનોદ કરો.

ગુમાનસિંહઃ—રણુવીર ! તારાં જ્ઞાનપૂર્ણ વાક્યો સાંભળી મ્હારૂં હૃદય શાંત થાય છે; પણ આ દુનિયામાં હું ત્હારા સિવાય બીજા કોઇને ચ્હાતો નથી. તુંજ મ્હારો પરમ પ્રિય ભાઇ છે. અરે ! ભાઇથી પણ વિશેષ પ્રિય છે, એટલે લાચારીથી આ દુનિયાની માયાને વશ થઇ જવાય છે અને મ્હારી આંખોમાંથી અશ્રુધારા વહે છે. (વિચાર કરી ) ઓ પાપી ઝેરીમલ ! શું તું મ્હારા એકના એક મિત્રને મ્હારાથી છૂટો પાડીશ ? હાય ! મને એમજ લાગે છે. રણુવીર ! શું તારે મરવુંજ પડશે ?

એવામાં એકાએક કોઇ બોલી ઉઠ્યું કે:—" ના ના, રણુમલને મરવાની હજી ઘણી વાર છે; તે જીવશે ! " એમ બોલતા એક ચોગીન્દ્ર સ્હામેથી આવતા જણાયા. ચોગીન્દ્રે માથાથી તે પગ સુધી ભગવી કફની ધારણ કરી હતી અને પગમાં લાકડાની પાવડીઓ પહેરી હતી. તેમનું શરીર ઘઉંવર્ણું હતું અને લલાટ તેજસ્વી જણાતું હતું. આ ચોગીન્દ્ર રણુમલની કોટડી આગળ આવી પહોંચ્યા. ચોગીન્દ્રને જેઇ ગુમાનસિંહ તથા રણુમલ વિચારમાં પડી ગયા. આ શું ?! અત્રે આવવાના સઘળા રસ્તા બંધ છે, ચોકીદારો પહેરો ભર્યા કરે છે છતાં આ ચોગીન્દ્ર અહિં કેવી રીતે પધાર્યા ?

ચોગીન્દ્રઃ—( લાંબો હાથ કરી ) વત્સ ! તમારૂં કલ્યાણુ થાઓ.

" આપ મહાન્ પુરૂષને હું ઓળખું છું. આપે એક વખત મ્હને આ પાપી ઝેરીમલના પંઝામાંથી બચાવ્યો હતો. હું તમારો તેજ

બાળક પાછો તે દુષ્ટના પંઝામાં સપડાયો છું." એમ બોલી રણમલ્લ તેમને નમન કરી નીચી દૃષ્ટિએ હાથ જોડી સ્હામો ઉભો રહ્યો.

ગુમાનસિંહ યોગીન્દ્રને દંડવત્ પ્રણામ કરીને કહેવા લાગ્યો:—" પ્રભુ! મ્હારા બંધુને બચાવો. તેના પ્રાણનો કાલે સ્હવારેજ નાશ થવાનો છે. દયાનિધિ! તે બાળક આપને શરણે છે. દયાળુ દેવ! તેને આપના આશ્રયમાં લઈ અભયદાન આપો."

યોગીન્દ્ર:—પ્રભુ જે કરશે તે સારૂંજ કરશે. રણમલ! તને પ્રથમ બચાવનાર હું નહોતો; પણ મારા ગુરૂ યોગેન્દ્રનાથ હતા અને આજે પણ તેમની આજ્ઞાથીજ હું અત્રે આવ્યો છું. હું પોતે તને બચાવવા સમર્થ નથી પણ તને બચાવનાર તથા ભયંકર સંકટોમાંથી મુક્ત કરનાર મહાન્ કૃપાળુ ઈશ્વર સમર્થ છે. તે ત્હારૂં રક્ષણ કરશે. તેના પર વિશ્વાસ રાખ. તેજ તને અહિંથી મુક્ત કરશે. રણમલ્લ! જલદી તૈયાર થા, ને મારી સાથે ચાલ.

રણમલ:—ક્યાં પ્રભુ?

યોગીન્દ્ર:—કેદખાનાની બ્હાર.

એમ બોલી યોગીન્દ્રે કોટડીના દ્વારને પોતાના હાથનો સ્પર્શ કર્યો એટલે તે કોટડીનાં દ્વાર ખુલ્લાં થઈ ગયાં. રણમલ્લ બંધાયલી સાંકળો સાથે બ્હાર દોડી આવ્યો ને તરતજ યોગીન્દ્રના ચરણોમાં નમી પડ્યો. તેને પોતાને હાથે ઉભો કરી યોગીન્દ્રે તેને બાંધવામાં આવેલી સાંકળોમાંથી મુક્ત કર્યો.

રણમલ બંધનમુક્ત થયા પછી યોગીન્દ્ર ગુમાનસિંહને કહેવા લાગ્યા:—" ગુમાન! તું અત્યારે વિજયનગર તરફ જા ને ચંદ્રસિંહને જણાવ કે રણમલ્લ કેદમાંથી મુક્ત થયો છે. બચ્ચા! જેને તું રણવીર કહીને બોલાવે છે તેનું નામ રણવીર નહિ પણ રણમલ્લ છે. હવેથી તું પણ ત્હારો મુકામ ત્યાંજ રાખજે, સમજ્યો?"

ગુમાનસિંહ:—પ્રભુ! હું આપની આજ્ઞાને અનુસરી સઘળા સમાચાર ચંદ્રસિંહને કહીશ; પણ શું મારે રણમલ્લથી જૂદા થવું પડશે?

યોગીન્દ્ર:—હા, સમય જોતાં તને સાથે લેવો યોગ્ય નથી. હજી

રણુમલ્લને કેટલોક સમય ગુપ્ત રહેવાનું છે. તું ચંદ્ર પાસે જલદીથી જજે; કેમકે તે રણુમલને કેદમાં રહેલો ધારી ઘણોજ ગભરાતો હશે.

ગુમાનસિંહઃ—જેવી પ્રભુની આજ્ઞા. (રણુમલને) વીરા ! હું જાઉંછું.

રણુમલઃ—ભલે પધારો, ભાઈને મારા કુશળ વર્ત્તમાન કહેજો ને હવે સદાને માટે ભાઈની પાસેજ રહેજો. પ્રભુની ઈચ્છા હશે તો થોડા સમયમાં હું પણ તમને આવી મળીશ. ભાઈની પાસે રહેતાં કંટાળશો નહિ. તે તમને મ્હારા કરતાં પણ વિશેષ ચ્હાશે.

ગુમાનસિંહઃ—રણુમલ ! બંધુ ! વ્હેલો આવજે ને ત્હારા વિયોગે દુઃખી થતા આ ગુમાનને જલદી મળજે. ત્હારા કુશળ સમાચાર ભાઈને કહીશ ને હું હવે ત્યાંજ રહીશ.

પછી રણુમલ્લને ભેટી અને યોગીન્દ્રને પ્રણામ કરી ગુમાનસિંહ ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી યોગીન્દ્ર રણુમલ્લને કહેવા લાગ્યાઃ— "રણુમલ ! ચાલ્ય, હવે આપણે બ્હાર નીકળી જઈએ. ત્હારે કાંઈ શસ્ત્ર લેવું હોય તો લઈ લે."

તરતજ રણુમલે એક તલ્વાર તથા એક ન્હાની પિસ્તોલ સાથે લીધી અને યોગીન્દ્રની સાથે ચાલવા લાગ્યો. બન્ને જણા ગલી કુંચીઓ વટાવી ગુપ્તગૃહની બ્હાર નીકળ્યા ને જંગલને રસ્તે ચાલવા લાગ્યા. ઘણે દૂર ગ । પછી એક વિકટ ઝાડી આવી ત્યાં યોગીન્દ્ર અટકીને ઉભા અને રણુમલને કહેવા લાગ્યાઃ—"રણુમલ ! હવે હું જાઉં છું. મ્હારૂં આટલું કહેવું તું ધ્યાન દઈને સાંભળ. હાલ તું ત્હારા ભાઈ પાસે જઈશ નહિ ને થોડો સમય ગુપ્ત રહેજે. તું એમજ સમજજે કે આ તારો નવો જન્મ થયો છે."

રણુમલઃ—( હાથ જોડી ) કૃપાળુ ! આપ મને આ વિકટ અરણ્યમાં એકલો મૂકીને ન જશો. મ્હારૂં હવે શું થશે ? હું અહીંથી કયાં જાઉં ?

યોગીન્દ્રઃ—રણુમલ ! તું એકલો નથી. પ્રભુ હમ્મેશાં ત્હારી સાથેજ રહે છે. ત્હારે શું કરવું તેની પ્રેરણા તને તે પરમાત્માજ કરશે. જા, ત્હારૂં ભાગ્ય સારૂં છે. તને આગળ જતાં સારો લાભ થશે. પાપી

ઝેરીમલનો ત્હારે હાથેજ વિનાશ થશે. પ્રભુ ત્હારૂં કલ્યાણ કરો અને ત્હારો સર્વદા જય થાઓ.

એમ કહી આંખ મીંચીને ઉઘાડીએ તેટલામાંજ યોગીન્દ્ર અદ્રશ્ય થઇ ગયા. તેઓ કયાં ગયા તેની રણમલને ખબર પડી નહિ. યોગીન્દ્રના ગયા પછી રણમલ એકલો પડયો ને વિચાર કરવા લાગ્યો કેઃ—"યોગીરાજે મ્હને મ્હારા ભાઇ પાસે જવાનું ના કહ્યું છે ત્યારે મ્હારે કયાં જવું ?" એમ થોડી વાર વિચાર કરી તે એક રસ્તા તરફ ચાલવા લાગ્યો.



## પ્રકરણ ૨૩ મું.



### રત્નપ્રભા.

"સંસારરૂપી સાગરે, સન્નારી હોડી જો મળે;
પાર ઉતરે સ્હેજમાં, વળી સ્વર્ગમાં એ સંચરે.
સન્નારી ચીજ અમૂલ્ય છે, શું વર્ણવું હું મુખથી;
ત્રિલોકવાસી સુર પણ, પ્રગટયા ખરે એ કુખથી."

રાજકુમાર રણમલ ચાલતો ચાલતો એક નગર પાસે જઈ પહોંચ્યો. તેની નજરે એક સુંદર બગીચો જણાયો. આ સુંદર બગીચો અમરકંટકના મહારાજા રણજીતસિંહે બનાવરાવ્યો હતો. તેની પાસે થઇને અમરાવતી નદી વહેતી હતી. વિવિધ પ્રકારનાં વૃક્ષો તથા દેશ-વિદેશથી મંગાવેલા અનેક જાતના સુગંધીદાર છોડવાઓ તે બગીચામાં રોપવામાં આવ્યા હતા. આ બગીચો જોનારને ઘણોજ મનોહર લાગતો હતો. આવા રમણીય દેખાતા વિશાળ બગીચામાં રણમલે પ્રવેશ કર્યો. તેણે પાસેના સરોવરમાં હાથ મ્હોં ધોઇ સ્વચ્છ કર્યાં અને પછી તે નિશ્ચિંત થઇ એક આમ્રવૃક્ષ તળે સહજ આડો થયો. તે લાંબી મુસાફરીના થાકથી તેમજ રાત્રિના ઉજાગરાથી ઠંડો પવન આવતાં અહિં નિદ્રાધીન થઈ ગયો. તેને નિદ્રાધીન થયે થોડી વાર થઇ હશે તેટલામાં મહારાજા રણજીતસિંહની પુત્રી રત્નપ્રભા પોતાની સખીઓ સાથે

હંસગતિથી ચાલતી આ બગીચામાં આવી ચઢી.

રત્નપ્રભા ઘણીજ ચંચળ હતી. તેની ઉમ્મર આશરે ચૌદ પંદર વર્ષની જણાતી હતી. જેવી તે સર્વાંગે સુંદર દેખાતી હતી તેવાજ તેનામાં સુંદર સ્ત્રીઓને લાયક ગુણ પણ હતા એમ જોનારને તરતજ જણાઇ આવતું હતું.

રત્નપ્રભા પોતાની સખીઓ સાથે બગીચામાં ફરતી ફરતી એક વૃક્ષ તરફ આંગળી કરી કહેવા લાગી:—" સખી માલતી ! આમ તો જો ! પેલી વેલી ઝાડના થડને કેવી વિંટળાઇ રહી છે ? તે કેવી સુંદર દેખાય છે ? "

માલતી:—( મશ્કરીમાં ) ખરૂં કહો છો બ્હેન ! તમે પણ હવે થોડા સમયમાં તે વેલીની માફક તમારા સ્વામીને વિંટળાવા ભાગ્યશાળી થશો. પછી તમારી શોભામાં પણ તેવોજ વધારો થશે.

રત્નપ્રભા:—અલી માલતી ! મ્હેં તને હજારો વખત કહ્યું છે કે ત્હારે મ્હારી મશ્કરી કરવી નહિ છતાં ત્હારી ટેવ તો જતીજ નથી. હું તો સહજ તે વેલીને જોઈ કહેતી હતી ત્યાં તું તેનો આવો અવળો અર્થ શા માટે કરે છે ?

માલતી:—(હસીને) હારતો બહેન ! હું અવળો અર્થ કરૂં તેવીજ છું ને ! જોઉંછું કે તમે જ્યારે પરણશો ત્યારે તમારા નાથને વિંટળાઈ રહો છો કે નહિ ? વખત આવ્યે સહુ બતાવીશ !

રત્નપ્રભા:—જો પાછી હજી એની એ વાત ! ચાલ જવા દે એ ટાયલાં; આપણે એક પુષ્પનો હાર બનાવીએ.

માલતી:—હાં, પછી તે સુંદર માળા કોના કંઠમાં આરોપવી ધારી છે ! ? શું કોઈ છેલ છબીલો અત્યારથી તો નથી ધારી મૂકયોને ?

રત્નપ્રભા:—છાની રહે છાની, ચબાવલી; વારંવાર એ શું ?

એમ બોલી માલતીએ પકડેલો હાથ તરછોડીને રત્નપ્રભા આગળ ચાલી. તેની પાછળ માલતી પણ હસતી હસતી ચાલવા લાગી. એટલામાં એક બીજી સખી દોડતી દોડતી ત્યાં આવીને રાજકુમારીને કહેવા લાગી:—" બહેન ! બહેન ! "

રત્નપ્રભાઃ—કેમ શું છે ?

સરલાઃ—બ્હેન ! આપણા બગીચામાં વગર રજાએ આવી કોઇ પુરૂષ સૂતેલો છે ને તે અત્યારે ભરનિદ્રામાં છે. બહેન ! દેખાવમાં તે ઘણોજ રઢિયાળો લાગે છે.

માલતીઃ—એમ કે ! શું તે એવો રઢિયાળો છે ? અલી સરલા ! ત્યારે તે રઢિયાળાની તને તો રઢ નથી લાગીને ? જ્યારે તે એવો સુંદર છે ત્યારે તું અહિં પાછી શું કરવા આવી ? ત્યાને ત્યાંજ એની પાસે રહેવુંતુંને ? કેમ ખરૂંને બહેન ?

એમ કહી તે રત્નપ્રભા સ્હામું જોઇ હસવા લાગી.

રત્નપ્રભાઃ—માલતી ! તું એવી ને એવીજ રહી. નજીવી વાતમાં આ બિચારી સરલાને કેટલી બધી બનાવે છે ? ( સખીઓને ) ચાલો સખીઓ ! આપણે ત્યાં જઇને તપાસ કરીએ કે તે કોણ છે ?

માલતીઃ—બ્હેન ! જો જો ! કયાંક તપાસ કરવા જતાં તમે પણ પ્રેમઘેલાં બની ના જતાં ! નહિ તો અમને પંચાત પડશે ?

રત્નપ્રભાઃ—હવે તું લવારો મૂકીને મ્હારી સાથે ચાલીશ ?

સઘળી સખીઓને લઇ રત્નપ્રભા જ્યાં રણમલ સૂતો હતો ત્યાં જઇ પહોંચી અને તેને સર્વે સુંદરીઓ જોવા લાગી. તેનો ભવ્ય મનોહર ચ્હેરો જોતાંજ રત્નપ્રભા તો દીવાની બની ગઇ ને મનમાં વિચાર કરવા લાગીઃ-“ અહા ! આ પુરૂષ કોણ હશે ? શું કામદેવ પોતે તો અહિં નહિ પધાર્યા હોય ? કોઈ દેવકુમાર મનુષ્યરૂપ ધારણ કરીને તો નહિ આવ્યા હોય ? અહા ! શું તેની મુખાકૃતિ છે ? તેનું વદનકજ કેવું તેજસ્વી જણાય છે ? અરેરે ! તેને જોતાંજ મ્હારા જીવને આમ કેમ થઇ જાય છે ? હૃદય વિંધાઈ જાય છે અને દિલમાં અજબ દર્દ થાય છે. અરે ! આ તે કોઇ બાળબ્રહ્મચારી હશે, કે કોણ હશે ? ગમે તે હો, પણ આ સુંદર યુવક બ્રહ્માની કારિગરીનો એક અદ્‌ભુત નમુનો લાગે છે. હવે તે જાગે તો ઠીક પડે. ”

આવા વિચાર કરતી રત્નપ્રભા એક પુતળીની માફક રણમલને નિહાળવા લાગી. રાજકુમારીની આવી વિચિત્ર દશા જોઇ માલતીથી

ચૂપ રહેવાયું નહિ તેથી તેણે હસતાં હસતાં રાજકુમારીનો હાથ ઝાલી કહ્યું:-"કેમ બહેન! એટલામાંજ આમ ઘેલાં બની ગયાં કે? બહેન! આજ્ઞા હોય તો હું એને જાગ્રત કરૂં?"

માલતીનાં વચનોથી રત્નપ્રભા ચમકી ને તેણે શરમથી નીચું જોયું. વળી પાછી માલતી કહેવા લાગી:-"બહેન! શા માટે શરમાઓ છો?"

રત્નપ્રભા–સમજાય નહિ વ્હાલી સખી કે દિલમહિં શું થાય છે?
વાગ્યો અરે છે જખ્મ કારી, એટલું સમજાય છે.
તન બદન આ સળગી જતું, કામાગ્નિ શે સંતાપતો?
મારી કટારી ને હવે, આ હૃદયને એ કાપતો.

માલતી–ઓ સખી! સમજુ તું શાણી, કેમ રે અકળાય છે?
ચિરજવાળું માનવી, નિશ્ચય સુખી તો થાય છે.
શ્યામસુંદર આવીને, આલિંગશે સહિયર તને;
આ વિરહ અગ્નિ હોલવી, એ અર્પશે શાંતિ તને.

સમજી? મ્હારી ઘેલી બહેન! હવે અકળાઇશ નહિ. ત્હારાં લગ્ન હવે થોડા સમયમાંજ થશે. પછી ત્હારા શ્યામ આવશે. તે તને રમાડશે જમાડશે ને પ્રેમનો પાઠ પઢાવશે. સમજ્યાં, મ્હારાં ડાહ્યાં બહેન?

રત્નપ્રભા:–માલતી, માલતી! ત્હારે મન તો મશ્કરી છે; પણ મ્હારો તો જીવ ગભરાય છે, હૃદય અકળાય છે અને મને કંઇ કંઇ થાય છે!

માલતી:–ન ગભરાશો બહેન! એ તો પ્રેમના ભણકારા હશે. હાં! હૃદયમાં મદનરાજની સ્વારી પધાર્યાના ડંકા વાગતા હશે. માટે ન ગભરાશો. વખત આવ્યે સહુ સમજાશે, બહેન!

રત્નપ્રભા:–માલતી! હું તને પગે લાગુ છું; તું મારી મજાક કરવાનું છોડી દે. બળતીને બાળી શા માટે હરખાય છે? હવે તને જેમ યોગ્ય લાગે તેમ કર. (સખીઓને) સખીઓ! ચાલો હવે આપણે અહિંથી જઇએ.

એમ કહી તેણે ત્યાંથી ચાલવા માંડયું. તેને જતી અટકાવી વળી પાછી માલતી કહેવા લાગી:-"ઉભાં રહો, બહેન! ઉભાં રહો. ફરી ફરીને આવો સમય નહિ મળે, માટે ધરાઇ ધરાઇને આ મૂર્તિનાં

દર્શન કરી લ્યો. ”

રત્નપ્રભા આ વાકયોનો કાંઇ પણ ઉત્તર આપ્યા વિના ચાલવા લાગી ને તેની પાછળ સખીઓ પણ ચાલી.

તેઓ સરોવર પાસે આવી ઉભાં રહ્યાં. પછી થોડી વારે સર્વ સખીઓ પુષ્પ વિણવા ચાલી ગઇ. સખીઓ ફૂલ વિણતી વિણતી ઘણે દૂર નીકળી ગઇ. હવે રત્નપ્રભા એકલી પડી તેથી તેને સૂતેલા રણમલને ફરી જોઈ આવવાના વિચાર આવવા લાગ્યા. તે મનમાં ને મનમાં બોલવા લાગી કેઃ—

પરદેશી મેમાન હૈયું અંતર મેહ તું ચાતક હું થઈ ગઈ
મોહન મંત્ર વાજીંત્ર સમા સ્વર ઉપર હું તો દીવાની થઇ
વીલાસી વિદેશી પ્રવાસી નીહાળતાં કામશરે હું વીંધાઇ ગઈ
ચંદ્રવદનના દર્શનથી આ કુમુદીની પુર્ણ વીકાસી રહી
બે દરદી અનજાણ મનહર મોહ પામી થઈ હું દરદી .
પાણીનો જંતુ તું કયાંથી પીછાણશે ગ્રીષ્મ રૂતુ તપતી ગરદી—પરદેશી.

વળી તેને વિચાર આવ્યો કેઃ—“ સઘળી સખીઓ ચાલી ગઇ છે ત્યારે આ સુયોગનો લાભ લઇ ચાલ હું એ મ્હારા મનહરનું ફરીથી એક વખત દર્શન કરી આવું. ” આમ વિચારી રત્નપ્રભા જ્યાં રણમલ સૂઇ રહ્યો હતો ત્યાં જવા લાગી.

અહિં સૂતેલા રણમલની આંખો ઉપર સૂર્યનારાયણનાં કિરણોનો પ્રકાશ પડવાથી તે જાગી ઉઠયો હતો અને નગરમાં જવાનો વિચાર કરતો હતો તેવામાં રાજકુમારી રત્નપ્રભા ત્યાં હંસગતિથી ચાલતી આવી પહોંચી. તેને જાગેલો જોઇ રત્નપ્રભા પોતાના કરેલા સાહસ માટે પસ્તાવા લાગી અને હાલ્યા ચાલ્યા સિવાય જમીન તરફ જોતી નીચી નજર રાખી ત્યાં ઉભી રહી. રણમલ પણ તેને જોતાંજ આશ્ચર્યચકિત બની ગયો ને તેના મુખ તરફ જોઇ મનમાં તેની સૌંદર્યતાનાં વખાણ કરવા લાગ્યોઃ—“ અહા ! આ બગીચામાં આ અપ્સરા કયાંથી ? ના ના, અપ્સરા તો દેવલોકમાં હોય. ત્યારે શું આ કોઇ પદ્મિની હશે કે શૃંગીઋષિને છળનારી મેનકા હશે ? અહા !

શું તેની સુંદર કાન્તિ છે ! ?"

શું ચંદ્ર કે આ વદન છે, રામા રસિક રંભા તણું;
ચક્ષુ હશે કે શું હશે, તારા ચળકતા હું ગણું.
આ કમળવદની સુંદરી, રૂપે ગુણે છે માલતી;
કેશરી સમ કટી જેની, હંસ ચાલે ચાલતી.
શિર કેશ કાળા નાગ સરખા, વેણીમાં પુષ્પો ભર્યા;
આ કામિનીને દેખતાં, મુજ ચક્ષુઓ અધીરાં બન્યાં.

"અરે ! પણ હું તેને શી રીતે પુછું કે તું કોણ છે ?"

તેવામાંજ રત્નપ્રભાએ શરમને દૂર કરી, રણમલની નજીક આવી હિંમતથી પૂછ્યું:-"આપ કોણ છો ? આ બગીચામાં તમે વગર રજાએ કેમ પ્રવેશ કર્યો છે ?"

રણમલ:-( સ્વગત ) બોલી તો ખરી ! શી બોલવાની છટા છે ! વાહ વાહ ! ( પ્રકટ ) બાળા ! હું એક મુસાફર છું. મ્હારૂં નામ રણમલ છે. હું ક્ષત્રી પુત્ર છું. આ નગરમાં જતા પહેલાં આ બગીચો જોવાની ઇચ્છાથી મ્હેં અહીં પ્રવેશ કર્યો છે. હવે તમે તમારી ઓળખાણ આપશો.

રત્નપ્રભા:-હું અહિંના પ્રતાપી મહારાજા રણજીતસિંહની પુત્રી છું. મ્હારૂં નામ રત્નપ્રભા છે. તમે આ બગીચામાં વગર આજ્ઞાએ પ્રવેશ કર્યો તેને માટે તમારે ઘણીજ સખ્ત શિક્ષા ખમવી પડશે.

રણમલ:-શું શિક્ષા ? !

રત્નપ્રભા:-હા, શિક્ષા, ને તે વળી ઘણીજ ભારે, સમજ્યા !

રણમલ:-( દયામણે મુખે ) જેવી તમારી ઇચ્છા. તમે મહારાજાનાં પુત્રી છો ત્યારે તમેજ કૃપા કરી સેવકને ક્ષમા નહિ આપી શકો ? જો તમે મ્હને ક્ષમા આપશો તો મ્હારા પર તમારો ઘણોજ ઉપકાર થશે.

રત્નપ્રભા:-વારૂ, તે ઉપકારનો બદલો શો વાળી આપશો ?

રણમલ:-બદલો ? હું ગરીબ માણસ તમને રાજકુમારીને હાલમાં શો બદલો આપી શકું તેમ છું. ઇશ્વર તમને તેનો બદલો આપશે.

રત્નપ્રભા:-વાહ વાહ ! બોલતાં તો ઘણુંજ સરસ આવડે છે.

મધુર વચનો બોલીને છૂટવાની આશા રાખતા નહિ.

રણુમલઃ—રાજકુમારી ! શું ત્યારે તમે મ્હને અત્રે કેદ કરવો ધાર્યો છે ?

રત્નપ્રભાઃ—વિચાર તો એવોજ કરૂં છું.

રણુમલઃ—( ગભરાઇને ) હેં ! શું સત્ય કહો છો ? રાજકુમારી ! મ્હેં તમારો એવો શો અપરાધ કર્યો છે કે તમે મ્હને આટલી બધી સખ્ત શિક્ષા કરવાનો વિચાર રાખો છો ?

રત્નપ્રભાઃ—તમે તો એક મ્હોટી ચોરી કરી છે.

રણુમલઃ—( આશ્ચર્યયુક્ત ) હેં ! શું મ્હેં ચોરી કરી છે ?

રત્નપ્રભાઃ—હા, તમે ચોરી કરી છે.

રણુમલઃ—બાળા ! તમે આ શું કહો છો ? મ્હને કહેશો કે મ્હેં શું ચોર્યું છે ?

રત્નપ્રભાઃ—( હસીને ) મ્હારૂં હૃદય.

રણુમલઃ—( સ્વગત ) અરે ! એણે તો મ્હને ખરેખરો બનાવ્યો. ( પ્રકટ ) એમ કે ? હવે હું સમજ્યો. ત્યારે એમ ચોખ્ખું બોલોને કે જલદી ખબર પડે. રાજકુમારી ! તમે પણ ઘણાંજ ચતુર જણાઓ છો. ના ના, મ્હેં એમ કરેલુંજ નથી.

રત્નપ્રભાઃ—નથી શું ? તેને તમે ગુપ્તસ્થળે રાખ્યું છે.

રણુમલઃ—ત્યારે તમે તેને શા માટે બરાબર સંભાળ્યું નહિ ?

રત્નપ્રભાઃ—શી રીતે સંભાળાય ? ઠગારા ! તમે મ્હને ઠગી લીધી છે.

રણુમલઃ—એમ કે ? ત્યારે તો તમે પણ કોઈ કામણગારાંજ જણાઓ છો. અરે ! મ્હારૂં હૃદય પણ હાલ મ્હારી પાસે નથી તેથી મ્હને લાગે છે કે તે તમેજ હરી લીધું હશે ?

રત્નપ્રભાઃ—વાહરે વાહ ! પોતે જાતે ચોર છો એટલે બીજાંને પણ ચોર કહો છો ?! આ તો ચોર ઉલટો કોટવાળને દંડે એવો ધાટ તમે પણ કર્યો જણાય છે.

રણુમલઃ—રત્નપ્રભા ! હું ઇશ્વરને સાક્ષી રાખીને કહું છું કે મ્હારૂં હૃદય તમેજ ચોર્યું છે. તમે અઠંગ ચોર છો તેમજ ધુતારાં પણ છો.

રત્નપ્રભાઃ—ચાલો ત્યારે પત્યું; આપણો બન્નેનો ફેંસલો થઇ ગયો. તમે ને હું બન્ને ચોર. વીર કુમાર! આ રંક બાળાની એક વિનંતિ સ્વીકારશો, દાસી પર દયા લાવશો.

રણમલઃ—અરે એ શું બોલ્યાં? તમારે માટે પ્રાણ આપવા પણ આ સેવક તૈયાર છે.

રત્નપ્રભાઃ—તો આ રત્નપ્રભાને તમારા હૃદયમંદિરમાં સ્થાન આપો.

રણમલઃ—અરે સ્થાન મળ્યા પહેલાં તો તમે કયારનાંય મ્હારા હૃદયમંદિરમાં પ્રવેશ કરી ચૂકયાં છો. બાળા! તમે મ્હને તમારો પ્રેમ અર્પી કૃતાર્થ કર્યો છે તેને માટે હું તમારો ઉપકાર વિસરનાર નથી. હવે મ્હને જવાની રજા આપશો?

રત્નપ્રભાઃ—હેં! કયાં જવું છે? શું ચકોરી ચંદ્રને તજી દૂર રહેશે કે? માછલી જળથી જૂદી પડશે કે? મારા હૃદયનાથ! જરા સબુર કરો! જવાય છે એટલી બધી શી ઉતાવળ છે (એમ કહી રત્નપ્રભાએ રણમલનો હાથ પકડયો.)

રણમલઃ—(હાથ છોડાવી) રાજકુમારી! આ ભટકતા મુસાફરની સાથે પ્રેમ કરતા પહેલાં વિચાર કરજો જેથી પાછળથી પસ્તાવું ન પડે!

રત્નપ્રભાઃ—જે થાય છે તે યોગ્યજ છે તેમાં કાંઇ પસ્તાવાનું નથી.

રણમલઃ—તો સારૂ. બાળા! હવે મ્હને જવા દ્યો; કોઇ આવી ચઢશે તો આપણે શરમાવું પડશે.

રત્નપ્રભા—તમારાથી વિખૂટી પડતાં આ હૃદયમાં કાંઇ કાંઇ થઇ જાય છે; વ્હાલા! હું તમને મારી જીભે તો જાઓ નહિજ કહું.

"ત્યારે એમને બંદીવાન્ બનાવી હૃદયમંદિરમાં પૂરી દ્યો એટલે તેઓ તમારી પાસેથી ખસસેજ નહિ" એમ બોલતી બોલતી માલતી પાછળથી આગળ આવી.

માલતીને જોઈ રાજકુમારીએ શરમથી નીચું જોયું. રણમલ ત્યાંથી ગભરાઇને જવા લાગ્યો. તેને જતો જોઇ માલતી આગળ વધી તેને પકડી ઉભો રાખી કહેવા લાગીઃ—"કુમાર! તમે પણ આવા નિર્દય હશો એમ હું નહોતી ધારતી!"

રણુમલ્લઃ—( ગભરાઇને ) મ્હને જવા દ્યો.

માલતીઃ—કુમાર ! ગભરાશો નહિ; મ્હારી સખીનું ચિત્ત ચોરી આમ ભર જંગલમાં તેને એકલીને નિરાધાર મૂકી જવાતું હશે કે ? ઉભા રહો, હું તમને બંને જણને વિદાય કરૂં. ( પછી રત્નપ્રભા તરફ જોઇ કહેવા લાગી ) કેમ બ્હેન ! શું વિચાર કરો છો ? આ કુમારની સાથે જવું છે કે ?

રત્નપ્રભાઃ—( ક્રોધથી ) માલતી ! તું હદથી વધારે બોલે છે હોં ! આ વખતે હું ત્હારૂં કશું પણ સાંભળતી નથી. જા, ત્હારાથી જેમ બોલાય તેમ બોલ. આમાનું હું કશું પણ જાણતી નથી તેમ આ રાજકુમારને પણ હું ઓળખતી નથી. બોલ, તું શું કહે છે ?

માલતીઃ—હાસ્તો બ્હેન ! શેનાં ઓળખો ? એક બીજા સાથે પ્રેમસંવાદ થાય એટલે કાંઇ ઓળખાય ! ?

રત્નપ્રભાઃ—અરે ! તું બધું જાણી ગઇ હોય એમ લાગે છે ને !

માલતીઃ—બ્હેન ! જ્યારે તમે એકલાં આ કુમાર તરફ પધાર્યાં ત્યારે પછી આ માલતીને તમારા સિવાય ચેન ન પડ્યું તેથી હું પણ તમને ખોળતી ખોળતી આ તરફ આવી હતી ને અહીં પાસેજ છૂપાઇને તમારો પ્રેમસંવાદ સાંભળતી હતી. તમે તમારો પ્રેમ આ રાજકુમારને અર્પણ કર્યો છે તે જાણી હું ઘણીજ ખુશી થઇ છું. બ્હેન ! હું તો તમારી સખી છું, બે ઘડી વિનોદ પણ કરૂં; માટે મ્હારાથી તમારે શરમાવું ન જોઇએ.

રત્નપ્રભાઃ—બ્હેન ! તું તો મ્હારી પ્રાણથી પણ અધિક વ્હાલી સખી છે એટલે ત્હારાથી મ્હારે શા માટે ભેદ રાખવો જોઇએ ? વ્હાલી સખી ! સાંભળ, મ્હેં આ રાજકુમારને મ્હારો પ્રેમ અર્પણ કર્યો છે. હું તેમની સાથે મન વચનથી બંધાઈ ચૂકી છું. હવેથી તેઓ મ્હારા પ્રાણેશ્વર છે અને હું તેમની પ્રાણેશ્વરી છું. પ્રિય બ્હેન ! શું આ વાત પિતાજી કબૂલ રાખશે ?

માલતીઃ—બ્હેન ! જે કાળે જે થવાનું છે તે તેની મેળેજ થયા કરે છે. જ્યારે આટલું બધું થયું છે ત્યારે હવે પિતાજી તરફની શા

માટે ફિકર રાખવી જોઇએ ? જે થશે તે સારૂંજ થશે; માટે ચિંતાનો ત્યાગ કરો. વારૂ બહેન ! આ કુમાર કોણ છે તથા કયાંના રહેવાસી છે તેની ત્હેં પૂરેપૂરી તપાસ કરી છેને ?

રત્નપ્રભાઃ—ના બહેન ! તેઓ એક સત્યવાદી શૂરવીર ક્ષત્રી કુમાર છે તેટલુંજ હું જાણું છું. બીજું કાંઇ જાણુતી નથી.

માલતીઃ—બહેન ! ત્હારે સાહસ કરવું જોઇતું નહોતું. ત્હારે પૂરી તપાસ કર્યા સિવાય પ્રેમ અર્પણ કરવો નહોતો. કદાચ આ રાજકુમાર તને નહિ ચ્હાતા હોય તો ?

રત્નપ્રભાઃ—તેમ કદી બનેજ નહિ. મારા મનમાં તેમની તરફ સત્ય પ્રેમ છે તો તેમનો મ્હારા પ્રત્યે પ્રેમ કેમ ના હોય ? સખી ! હવે તેજ મ્હારો નાથ અને તેજ મારો પ્રાણાધાર છે. સાંભળઃ—

એજ એજ અલબેલો છેલો, બાંકી સૂરત વાળો છે;
એજ એજ ઠગ બગ રૂપાળો, કપટી કાગજ કાળો છે.
એજ એજ મુજ ભીતર ભેદક, ભારી ભમરનો ભાલો છે;
એજ એજ મુજ કાળજ વેધક, કાતિલ નેણ કટારો છે.
એજ ઠગારો એજ ધૂતારો, એજ લુંટારો મ્હારો છે;
એજ જાદુગર કામણગારો, મુજ મનનો હરનારો છે.

નવલ કુસુમ.

સખી ! મ્હારૂં મન તે રસિલાને મળવા અધીરૂં થઇ રહ્યું છે અને હું તેનીજ માળા હવે જપ્યા કરૂં છું.

માલતીઃ—ધીરજ રાખ, બહેન ! ધીરજ રાખ; ઉતાવળ ન કર. ત્હારી આશા શ્રીવિશ્વનાથ પૂર્ણ કરશે. ( રણમલને ) રાજકુમાર ! અવિનય માટે ક્ષમા કરજો. આપ અમને આપનો સંપૂર્ણ પરિચય આપશો એવી અમે આશા રાખીએ છીએ.

રણમલઃ—આર્યબાળાઓ ! તમને હાલ તો હું એટલુંજ જણાવું છું કે હું અજીતગઢાધિપતિ મહારાજા કેશરીસિંહનો ન્હાનો રાજકુમાર છું ને મ્હારૂં નામ રણમલ છે. તમે સમજુ ને સદ્દગુણી છો માટેજ તમને જણાવું છું કે મહેરબાની કરી તમારે મ્હને થોડા દિવસ સુધી જાહેર કરવો નહિ. સમય આવ્યે હું પોતે મારી મેળે

જાહેર થઈશ.

માલતીઃ–( આશ્ચર્યથી ) શું આપ કેશરીસિંહ મહારાજાના ન્હાના પુત્ર રણમલ્લસિંહ છો ? વાહ ! વિધાતા વાહ ! ત્હારી ગતિ ન્યારીજ છે ! બહેન રત્નપ્રભા ! ત્હારૂં ભાગ્ય પણ બળવાન્ છે. પ્રભુ તમને સર્વદા સુખી રાખો.

રાજકુમારી તો રણમલ્લનું નામ સાંભળતાંજ આનંદ સાગરમાં તરવા લાગી.

રણમલ:–રાજકુમારી ! હવે મને જવાની રજા છે ?

રાજકુમારીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ તેટલામાં તો બ્હાર ચોપદારની નેકી સંભળાઈ અને માલ્લતી બોલી ઉઠીઃ–" બહેન ! બાપુ પધાર્યા. "

રત્નપ્રભાઃ–હવે કેમ કરીશું ?

માલતીઃ–ગભરાય છે શાને ? ચાલો આપણે આ બગીચાને પાછલે બારણે જ્યાં આગળ આપણી સર્વે સખીઓ પુષ્પ વીણે છે ત્યાં જઇ તેમને સાથે લઇ બ્હાર નીકળી જઇએ.

આમ કહી રત્નપ્રભાનો હાથ પકડી માલ્લતીએ ચાલવા માંડયું. થોડી વારે મહારાજા રણજીતસિંહે એ બગીચામાં પ્રવેશ કર્યો.



## પ્રકરણ ૨૪ મું.

### દુઃખ પાછળ સુખ.

" સુખ દુઃખ આ સંસારમાં, ઘડી ઘડી આવે જાય;
ચડતી પડતીનો છાંયડો, પળમાં પલટાઈ જાય. "

જે વખતે માણુસને માથે દુઃખના ડુંગર આવી પડે છે તે વખતે તે અતિશય અકળાય છે. દુઃખની અંદર ધિરજ ધરનારા પુરૂષો વિરલાજ હોય છે. વિપત્તી એ સઘળા મનુષ્યોની કસોટી છે. માણુસ તેમાં ઘડાઈ ઘડાઈને આખરે સીધે રસ્તે આવે છે ને પ્રભુને ઓળખતાં શિખે છે; માટે માણુસ માત્રે આ સંસારમાં જો દુઃખ

પડે તો તે ધિરજથી સહન કરવું. પહેલું દુઃખ પડશે તો પછી સુખ મળશે. જેમ દિવસ પછી રાત્રિ ને રાત્રિ પછી દિવસ આવ્યે જાય છે તેવી રીતે મનુષ્યોને પણ આ સંસારમાં સુખ પાછળ દુઃખ વારાફરતી ભોગવવું પડે છે. આ દુનિયામાં કોઇ સુખી છેજ નહિ. દરેકને અનેક જાતના ઉપાધીઓ તો વળગેલીજ હોય છે; માટે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખીને દુઃખ વખતે સર્વેશ્વર સચ્ચિદાનંદનું ધ્યાન ધરવું જેથી તે આપણા કષ્ટનો નાશ કરશે. જે મનુષ્ય હંમેશાં સચ્ચિદાનંદનું સ્મરણ કરે છે તે મનુષ્ય સર્વ પ્રકારનાં દુઃખ કલેશથી મુકત થાય છે. જેમ અગ્નિને જાણીને અથવા તો અજાણતાં અડીએ તો પણ દઝાવાય છે તેવી રીતે જાણ્યે અજાણ્યે પ્રભુનું સ્મરણ કર્યાથી આ ભવસાગર સ્હેજે તરાય છે. ઇશ્વર મનુષ્યને તેના કર્મના સંસ્કારથી દુઃખ આપી કસે છે ને તેમાં મનુષ્ય જો અડગ રહે છે તો પછી એકદમ તે સુખની પરિસીમાએ પહોંચે છે; તેવી રીતે રણમલને પણ દુઃખ પાડી કસવામાં પ્રભુએ કાંઈ બાકી રાખી નથી.

રત્નપ્રભા તથા માલતીના ગયા પછી રણમલ મહારાજાને બગીચામાં આવેલા જોઇ ગભરાઈ ગયો. પોતે સંતાઈ જવાના વિચારથી આમતેમ જોવા લાગ્યો. એટલામાં બગીચામાં બનાવેલી વૃક્ષોની ભૂલભૂલામણી તેની નજરે પડી તેથી તે એકદમ તે તરફ ગયો. એ ભૂલભૂલામણીમાં છૂપાયા પછી રણમલે વિચાર્યું કેઃ—“ અહિં મહારાજા અથવા તો બીજું કોઈ પણ મ્હને જોઇ શકશે નહિ માટે હાલ તો આ ઠેકાણે છૂપાઇ રહેવામાંજ સાર છે. ” એમ મનમાં વિચાર કરી રણમલ તે ભૂલભૂલામણીમાં એક વૃક્ષની નીચે સૂતો.

ઉન્હાળાની ૠતુ અને વળી ખરો મધ્યાન્હકાળ હતો એટલે બ્હાર સખત તડકો પડતો હતો; પણ આ ભૂલભૂલામણીમાં તો વૃક્ષોની ઘટાને લીધે શીતળ પવન આવતો હતો. ઠંડા પવનને લીધે ભૂખ્યો રણમલ જેવો સૂતો તેવોજ ઉંઘી ગયો. અહા ! જેને એક છિંક આવતાં હજારો માણસો ખમા ખમા કરી આસપાસથી દોડી આવતાં અરે ! જેને ટાઢ તડકાનો બિલકુલ અનુભવ નહોતો તે રાજકુમારની

આવી શોચનીય દશા ? અરે ! તેને એક વખતના વાળુના પણ વાંધા ? હા ! ભાગ્યદેવિ ! ત્હારી અકળકળાને કોણ કળી શકે તેમ છે ?

રણમલને નિદ્રાધીન થયાને થોડીજ વાર થઇ તેટલામાં તે સૂતો હતો તે ઝાડના થડ પાસેથી એક ભયંકર કાળો વિષધર નાગ જાણે હમણાંજ આ કોમળ રાજકુમારના પ્રાણનો નાશ કરશે એવી રીતે ફુંફાડા મારતો પોતાના દરમાંથી બ્હાર નીકળ્યો. “પણ રામ રાખે તેને કોણ ચાખે” તે કહેવત અનુસાર તે નાગ તેના દરની પાસે કોઈ મનુષ્ય સૂતો છે જાણી તેની બાજુમાં થઇને નીકળ્યો ને તેની આસપાસ ફરી તે રાજકુમારના પગ ઉપર ચઢયો. હમણાંજ આ રાજકુમારનો અંત આવશે, હમણાંજ આ ફણિધર આ નિર્દોષ બાળકને દંશ દેશે એમ જો કોઇ જોનાર હોય તો તે તરતજ કહી દે; પણ ઉલટો તે તો તેના શરીર પરથી નીચે ઉતરી ગયો ને રણમલના મસ્તક પાસે આવી માથા ઉપર પોતાની ફણા માંડી ડોલવા લાગ્યો.

આ સમયે મહારાજા રણજીતસિંહ પોતાના પ્રધાનજી સાથે ફરતા ફરતા ત્યાં આવી ચઢયા. મહારાજા જેવા આગળ વધવા જાય છે તેવામાં એકાએક પ્રધાનજીની નજર રણમલના શિર પર ફણા માંડી રહેલા નાગ ઉપર પડી. તેણે ચમકીને એકદમ મહારાજાનો હાથ ઝાલી તેમને આગળ વધતા અટકાવીને કહ્યું:—“મહારાજા ! જુઓ જુઓ, સ્હામે કોઇ બાળક સૂતો છે તેની ઉપર ફણા માંડીને એક મ્હોટો નાગ બેઠો છે. કદાચ તે છોકરો ઉંઘમાં તેનું પાસું બદલશે ને જો નાગનું કાંઈ અંગ દબાશે તો જરૂર તે તેનો પ્રાણ લેશે એમ મ્હને લાગે છે.”

મહારાજા પણ થોડી વાર સુધી વિચારમાં પડી બોલ્યા:—‘ નક્કી આ કોઈ રાજબીજ લાગે છે. આ છોકરો જરૂર ભવિષ્યમાં ચક્રવર્તી રાજા થવાનો છે તેથીજ આ નાગ તેના પર ફણા માંડીને બેઠો છે.”

એટલામાં તે નાગ મનુષ્યનો પગરવ સાંભળી એકદમ પોતાના દરમાં ચાલ્યો ગયો. નાગને ગયેલો જોઈ મહારાજા તથા પ્રધાનજી આનંદ પામ્યા. પછી મહારાજાએ પ્રધાનજીને સંબોધીને કહ્યું:—



મહારાજા રણમલસિંહને આગળ વધતા અટકાવી પ્રધાનજી બોલ્યા:–'મહારાજા ! જુઓ જુઓ, સ્હામે કોઈ બાળક સુતો છે તેની ઉપર ફણા માંડીને એક નાગ બેઠો છે.'

"પ્રધાનજી! હું પાસેના લતામંડપમાં બેઠો છું. તમે આ છોકરા પાસે રહો ને તે જાગે ત્યારે તેને સાથે લઈ મ્હારી પાસે આવજો." એમ કહી મહારાજા લતામંડપ તરફ ચાલ્યા ગયા.



## પ્રકરણ ૨૫ મું.

### ભાગ્યોદય અને લગ્ન.

"તગદીર આડું પાદડું, પળમાં પલટાઈ જાય;
પ્રભુ ઈચ્છાથી રંક પણ, રાજ્યપદે પૂજાય"

રણજીતસિંહના ગયા પછી સુજ્ઞ પ્રધાન રણમલની પાસે બેઠો અને તેના મુખ પરનો પરસેવો દૂર કરવાને પોતે પોતાના રૂમાલથી તેને પવન નાંખવા લાગ્યો. આથી રણમલ જાગી ઉઠ્યો અને પોતાની પાસે કોઇ નવીન માણસને બેઠેલો જોઇ આશ્ચર્ય પામ્યો. પ્રધાન રણમલનો હાથ ઝાલી કહેવા લાગ્યોઃ–'છોકરા! ગભરાઈશ નહિ. આજથી ત્હારા ભાગ્યનો ઉદય થયો છે. તને અમારા મહારાજાએ સૂતેલો જોઈ મ્હને અહીં ત્હારી પાસે બેસાડેલો છે. છોકરા! તું ઉઠી બેઠો થા અને તૈયાર થઇ મ્હારી સાથે અમારા મહારાજાની પાસે ચાલ; કારણ કે તને તેમની પાસે લઇ જવાનો તેમણે મ્હને હુકમ કરેલો છે." આ બધી હકીકત જણાવ્યા પછી પ્રધાનજીએ રણમલને નાગ વિષેની હકીકત પણ કહી સંભળાવી.

આ સઘળું પોતાની નિદ્રાવસ્થામાં બની ગયેલું સાંભળી રણમલ આશ્ચર્ય પામ્યો અને પ્રધાનજીના કહેવા મુજબ તે તેમની સાથે લતામંડપમાં મહારાજાની પાસે ગયો. ત્યાં તે મહારાજાને સવિનય પ્રણામ કરી મૂંગે મોઢે ઉભો રહ્યો.

મહારાજાએ તેને પૂછ્યું:–"છોકરા! તું કોણ છે અને અત્રે ત્હારૂં આવવું શા કારણથી થયેલું છે?"

રણમલઃ–મહારાજ! હું એક ક્ષત્રી કુમાર છું અને દેશાટન કરવાની ઇચ્છાથી ઘર છોડી નીકળેલો છું.

રણજીતસિંહઃ—ત્હારાં માતા પિતા કોણ છે ? તું ક્યાંનો રહેવાસી છે તથા ત્હારૂં નામ શું છે વગેરે સત્ય હકીકત જણાવ ?

રણમલઃ—મહારાજ ! મ્હારૂં નામ રણમલ્લ છે ને અજીતગઢાધિપતિ મહારાજા કેશરીસિંહનો હું ન્હાનો કુમાર છું.

રણજીતસિંહઃ—(સ્વગત) અરે ! આ હું શું સાંભળુ છું ? પ્રકટ) કુમાર ! હું ધારૂં છું કે ત્હારે એક મ્હોટો ભાઇ હતો ને ?

રણમલઃ—જી હા, મ્હારા મ્હોટા ભાઇનું નામ ચંદ્રસિંહ છે ને તેઓ હાલ વિજયનગરનો રાજ્યાધિકાર ચલાવે છે.

રણજીતસિંહઃ—(સ્વગત) અરે ! હા ! હવેજ મને બધું જણાયું કે પાપાત્મા ઝેરીમલે મ્હને અસત્ય હકીકત સમજાવી ઠગ્યો છે. ઠીક છે; તેને પણ આગળ જોઇ લેવાશે. (પ્રકટ) રણમલ્લ ગભરાઇશ નહિ; જો કે હું અને ત્હારા પિતા પૂર્વે એક બીજાના પ્રતિસ્પર્ધી હતા; પણ અત્યારે ત્હારાં સત્ય વચનોથી પ્રસન્ન થઇ મ્હારૂં સઘળું વૈર ભૂલી જાઉં છું. હું આજથી ત્હને મ્હારો પોતાનો બાળક ગણું છું રણમલ ! તમને બન્ને ભાઇઓને કષ્ટ આપનાર પાપી ઝેરીમલને હું અવશ્ય શિક્ષા કરીશ. તું મ્હારી પાસે આવ.

આમ કહી મહારાજાએ તેને પોતાની પાસે બેસાડ્યો. ત્યાં થોડો સમય બેઠા પછી મહારાજા રણમલને લઇ પ્રધાન સાથે રાજમહેલમાં જઇ પહોંચ્યા. રણમલ્લ પિતાની સાથે રાજમહેલમાં આવ્યા છે એમ સાંભળી રત્નપ્રભા ઘણીજ ખુસી થઇ અને હવે તને ક્યારે મળાશે તેના વિચારમાં આમતેમ ફેરા મારવા લાગી. રાજમહેલમાં આવ્યા પછી મહારાજાએ રણમલને માટે ભોજનની ગોઠવણ કરવા નોકરને ફરમાવ્યું અને તેનો તરતજ અમલ થયો.

રણમલને નોકરની સાથે બીજા ખંડમાં જમવા માટે ગયેલો જોઈ મહારાજાએ પ્રધાનજીને કહ્યું:—"પ્રધાનજી ! આ અજીતગઢાધિપતિ મહારાજા કેશરીસિંહનો પુત્ર મ્હારી રત્નપ્રભાને લાયક છે માટે આપણી રત્નપ્રભાનું લગ્ન તેની સાથે કરીને મ્હારૂં રાજ તેને કન્યાદાનમાં આપવાનો મ્હારો વિચાર છે." આ બાબતમાં તમારી શી

સલાહ છે તે જણાવો.

પ્રધાનઃ—મહારાજાનો વિચાર ઉત્તમ છે; પણ મ્હને શંકા રહે છે કે આ ન્હાનો બાળક રાજ ચલાવી શકશે કે કેમ ?

રણજીતસિંહઃ—સુજ્ઞ પ્રધાન ! સિંહનાં બાળ તે સિંહજ હોય છે. મોરનાં ઈંડાંને ચિતરવાં પડતાંજ નથી. મ્હારા સમજવા પ્રમાણે તે ઘણીજ ઉત્તમ રીતે રાજ ચલાવી શકશે. વળી તમે પાસે છો એટલે તેને કોઈ પ્રકારની અગવડતા વેઠવી પડશે નહિ. તેને તમે સારી સલાહ આપશો એવી મ્હારી સંપૂર્ણ ખાત્રી છે. પ્રિય મંત્રીશ્વર ! હવે હું આ સંસારની ઉપાધીથી કંટાળ્યો છું માટે તેને રાજ સોંપી આ સઘળી માયાનો ત્યાગ કરી ફક્ત સચ્ચિદાનંદ પરમાત્માનું ધ્યાન ધરવા જંગલમાં જઈ એકાંત સ્થળે મ્હારૂં અવશેષ જીવન નિર્ગમન કરવાનો મ્હારો વિચાર છે.

પ્રધાનઃ—રાજેન્દ્ર ! આપ એ શું બોલ્યા ? જ્યાં આપ ગમન કરશો ત્યાં આપનો પ્રધાન પણ સાથેજ આવશે. મ્હને પણ હવે આ સંસારની વાંચ્છના નથી. હું પણ હવે આપની સાથે પ્રભુનું ભજન કરી એકાંત જીંદગી ગાળવા ઇચ્છું છું.

રણજીતસિંહઃ—સુજ્ઞ પ્રધાનજી ! હાલ હું તમને સાથે લઇ જવા યોગ્ય ધારતો નથી. તમે અત્રે રાજમાં રહી રાજ સંબંધીનું જ્ઞાન રણમલને આપજો. જ્યારે સમય આવશે ત્યારે હું તમને મ્હારી પાસે બોલાવીશ. હાલ મ્હારૂં વચન માન્ય કરી તમે અત્રે રહો.

મહારાજાનાં વચનો સાંભળી પ્રધાનજી ચૂપ રહ્યા. મહારાજાએ રાજમાતાને તેડાવી તેમને સઘળી હકિકતથી વાકેફ કર્યાં. રત્નપ્રભાના લગ્નની વાત સાંભળી મહારાણી ઘણાં ખુશી થયાં; પણ તેની સાથે મ્હારાજાના વનવાસની હકિકત સાંભળી તેઓ ઘણાંજ દિલગીર થઇ ગયાં. મહારાજા તેમના હૃદયનું સમાધાન કરી તેમને ધીરજ આપતા હતા તેટલામાં રણમલ ત્યાં આવ્યો. મહારાજા તથા મહારાણીને નમન કરી તે મહારાજાની પાસે બેઠો. સઘળે શાંતિ છવાઈ ગઇ; પણ આખરે શાંતિનો ભંગ કરી મહારાજા રણમલને કહેવા લાગ્યાઃ—'ભાઈ

રણમલ ! હું તને મ્હારા પુત્ર કરતાં પણ અધિક સ્નેહથી ચ્હાહું છુ તો મ્હને આશા છે કે તું મ્હારૂં વચન માન્ય રાખીશજ."

રણમલઃ-શિરછત્ર ! એ શું બોલ્યા ! જે આજ્ઞા ફરમાવવી હોય તે બેલાશક ફરમાવો. સેવક ત્હેનું ઉલ્લંઘન નહિજ કરે.

રણજીતસિંહઃ—રાજકુમાર ! સાંભળો. મ્હારી વ્હાલી પુત્રી રત્નપ્રભાનું લગ્ન તમારી સાથે કરી તે સાથે કન્યાદાનમાં આ મ્હારૂં મ્હોટું રાજ તમને આપી વાનપ્રસ્થ લેવાનો મ્હારો વિચાર છે. બોલો તમારી શી ઇચ્છા છે ?

રણમલ તો મહારાજાનું આવી રીતનું બોલવું સાંભળી સ્તબ્ધજ થઇ ગયો અને તેમને શો ઉત્તર આપવો તેની તેને કાંઇ સમજણ પડી નહિ. આ પ્રકાર જોઈ મહારાજા ફરી બોલ્યાઃ—"રણમલ ! કેમ જવાબ આપતો નથી ? હું ધારૂં છું કે તું પણ આ બાબતમાં અમને મળતો છે."

રણમલઃ—(ગળગળે અવાજે) શિરછત્ર ! હું આપનાં વચનો માથે ચઢાવું છું; પણ આપ અમને છોડીને ચાલ્યા જવાનું કહો છો તે અમને બિલકુલ રૂચતું નથી.

રણજીતસિંહઃ—રણમલ ! ગભરાઇશ નહિ. મ્હારા પ્રધાનજી ત્હારી પાસે રહેશે. જ્યાં સુધી તને પ્રત્યેક વાતનો પૂરતો અનુભવ નહિ મળે ત્યાં સુધી દરેક કાર્યમાં તું તેમની સલાહ લેજે. પ્રજાનું પુત્રની માફક પાલન કરજે અને રાજા પ્રજાને સુખે અને તેને દુઃખે દુઃખી થાય છે તે બરાબર યાદ રાખી રાજ ચલાવજે.

આ સમય દરમ્યાન ત્યાં આગળ રત્નપ્રભા આવી પહોંચી. તે પિતાને નમન કરી માતાની પાસે બેઠી ને આડી નજરે રણમલ તરફ જોવા લાગી. રત્નપ્રભાને જોઇ મહારાણી તેને કહેવા લાગ્યાં:—"પુત્રી ! તને આ રાજકુમારને અમે સોંપી છે. તેમની તું મન, વચન અને કર્મથી સેવા કરજે."

મહારાજાએ તરતજ રાજગોરને બોલાવી મંગાવ્યા. રાજગોરે સઘળાં માણસો સમક્ષ કાંઇ પણ ધામધૂમ સિવાય કુંવરી રત્નપ્રભાની

સાથે કુમાર રણમલનો યથાવિધિ હસ્તમેળાપ કરાવ્યો. દંપતીને મહારાજાએ તથા મહારાણીએ આશીર્વાદ આપ્યા કે, " પ્રભુ તમારૂં મંગળ કરો. "

હજી તો આશીર્વાદ પૂરો થયો નથી તેટલામાંજ ત્યાં આગળની પૃથ્વી કંપવા માંડી ને તેની સાથેજ એક મ્હોટો ભયંકર અવાજ થયો સઘળા તે તરફ જોવા લાગ્યા તો સહુએ ત્યાં આગળ એક યોગીન્દ્રને શાંત મુખમુદ્રા રાખીને ઉભેલા જોયા.

રણમલ્લ યોગીન્દ્રને જોતાંજ તેમની તરફ દોડયો ને તેમની પાસે જઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી તેમના ચરણમાં પડયો.

" વત્સ ! સુખી રહે ! " એમ કહી યોગીન્દ્રે રણમલ્લને પોતાને હાથે ઉભો કર્યો. મહારાજા રણજીતસિંહ તેમજ ત્યાં બેઠેલાં અન્યજનો આવો કોઇ દિવસ નહિ જોયેલો બનાવ જોઈ આશ્ચર્ય પામ્યાં અને તેમને સાક્ષાત ભગવાન્ જાણી પ્રણામ કરવા લાગ્યાં. યોગીન્દ્રે તેમને કલ્યાણકારી વચનો કહ્યાં ને પછી રણજીતસિંહ તરફ જોઇને તેમણે કહ્યું:—" રાજેન્દ્ર ! ત્હેં જે કાર્ય કર્યું તે યોગ્ય કર્યું છે. ત્હારે હવે આ સંસારના માયાનો ત્યાગ કરવો જરૂરનો છે. હું તને મ્હારી સાથે જંગલમાં તેડી જવા ઇચ્છું છું. ચાલ જલદી તૈયાર થા ને આ ભગવી કફની ધારણ કરી લે. ત્યાં તું નિરાંતે ઇશ્વર ભજન કરજે. "

એમ કહી યોગીન્દ્રે રણજીતસિંહની તરફ એક ભગવી કફની ફેંકી. તે જોઇ મહારાજા તરતજ ઉભા થયા ને તેને ધારણ કરતા કરતા મ્હોટેથી બોલવા લાગ્યા:—"ધન્ય પ્રભુ ! ધન્ય ! આપનો જય થાઓ બસ હવે મ્હને પ્રભુભક્તિનો સ્વાદ મળ્યો અને મ્હારો જીવન મરણનો ફેરો ટળ્યો. " એમ બોલી મહારાજાએ યોગીન્દ્રને ફરીથી પ્રણામ કર્યાં.

મહારાજાને જંગલમાં જવાને તૈયાર થયેલા જોઇ પ્રધાન, રણમલ, રત્નપ્રભા તથા મહારાણી વગેરે સહુ સજળ નયને યોગીન્દ્રના સ્હામું જોઇ રહ્યા. તેમને અશ્રુ પાડતાં જોઇ મહારાજા રણજીતસિંહ તેમને સમજાવવા લાગ્યા. પછી મહારાણી યોગીન્દ્રને પગે પડી કહેવા

લાગ્યાં:–" પ્રભુ ! આ અન્યાય થાય છે. મહારાજાને મ્હારી પાસેથી કેમ લઇ જાઓ છો ? સ્ત્રીએ જ્યાં પતિ હોય ત્યાંજ રહેવું યોગ્ય છે. તો મ્હને મ્હારા સ્વામીથી શા માટે વિખૂટી પાડો છો ? મ્હને તેમની સાથે આવવાની આજ્ઞા આપો."

યોગીન્દ્ર:–માતા ! તમારાં વચન અક્ષરે અક્ષર સત્ય છે; પણ હાલ તમારે રત્નપ્રભાની પાસે રહેવું આવશ્યક છે; કારણ કે તે હજી બાળક છે અને તેને સંસારનું કાંઇજ જ્ઞાન નથી માટે તમે અત્રે રહી રણમલ્લ તેમજ રત્નપ્રભાને યોગ્ય શિક્ષણ આપો. તમે તમારા સ્વામીનું હમ્મેશાં ધ્યાન ધરજો ને તેમનામાંજ તમારૂં હૃદય દ્રઢ કરજો એટલે ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે.

એવી રીતે મહારાણીને ઉપદેશ આપી અને મહારાજાને સાથે લઇ યોગીન્દ્ર ચાલતા થયા.

મહારાજાને ચાલ્યા ગયેલા જોઇ મહારાણી ઘણુંજ કલ્પાંત કરવા લાગ્યાં. રણમલ તથા રત્નપ્રભા તેમની પાસે બેસી તેમને આશ્વાસન આપવા લાગ્યાં. મહારાજાએ સંસારનો ત્યાગ કરી જંગલમાં ગમન કર્યું એવા સમાચાર જોતજોતાંમાં આખા નગરમાં પ્રસરી ગયા. નગરજનો દિલગીર થયાં. રણમલ પ્રજાજનોને દિલાસો આપવા પ્રધાનજીને સાથે લઇ પગે ચાલતો નગરમાં જવા નીકળ્યો. પ્રધાનજી સાથે રણમલ નગરમાં ફરી લોકોને ઉપદેશ આપવા લાગ્યો. તેનાં મધુર વચનોથી લોકો શાંત થઇ પોતાના નવા રાજાને ઓળખી પ્રફુલ્લવદને નમન કરવા લાગ્યા. આવી રીતે લોકોને શાંતિ આપી રણમલ્લ રાજમહેલમાં પાછો આવ્યો; બીજે દિવસે પ્રાતઃકાળે ભારે ધામધૂમથી તેને યથા વિધિ રાજ્યાભિષેક કરવામાં આવ્યો. નગરના ધનાઢ્યોએ તેમજ અન્ય ગરીબ જનોએ પોતાનાં ગજા પ્રમાણે પોતાના નવા મહારાજાને નજરાણાં કર્યાં. પ્રધાનજીએ તેથી બમણી કિંમતનો શિરપાવ જેણે જેણે નજરાણાં કર્યાં હતાં તેમને આપ્યો. તે પછી સાંજના મ્હોટા સમારંભથી મહારાજા રણમલસિંહ અને મહારાણી રત્નપ્રભા હાથી ઉપર સ્વારી કરી નગરમાં ફરવા નીકળ્યાં. નગરજનોએ હર્ષના

પોકારોથી તેમજ પુષ્પોથી મહારાજાને વધાવી લીધા. એવી રીતે સ્વારી આખા નગરમાં ફરી પાછી રાજમહેલ આગળ આવી પહોંચી. બંને જણાંએ હાથી ઉપરથી ઉતરી પ્રથમ મહારાણીને અને પછી વૃદ્ધ પ્રધાનજીને નમન કર્યું. તેમણે તે દંપતીને આશીર્વચનો કહ્યાં. આવી રીતે દુઃખી રાજકુમાર રણમલના ભાગ્યનો ભાનુ પૂર્ણ તેજથી પ્રકાશિત થયો. રાજકુંવરી રત્નપ્રભા તો હવે ક્યારે રાત્રિ પડે ને સ્વામી સાથે વાર્તાલાપ થાય એવી ઉત્કંઠાથી આતુર હૃદયે રાત્રિની રાહ જોવા લાગી. સાયંકાળે રણમલે પોતાને કેવી રીતે રાજ પ્રાપ્ત થયું તથા મહારાજા રણજીતસિંહ વનમાં સિધાવ્યા વગેરે સવિસ્તર હકિકતનો એક પત્ર લખી એક વિશ્વાસુ સરદારને આપી પોતાના ભાઇ ચંદ્રસિંહ પાસે મોકલ્યો. તે સરદાર પત્ર લઇને ચાલ્યો ગયો એટલે પછી રણમલ રાજમાતા પાસે ગયો ને પુત્ર જેમ માતાની પાસે બેસી વાતચિત કરે તેમ તે રાજમાતાને પોતાની સઘળી દુઃખપૂર્ણ વાર્તા કહી સંભળાવવા લાગ્યો. વાતમાંને વાતમાં રાત્રિ પડી. પોતાની વાત પૂરી કરી તે રાજમાતાની આજ્ઞા લઇ પોતાની રાહ જોતી પ્રિયતમા રત્નપ્રભાને મળવાને પોતાના શયનભુવન તરફ ગયો.

---

## પ્રકરણ ૨૬ મું.

### કુમુદકુમારીનું હરણ.

"દુઃખમાં પડ્યું માનવ અને દુઃખદાહ તે પાછળ જુવે;
નહિ જ્ઞાન તેને ભાવિનું પણ કલ્પી દુઃખ ડરતું રહે."

કલાપી.

પાપી મનુષ્યો પાપ કરવામાંજ મઝા માણે છે. ત્યારે પુણ્યશાળી મનુષ્યોનું જીવન પાપ કાર્ય કરતાં પાછું સંકોચાય છે. ઝેરીમલના પાપની સીમા નહોતી. તેને પરલોકનો વિશ્વાસ નહોતો. ઈશ્વરને તે માનતો નહોતો. એટલે પછી તેના પાપનો પાર ન હોય એ સંભવિતજ છે. તે કુમુદકુમારીને ઉપાડી લાવવાના કાર્યમાં બે વખત

નાસિપાસ થયો હતો તેથી તેનું હૃદય ઘણું ઉશ્કેરાઇ ગયું હતું. તેની રગેરગમાં પ્રચંડ વૈરનો અગ્નિ સળગી રહ્યો હતો. તે પુનઃ વિજય-નગર જઇને કુમુદકુમારીને ઉપાડી લાવવા સંબંધીના વિચારો કરવા લાગ્યો:–" શું કુમુદ મ્હને નહિજ મળે ? હા ! કુમુદા ! ત્હારા સિવાય મ્હને કાંઈ ચેન પડતું નથી. તું અપ્સરા છે કે દેવાંગના તે હું સમજી શકતો નથી. હાય ! આશાના ડુંગર ઉપર ચઢેલા મ્હને ત્હેં ધક્કો મારી ઉંડી ખીણમાં ગબડાવી નિરાશ કર્યો છે. ઓ અભિમાની બાળા ! હું તને સુખે નહિજ રહેવા દઉં. ત્હેં મ્હારો તિરસ્કાર કર્યો છે; પણ યાદ રાખજે કે હું તને મરતાં સુધી પણ છોડનાર નથી. કુમુદ ! કદાપિ ત્હારૂં રક્ષણ કરવા માટે હજારો પહેરેગીરો હશે; પણ તેમની દરકાર કર્યા વિના હું તને ઉપાડી જઇશ. ગુમાની છોકરી ! તું ચંદ્રને પરણીને ઘણીજ મદોન્મત્ત બનેલી છે; પણ આ ઝેરીમલ ત્હારો મદ ઉતારશે ત્યારેજ શાંત થશે. "

ઝેરીમલ આવા વિચાર કરતો હતો એવામાં કેદખાનાનો પહે-રેગીર શ્વાસ ભર્યો ત્યાં દોડતો આવ્યો ને તેના ચરણમાં માથું નમાવી કહેવા લાગ્યો:–"સરદાર સાહેબ ! સેવકને ક્ષમા કરો. કેદખાનામાંથી કેદી ચાલાકીથી નાસી છૂટયો છે ! "

ઝેરીમલ:–(ગભરાટથી) હેં ! ગજબ ! શું મ્હારો શિકાર છટકી ગયો ? દુષ્ટ ! એ ત્હારીજ ગફલતનું પરિણામ છે માટે ત્હારે તેને બદલે શિક્ષા સહન કરવી પડશે.

એમ કહી તે નિર્દોષ ગરીબ સિપાઈના ગળા પર તે દુષ્ટે પોતાની સમશેરનો ઘા કર્યો. થોડી વારમાંજ તે બિચારો સિપાઇ કિરતારની હજુરમાં ફરિયાદ કરવા ચાલ્યો ગયો. પછી બીજા સિપાઇને બોલાવી તે મરણ પામેલા સિપાઇનું મુડદું ત્યાંથી દૂર કરાવી તે પાપી ક્રોધથી બડબડવા લાગ્યો:–" અરે ! મ્હારા શત્રુ કેશરીસિંહના પુત્રો મ્હારા પંઝામાંથી અજાયબ રીતે છટકી જવા પામે છે તેનું શું કારણ હશે ? હા ! રણમલને કેદમાં સપડાએલો જોઈ હું આનંદ પામતો હતો; પણ તે મ્હારો આનંદ હવામાં ઉડી ગયો અને તે છોકરો સહિસ-

સામત છટકી જવા પામ્યો. હાય ! હવે મ્હારા એકને બદલે બે દુશ્મનો ઉભા થયા. ”

એમ બોલતો ઝેરીમલ્લ ઘણોજ અફસોસ કરવા લાગ્યો. વળી ચાર દિવસ પછી પાછો એક સિપાઇ તેની પાસે આવીને કહેવા લાગ્યો:—“સરદાર સાહેબ ! હું ઘણાજ માઠા સમાચાર લાવ્યો છું. ”

ઝેરીમલ્લ:-હેં ! શું છે ! ? કામસિંહ ! જે હોય તે જલ્દી કહે ?

કામસિંહ:—અમરકંટકના મહારાજા રણજીતસિંહે આ સંસારનો ત્યાગ કર્યો છે.

ઝેરીમલ:—શું તે મરણ પામ્યો ' ? જો મરી ગયો હોય તો તો ઘણુંજ સારૂં થયું કહી શકાય; કારણ કે તે પણ મ્હારો દુશ્મન હતો, મ્હારા પિતાનું રાજ લઈ લેનાર તેજ હતો. સારૂં થયું કે તે મરણ પામ્યો. હવે ત્યાં પણ મ્હારો દાવ ફાવશે. તેને પણ એક ખૂબસુરત પુત્રી છે. કામસિંહ ! આવા સારા સમાચારને તું માઠા સમાચાર શા માટે કહે છે ?

કામસિંહ:—સરદાર સાહેબ ! તે મહારાજા મરી નથી ગયા પણ રાજ તજી ઇશ્વરભજન કરવા જંગલમાં ચાલ્યા ગયા છે અને તેમણે પોતાની પુત્રી તથા રાજ રણમલને આપ્યાં છે.

ઝેરીમલ:- કપાળે હાથ અફાળી) અફસોસ ! મ્હારી ધારણામાં ધૂળ મળી. મ્હારૂં મૃત્યુ હવે નજીક આવ્યું.

એમ બોલી ઝેરીમલ બેભાન બની જઇ ધરણી પર ઢળી પડયો. કામસિંહ તેને સાવધ કરવા લાગ્યો. કામસિંહની સરભરાથી અંતે તે સાવધ થયો ને ચંદ્રસિંહ, રણમલ, તથા અજીતસિંહને મનમાં ને મનમાં શ્રાપ દેવા લાગ્યો.

પછી કામસિંહનો હાથ ઝાલી કહેવા લાગ્યો:—“મ્હારા બહાદુર સરદાર ! આ જીંદગીનો અંત આવે તો પણ ગમે તેમ કરી આપણે કુમુદકુમારીને ઉપાડી તો લાવવીજ ! પણ આપણે આ કામ ઘણીજ સાવચેતીથી કરવાનું છે; કારણ કે રણમલ્લ ચક્રવર્ત્તી મહારાજા થયો . . . . તે આપણને ગમે ત્યાંથી પણ શોધી

કાઢી પકડશે ને રિબાવી રિબાવીને મારી નાંખશે; માટે હવે આપણે આપણાં માણસો સાથે જૂદે જૂદે સ્થળે છૂટા છવાયા રહેવું તેજ સલામતી ભરેલું છે; નહિ તો કદાચ આપણું અનિષ્ટ થઇ જાય તેમ છે. મ્હારા બહાદૂર સરદાર ! ચાલ, આપણે અત્યારેજ વિજય નગર જઇએ."

એમ બોલી ઝેરીમલ કામસિંહનો હાથ ઝાલી તેને ખેંચવા લાગ્યો. કામસિંહ તેને શાંતિ આપતાં કહેવા લાગ્યોઃ–"સરદાર સાહેબ ! શાંત થાઓ. જે કામ તમે બળથી કરવા ધારો છો તે કામ કળથી કરવાનું છે. હું ગુપ્તવિદ્યા જાણું છું. મ્હારી વિદ્યા રાત્રિને સમયેજ ચાલી શકે છે, તેથી અત્યારે આપણે સાધુના વેષમાં વિજયનગર તરફ પ્રયાણ કરવું એજ વધારે ઉત્તમ છે."

એમ કહી કામસિંહ થોડી વારમાં બે ભગવી કફનીઓ લઇ આવ્યો અને તે બંને જણાએ પહેરી લીધી. શરીર પર ભસ્મ લગાવી અને કંઠમાં રૂદ્રાક્ષની માળા પહેરી તે લુચ્ચાઓ સાધુરામ જેવા બની વિજયનગરને રસ્તે પ્રયાણ કરવા લાગ્યા. બરાબર સાયંકાળે તે બંને જણા ગુપચુપ વિજયનગરમાં દાખલ થયા અને એક ગુપ્તસ્થળે મધ્ય રાત્રિની રાહ જોતા ભરાઇ બેઠા.

અત્યારે દેવમંદિરોમાં ઘંટના નાદ થતા હતા તથા ખેડૂત લોકો આખા દિવસના ખેતરમાં લીધેલા પરિશ્રમથી થાકી જઇ ઘર તરફ પાછા ફરતા હતા. એવે સમયે રણમલની ગુપ્તગૃહમાંથી છૂટા થયાની ખબર લઈ નીકળેલો ગુમાનસિંહ તથા રણમલે પત્ર આપી મોકલેલો સરદાર બંને સાથે તે દિવસેજ વિજયનગરમાં આવી પહોચ્યા. રણમલે મોકલેલ સરદાર સાંઢણી ઉપર આવ્યો હતો અને ગુમાનસિંહ પગે ચાલતો આવ્યો હતો. બંને એક બીજાને ઓળખતા નહોતા તેથી આગળ સરદાર ને પાછળ ગુમાનસિંહ એમ તેઓ રાજમહેલ તરફ ચાલવા લાગ્યા.

આ વખતે કુમુદ-ચંદ્ર રાત્રિના ભોજનથી પરવારી દિવાનખાનામાં આનંદમાં બેઠાં હતાં ત્યારે સરદાર ને ગુમાનસિંહ રાજમહે-

લના દ્વાર પાસે આવી ઉભા રહ્યા અને સિપાઇને વરદી આપી કે "મહારાજાને કહો કે બ્હાર બે પરદેશી આવ્યા છે તેઓ અંદર આવવાની આજ્ઞા માગે છે." "બહુ સારૂં" કહી તે સિપાઇ ખબર કહેવા અંદર ચાલ્યો ગયો. મહારાજાને નમન કરી તેણે બ્હાર બે પરદેશી આવ્યાના સમાચાર કહ્યા. ચંદ્રસિંહે તેમને અંદર પ્રવેશ કરાવવાની આજ્ઞા આપી.

આજ્ઞા મળતાં સિપાઇએ તે બંને જણાને અંદર પ્રવેશ કરાવ્યો. બેઉ જણા ચંદ્રસિંહને પ્રણામ કરી એક બાજુએ ઉભા રહ્યા. તરતજ ચંદ્રસિંહ ગુમાનસિંહને ઓળખી બોલી ઉઠયો:—"ભાઇ ગુમાનસિંહ! આપણી ટૂંક મુલાકાતમાં તમે તમારો અશ્વ આપી તે ભયંકર કેદખાનામાંથી મ્હને નાસવાની અમૂલ્ય સહાય કરી હતી તે હું ભૂલી ગયો નથી. કહો ભાઇ! તમારૂં આગમન અત્યારે કયાંથી અને કેમ થયું છે તથા મ્હારા બંધુના શા સમાચાર છે? મ્હેં આજે તેને છોડાવવા જવાને મ્હારા સબળા સૈન્યને તૈયાર કર્યું છે."

ગુમાનસિંહ:—મહારાજાનો જય થાઓ. રણમલભાઇ એક યોગીન્દ્ર મહાત્માની મહેરબાનીથી કેદખાનામાંથી નિર્વિઘ્ને મુક્ત થઇ ગયા છે ને તેમણેજ મ્હને તેમના સમાચાર આપવાને અત્રે મોકલ્યો છે.

ચંદ્રસિંહ:—(આશ્ચર્યથી) શું મ્હારો બંધુ કેદમાંથી મુક્ત થઇ ગયો!? ઓ પ્રભુ! હું આપનો કેટલો ઉપકાર માનું?!

આ વચનો સાંભળી પેલો પાસે ઉભેલો સરદાર આશ્ચર્ય પામી ગુમાનસિંહને પૂછવા લાગ્યો:—"આપ કયા રણમલની વાત કરોછો?"

ગુમાનસિંહ:—મહારાજાના ન્હાના ભાઈ રણમલસિંહની.

પોતાનાજ મહારાજાની વાર્તા સાંભળતાં તે સરદાર આનંદ પામી ચંદ્રસિંહને કહેવા લાગ્યો:—"મેરબાન! હું પણ આપને તેજ રણમલસિંહના આનંદના સમાચાર કહેવા આવ્યો છું."

ચંદ્રસિંહ:—એમ! શું છે? બોલો બોલો.

સરદાર:—રણમલસિંહને પત્ની સાથે રાજ્ય પ્રાપ્ત થયું છે.

ચંદ્રસિંહ:—(આનંદથી) શું તમે ખરૂં કહોછો? આતે હું ખરૂંજ

સાંભળું છું કે કાંઈ ભણકારો છે ? (સ્વગત) ના, ના, ભણકારો તો નથીજ (પ્રકટ) ભાઇ ! તેને કયું રાજ્ય તથા કયાંની કન્યા પ્રાપ્ત થઈ ?

સરદાર:—અમરકંટકના ચક્રવર્તી મહારાજા રણજીતસિંહ પોતાનાં પુત્રી રત્નપ્રભાને રણમલસિંહ સાથે પરણાવી અને કન્યાદાનમાં પોતાનું સઘળું રાજપાટ તેમને સોંપી પોતે પોતાનું બાકીનું આયુષ્ય ઇશ્વર ભક્તિમાં નિર્ગમન કરવા જંગલમાં ચાલી ગયા છે. રણમલસિંહે આપને સવિનય પ્રણામ કહ્યા છે ને આ પત્ર આપ્યો છે. (એમ કહી તેણે ચંદ્રસિંહના હાથમાં પત્ર મૂકયો.)

ચંદ્રસિંહ:—ધન્ય વિભુ ! ધન્ય ! તમારી અકળ કળા ન્યારીજ છે. સરદાર ! મ્હારા ન્હાના ભાઇના ભાગ્યોદયની તથા છૂટકારાની યાદગિરીમાં આ મણિમાળા તમને તથા ગુમાનસિંહને આ હીરાનો હાર હું અર્પણ કરૂં છું.

એમ કહી ચંદ્રસિંહે પોતાના ગળામાંથી બે હાર ઉતારીને ગુમાનસિંહ તથા સરદારને ઇનામમાં આપ્યા ને પછી તે ભાઇનો પત્ર વાંચવા લાગ્યો. પત્રમાં પોતે કેદમાંથી શી રીતે મુક્ત થયો તથા રાજ્ય તેમજ કન્યા શી રીતે મળ્યાં વગેરે સમાચાર સવિસ્તર લખેલા હતા. વિશેષમાં રણમલે લખ્યું હતું કે:—" કુમુદા ભાભીને મારા પ્રણામ કહેશો અને થોડા રોજમાં હું આપનાં દર્શન કરવા આવીશ." પોતાનો ભાઇ ચક્રવર્તી ભૂપતિ થયો જાણી ચંદ્રસિંહના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે પત્ર વાંચીને પોતાના હૃદય સાથે ચાંપ્યો. પછી એક સિપાઇને બંને આવેલા માણસોની સરભરા કરવાનું કહી, પોતે આનંદસાગરમાં ગોથાં ખાવા લાગ્યો. એટલામાં કુમુદા કે જે એ પરદેશી આવ્યાનું સાંભળીને પાસેના દિવાનખાનામાં ગઈ હતી તે આવેલા લોકો સિપાઇની સાથે ચાલ્યા ગયા પછી ચંદ્રસિંહની પાસે આવી.

ચંદ્રને વિચારમાં પડેલો જોઈ તે કહેવા લાગી:—" વ્હાલા ! આપ શો વિચાર કરો છો ? મ્હેં આપની સાથે થયેલી તે લોકોની સઘળી વાત સાંભળી છે. રણમલભાઇ કેદમાંથી છૂટયા ને રાજા થયા તેની ખુશાલીમાં આપણે આનંદ માનવો જોઇએ તેને બદલે આપ

આમ વિચારમાં કેમ બેઠા છો ?

કુમુદાનાં વચન સાંભળી ચંદ્રસિંહ વિચારમાંથી જાગ્રત થયો ને બોલ્યો:—"વ્હાલી ! હું આનંદમાંજ છું. હું ઇશ્વરની લીલાના વિચારો કરતો હતો. દેવિ ! આજે મ્હારૂં હૃદય હર્ષથી છલકાઇ જાય છે.

કુમુદકુમારી:—નાથ ! રણમલભાઇને પણ યોગ્ય કન્યા મળી. રત્નપ્રભાને હું ઓળખું છું. તે ઘણીજ ચતુર ને રૂપવતી છે. જેવા રણમલભાઇ હોંશિયાર છે તેવીજ રત્નપ્રભા પણ છે.

ચંદ્રસિંહ:-દેવિ ! આજે આનંદનો દિવસ છે માટે ચાલો, આપણે અગાસીમાં ચંદ્રના શીતળ પ્રકાશમાં બેસીએ.

આમ કહી ચંદ્ર તથા કુમુદા રાજમહેલની ખુલ્લી અગાસીમાં બેસી વર્તાવિનોદ કરવા લાગ્યાં.

કુમુદકુમારી:—વ્હાલા ! જેમ ચંદ્રમાનાં તેજસ્વી શીતળ કિરણોથી કુમુદિની ગાંડી થઇ જાય છે તેમ હું પણ આજે મ્હારા પ્રિય ચંદ્રના મુખમાંથી નીકળતાં મધુર વચનોથી ઘેલી થઇ ગઇ છું. પ્રાણેશ્વર ! તમારામાં કાંઇ જાદુ તો નથી ભરેલું ને ?

ચંદ્રસિંહ:—મ્હારામાં જાદુ ભરેલું તમને લાગે છે તો મ્હને પણ જાણે કે તમારામાં એક જાતની મોહિની ભરી ન હોય તેમ લાગે છે. વ્હાલી કુમુદ ! તું સ્વર્ગની દેવી છે. ત્હેંજ મ્હને સુભાગી કર્યો છે.

કુમુદકુમારી:—વાહરે વાહ ! તમે પણ ખૂબ કરી હોં ! નાથ ! પત્ની પતિથીજ શોભે છે. સ્વામીને તજનાર તેમજ દુભવનાર સ્ત્રીઓને અપાર ધિક્કાર છે. જે સ્ત્રીઓ પોતાના સ્વામી પ્રત્યે મન, વચન ને કર્મથી પવિત્ર ભાવના રાખે છે તે સ્ત્રીઓ પરલોકમાં પણ પોતાના સ્વામીની સાથેજ રહી સ્વર્ગનું સુખ ભોગવે છે.

ચંદ્રસિંહ:-ધન્ય છે ! આર્યબાળા ! ત્હને ધન્ય છે ! ! ત્હારા જેવી સન્નારીઓની ભારતવર્ષમાં ઘણીજ મ્હોટી ખોટ છે. જ્યારે ત્હારા જેવી પવિત્ર સ્ત્રીયો આર્યદેશમાં પેદા થશે ત્યારેજ આ ભારતવર્ષનો ઉદ્ધાર થશે. દેવિ ! ચાલો હવે રાત્રિ ઘણી વ્યતીત થઇ ગઇ છે માટે આપણે જરા આરામ કરીએ.

કુમુદકુમારી:—નાથ ! આજે મ્હને નિદ્રા આવતી નથી ને મ્હારા મનમાં કોણ જાણે કે શાથી ચિંતા થયા કરે છે. મ્હારૂં હૃદય આજે ભયથી કંપેછે અન કાંઇક અમંગળ બનાવ બનશે એવું મ્હને સૂચવે છે.

ચંદ્રસિંહ:—પ્રિયા ! તને વિના કારણ ભય પ્રાપ્ત થયો છે. તું બ્હીશ નહિ. આ ચંદ્રસિંહની છાયામાં કોઈ પણ દેવ, દાનવ કે માનવ તને ભય પમાડવા સમર્થ નથી. તું મ્હારા ખોળામાં ત્હારૂં માથું મૂકી સુખેથી નિદ્રા લે. હું ત્હારે માટે આખી રાત્રિ જાગીશ ને ત્હારૂં સંરક્ષણ કરતો અહિં બેસીશ.

કુમુદકુમારી:—શું આપ આ દાસીને માટે આખી રાત્રિ ઉજાગરો કરશો ? ના ના, હું તમને તેમ નહિ કરવા દઉં.

ચંદ્રસિંહ:—પ્રિયા ! તને મ્હારા સમ છે. તું સુખેથી આરામ લે.

એમ કહી ચંદ્રે કુમુદાને પરાણે સૂવાડી. કુમુદ તેના ખોળામાં માથું મૂકી સુતાંની સાથેજ થોડી વારમાં નિદ્રાધીન થઈ ગઇ. કુમુદને ઉંઘી ગયેલી જોઇ ચંદ્રસિંહે ધીમેથી તેનું માથું નીચે મૂક્યું અને પોતે એક બીજા કોચ પર ખુલ્લી સમશેર સાથે રાખી જાગતો બેઠો. બરાબર મધ્યરાત્રિનો સમય થયો એટલે ચંદ્રને પણ બેઠે બેઠે ઝોકાં આવવા લાગ્યાં. આવા સમયે ઝેરીમલે તથા તેના સાથી કામસિંહે ધીમે પગલે રાજમહેલમાં પાછલી બાજુએથી પ્રવેશ કર્યો. ચંદ્રસિંહ ઝોકાં ખાતો ખાતો અંતે નિંદ્રાદેવીના બળાત્કારથી કોચમાં ઢળી પડયો. આ તકનો લાભ લઇ તે બન્ને દુષ્ટોએ ઉંઘતી કુમુદાનો કોચ અદ્ધર ઉઠાવી તેઓ જે રસ્તેથી આવ્યા હતા તેજ રસ્તે થઇને પાછા ચાલ્યા ગયા. મહેલમાં બત્તી ઝગઝગાટ પ્રકાશી રહી હતી અને ચંદ્રસિંહ સ્વપ્નાવસ્થામાં તદ્દન બેશુદ્ધ હતો. જાણે પોતે અને કુમુદ એક હોડીમાં બેસી ચંદ્રાવતી નદીમાં ફરે છે ને વિવિધ પ્રકારનો વાર્તાવિનોદ કરી રહ્યાં છે. તેવામાં એક કાળો પુરૂષ ક્યાંકથી આવ્યો ને હોડીમાંથી કુમુદાને અદ્ધર ઉઠાવી ચાલતો થયો. આવો ભયંકર દેખાવ સ્વપ્નમાં જોવામાં આવતાંજ ચંદ્રની નિદ્રાનો ભંગ થયો. તે ‘ખબરદાર’ કહી સમશેર લઈ બેઠો થયો અને આસપાસ જોવા

લાગ્યો. કુમુદા જે કોચ પર સૂતી હતી તે કોચ તથા કુમુદા તેના જોવામાં નહિ આવ્યાથી એકદમ તે વ્યાકુળ બની ગયો અને બોલ્યો:—"હાય! શું સ્વપ્ન ખરૂં પડયું? શું મ્હારી કુમુદને કોઇ દુષ્ટ ઉપાડી ગયો? કુમુદા! તું ક્યાં ગઈ?"

આમ કહી તેણે બૂમ પાડી. તેના અવાજથી પહેરેગીરો ભયથી કંપતા એકદમ શયનભુવનમાં ધસી આવ્યા. તેમને જોતાંજ ચંદ્ર બોલી ઉઠયો:—"અરે! કોઇ જાઓ અને પ્રધાનને જલદી બોલાવી લાવો. રાજકુમારીને કોઇ દુષ્ટ ઉપાડી ગયો છે. અચાનક આ શું થયું? હાય! વ્હાલી કુમુદા! ત્હારૂં કહેવું સત્યજ થયું. હું અભાગી ઉંઘમાં પડયો ને મ્હારાથી ત્હારૂં રક્ષણ ન થયું. હાય! હવે હું તને ક્યાં ખોળું?" કહી ચંદ્ર મૂર્છિત થઇ ગયો.

થોડી વારમાં પ્રધાનજી ત્યાં આવી પહોંચ્યા ને તેમણે આ ભયંકર બનાવ કેવી રીતે બન્યો તેની તપાસ કરવા માંડી. તેમણે ચારે તરફ કુમુદકુમારીની શોધમાં માણસો દોડાવ્યાં અને ચંદ્રને ગુલાબજળ છાંટવા માંડયું. તેની અસરથી તે એકદમ બેઠો થઇ ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યો:—"અરે! મ્હને શા માટે આમ હેરાન કરો છો? મ્હારૂં શરીર બળીને ભસ્મ થઈ જાય છે. હાય! મ્હારી કુમુદ ક્યાં ગઇ? પ્રિયે! મ્હારીજ બેદરકારીથી આવું પરિણામ આવ્યું. હાય! હવે હું તને ક્યારે જોઈશ?"

વૃદ્ધ પ્રધાન પ્રતાપસિંહ ચંદ્રસિંહને શરીરે હાથ ફેરવી કહેવા લાગ્યા:—"મહારાજ! માણસોને દોડાવ્યા છે. તેઓ કુંવરીનો પત્તો મેળવી હમણાંજ પાછા આવશે. ધૈર્ય ધરો—આમ અકળાઓ નહિ."

"શું મ્હારી પ્રિયાનો પત્તો લાગશે?" કહી ચંદ્ર ઉભો થયો ને પ્રધાનનો હાથ પકડી કહેવા લાગ્યો:—"પ્રધાનજી! ક્યાં છે મ્હારી કુમુદ? તમે અત્યારે ને અત્યારે ગમે ત્યાંથી મ્હારી કુમુદને શોધી લાવો. તેને કોણ લઇ ગયું છે તે હું જાણું છું. તે દુષ્ટ ઝેરીમલને મ્હેં જોયો છે. તે પાપી હજી આટલામાંજ હશે; તેને એકદમ પકડી લાવો. પ્રધાનજી તમે જાતે જાઓ અને તપાસ કરી રાજકુમારીને

બચાવી લાવો. હાય ! કુમુદ ! તું ક્યાં ગઇ ?" એમ કહી પાછો તે બેશુદ્ધ બની જઇ જમીન પર ઢળી પડયો. પ્રતાપસિંહ બેચાર માણ-સોને તેની સંભાળ રાખવાનું કહી થોડા સિપાઇઓ સાથે લઇ કુમુદકુમારીને શોધવા માટે જાતે નીકળી પડયા.

## પ્રકરણ ૨૭ મું.

### પ્રેમઘેલો ચંદ્ર.

" જો ઈશ્ક ના તો શું ખુદા ? આલમ કરી ત્હોયે ભલે !
જો ઇશ્ક ના તો શું જહાં ? એને ખુદાએ શું કરે ?
આ કારખાનું ઈશ્કનું જો જો તપાસી ખૂબ ખૂબ !
આ ખેલને આ ખેલનારો એક નૂરે ઈશ્ક છે ! "

કલાપી.

પ્રાતઃકાળ થયો હતો. સૂર્યદેવ પોતાનાં સોનેરી કિરણોથી સઘળી દિશાઓને પ્રકાશિત કરવાની તૈયારીમાં હતા. હજી સુધી કુમુદકુમા-રીનો પત્તો લાગ્યો નહોતો. થોડા વખત પછી શૂન્યકાર જણાતા રાજમહેલમાં પ્રધાનજી પ્રતાપસિંહે શોકાતુર વદને પ્રવેશ કર્યો. પ્રતા-પસિંહને જોતાંજ ચંદ્રસિંહ દિવાનાની માફક ઉઠી ઉભો થયો ને તેમને પૂછવા લાગ્યોઃ—" પ્રધાનજી ! રાજકુમારીને શોધી લાવ્યા કે ? કેમ કાંઇ નથી બોલતા ? બોલો ! જલદી બોલો ? "

પ્રતાપસિંહઃ—મહારાજ ! ઘણીજ શોધ કરી પણ રાજકુમારીનો પત્તો લાગતો નથી.

ચંદ્રસિંહઃ—( હાય મારી) ત્યારે શું મ્હારી કુમુદા આ હતભાગ્યને તજી ગઇ ? તેના સિવાય હવે જીવવું વૃથા છે. મ્હારા શાણા મંત્રી ! તમે આ રાજ્ય સંભાળજો. હું મ્હારી કુમુદની શોધમાં જાઉં છું.

એમ બોલી ચંદ્રે ત્યાંથી ચાલવા માંડયું. તેને જતો રોકી પ્રતા-પસિંહ કહેવા લાગ્યાઃ—" મહારાજા ! સાહસ ન કરો. તમારે રાજ્ય શા માટે તજવું જોઇએ ? કુમુદસુંદરીનો પત્તો અવશ્ય લાગશે. મ્હેં



ચંદ્રસિંહ:–( ગાંડપણમાં ) જુઓ જુઓ ! પ્રધાનજી ! આમ જુઓ ! મ્હારી કુમુદ મ્હને બોલાવે છે ! ( ચિત્ર ૫ મું. )

આપણા સરદારોને તે પાપીના ગુપ્તગૃહ તરફ તપાસ કરવા મોકલ્યા છે. તેઓ તપાસ કરીને હમણાં પાછા આવશે; માટે શાંત થાઓ ને રાજકાર્યમાં ધ્યાન આપો.

ચંદ્રસિંહઃ—( ઉચ્ચ સ્વરે ) પ્રધાનજી ! કુમુદ વિના આ રાજ્યમાં મ્હારે રહેવું હરામ છે. તેને માટે જંગલે જંગલ ભટકીશ ને તેને શોધી લાવીશ. જો તે અગ્નિમાં હશે તો હું અગ્નિમાં કૂદી પડીશ, જો તે પાતાળમાં હશે તો હું ત્યાં જઈશ; પણ આખરે મ્હારી કુમુદને લાવીશ.

એવામાં કુમુદકુમારીની શોધમાં ગુપ્તગૃહ તરફ ગયેલા સરદારો પણ નિરાશ થઇ પાછા આવ્યા ને પ્રધાનજીને કહેવા લાગ્યાઃ—" આપની આજ્ઞા પ્રમાણે અમે ગુપ્તગૃહનો રસ્તો ખોળી અંદર દાખલ થયા ને મશાલો સળગાવી તેની અંદર સર્વત્ર ફરી વળ્યા; પણ ત્યાં કોઇ પણ માણસ અમારા જોવામાં આવ્યું નથી."

તેમની વાત સાંભળી પ્રધાનજીએ શોધમાં ગયેલા સરદારોને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું. ગુપ્તગૃહમાં પણ કુમુદનો પત્તો નથી એવું સાંભળી ચંદ્ર વધારે અધીરો બની ગયો. તેણે પ્રધાનજીને પૂછ્યુંઃ—"મંત્રીશ્વર ! શું મ્હારી કુમુદ ગુપ્તગૃહમાં નથી ?"

પ્રતાપસિંહઃ—ના ! મહારાજ.

ચંદ્રસિંહઃ—( અધીરાઇથી ) શું ના ? જુઓ જુઓ ! પ્રધાનજી ! આમ જુઓ ! મ્હારી કુમુદ મ્હને બોલાવે છે ! શા માટે મ્હને નાહક અહીં ખોટી કરો છો ? પ્રતાપસિંહજી ! જુઓ જુઓ મ્હારી કુમુદ આકાશમાં અદ્ધર ઉડે છે. અરે ! મ્હને લાગે છે કે તે હમણાં પડી જશે. વ્હાલી ! ડરીશ નહિ. કદાપિ તું પડી જઇશ તો હું તને અદ્ધર ઝીલી લઇશ.

એમ કહી દીવાનો ચંદ્ર હાથ પહોળા કરી ઉંચે જોવા લાગ્યો. વળી પાછો પ્રધાનને કહેવા લાગ્યોઃ—" લ્યો રામ રામ ! હવે હું જાઉં છું." કહી જવાબની રાહ જોયા સિવાય ચંદ્રસિંહ સપાટાબંધ ચાલવા લાગ્યો. રાજકુમારની આવી સ્થિતિ જોઇ પ્રતાપસિંહ ગભરાઈ ગયા ને ચંદ્રની પછવાડે દોડી તેને મુશ્કેલીએ પકડી ઉભો રાખ્યો.

પ્રધાનજી નમ્ર સ્વરે તેને સમજાવી કહેવા લાગ્યાઃ—" મહારાજા ! તમને આવું કરવું ઘટતું નથી. લોકો હાંસી કરશે ને દુશ્મનો રાજી થશે. શું સ્ત્રીને માટે રાજ્યનો ત્યાગ કરવો ઉચિત છે ? એમ કરવું આપના જેવા બુદ્ધિશાળી રાજવીને માટે યોગ્ય નથી. કુમુદકુમારીને ગમે ત્યાંથી ખોળી લાવીશું ને કદાપિ ન કરે નારાયણ ને તે નહિજ જડે તો તેનાથી અધિક સ્વરૂપવતી રાજકન્યા લાવી આપીશ; માટે શાંત થાઓ."

પ્રતાપસિંહનું આવું બોલવું સાંભળી ચંદ્રસિંહ સહજ શુદ્ધિમાં આવ્યો; પણ દુઃખના ઉભરાથી તથા બીજી કન્યાનું નામ સાંભળી તે ક્રોધે ભરાઈ કહેવા લાગ્યોઃ—"પ્રતાપસિંહ ! તમને આવું બોલવું ઘટતું નથી. આ ચંદ્રને તમે હજી બરાબર નથી ઓળખતા હોં ! હું એક પત્નીવ્રતવાળો પુરૂષ છું. પ્રધાનજી ! શું તમે મ્હને પોતાની પ્રાણ સમાન વ્હાલી પત્નીને મૂકી બીજી સ્ત્રીઓની તરફ કુદૃષ્ટિ કરનારા અભાગીઆ માણસોના જેવો ગણો છો. નહિ નહિ, હું તેવો નિર્ભાગી નથી. પ્રધાનજી ! મ્હારે બીજી કન્યાની ઇચ્છાજ નથી. મ્હારી કુમુદ મ્હારો પ્રાણ છે, મ્હારૂં જીવન છે. હાય ! તેના વિના હું આ પ્રાણ શી રીતે ટકાવી શકીશ ? મ્હારી હૃદયેશ્વરીથી મ્હને શા માટે વિખૂટો પાડોછો ?" એમ બોલતાં બોલતાં પાછું ચંદ્રનું મગજ ખસવા લાગ્યું. તે એકદમ બરાડ પાડી ઉઠયોઃ—"આવ્યો ! દેવિ ! આવ્યો ! હમણાંજ હું તને તે પાપીનો પ્રાણ હરી બચાવું છું. (વિચાર કરી) પ્રિય કુમુદ ! તું જો તો ખરી; આપણા આ વૃદ્ધ પ્રધાન મ્હને તને ભૂલી જવાનો ઉપદેશ આપે છે. (હસે છે) પણ ના, ના, એ ઉપદેશથી મ્હારૂં હૃદય શાંત થવાને બદલે ત્હારી પાસે આવવાને વધારે ઉશ્કેરાય છે. ( પ્રધાનને કહેવા લાગ્યો ) સચિવજી ! તમે પ્રેમને ઓળખો છો ? મ્હને લાગે છે કે તમે પ્રેમ એ શી વસ્તુ છે તે ઓળખતાજ નથી. સાંભળો, સાંભળો, હું તમને તે સંભળાવું," એમ કહી હાથના ચાળા કરતો એક હાથે પ્રધાનનો હાથ ઝાલી કહેવા લાગ્યોઃ—

" યુવા વૃદ્ધાવસ્થા, સુખ દુઃખ સમે, નિર્મલ અતિ;
ટગે ના પ્રીતિની દિલ પરની જ્વાલા ઝળકતી

બગીચા, મ્હેલોમાં, ઘટ વન અને જંગલ વિષે;
રહે શાંન્તિ હૈયે, પ્રિયતમ પ્રિયા એકજ રહે
ભર્યો હૈયે પ્રેમે; વધુ છેટું થતાં જીવ નિકળે,
વધે તો આનન્દે, કમી થઇ જતાં શોકથી મરે!
દ્રવે નીચોવાયે હૃદયરસ મીઠો છલકતો,
પરંતુ બ્હોળો તે દિલરસ ઝરો ના ખૂટી જતો" કલાપી.

"સમજ્યા પ્રધાનજી! હવે મ્હને રજા આપો; મ્હારી કુમુદ મ્હારાથી દૂર ચાલી જાય છે."

"રાજેન્દ્ર! ત્યારે શું આખરે તમે જશોજ?" કહી વૃદ્ધ પ્રધાન રૂદન કરવા લાગ્યા. પ્રધાનની આંખોમાંથી અશ્રુઓ વહેતાં જોઈ, પ્રેમમાં ઘેલો બનેલો ચંદ્રસિંહ પ્રધાનજીનાં આંસુ પોતાના રૂમાલથી સાફ કરી કહેવા લાગ્યો:—"શા માટે અફસોસ કરો છો? પ્રધાનજી! મ્હારા કાર્યમાં વિઘ્ન ન નાંખો. મ્હને જવા દો. બસ, હવે હું જાઉં છું." એમ બોલી કોઇની તરફ દ્રષ્ટિ નાંખ્યા સિવાય ચંદ્રસિંહ રાજમહેલમાંથી ઝપાટાબંધ ચાલ્યો ગયો. તેને જતો જોઇ વૃદ્ધ પ્રધાન બેશુદ્ધ બની ગયા. જોતજોતાંમાં પ્રેમઘેલો ચંદ્ર દ્રષ્ટિમર્યાદાની બ્હાર નીકળી ગયો. ત્યાં ઉભેલા સેવકો પ્રધાનને શીતળ જળ છાંટવા લાગ્યા. થોડી વારે પ્રધાનજી સાવધ થયા ને રાજકુમારને જતા રહેલા જોઈ ચોધાર આંસુએ રડવા લાગ્યા. પછી જેમ તેમ કરી મનને શાંત કરી, રાત્રે સમાચાર લઇને આવેલા સરદાર તથા ગુમાનસિંહને ત્યાં બોલાવી મંગાવ્યા. ગુમાનસિંહ તથા સરદાર થોડી વારે રાજમહેલમાં આવી પહોંચ્યા ને ચંદ્રસિંહના જતા રહેવાના સમાચાર સાંભળી ઘણાજ દુઃખી થયા. પછી બનેલા બનાવની સવિસ્તર હકીકત એક પત્રમાં લખી રણમલને આપવા, તે પત્ર પ્રધાનજીએ ગુમાનસિંહને આપ્યો ને તેને રણમલની પાસે જવાનું સૂચવ્યું.

ગુમાનસિંહ તથા સરદાર શોકાતુર વદને પત્ર લઇને અમરકંટકને રસ્તે ચાલ્યા ગયા.



# પ્રકરણ ૨૮ મું.



## કુમુદને કેદ.

" અજ્ઞાની મ્હારા અંતરમાં દેખ વિચારી;
અંત સમે કોઈ કામ ન આવે, સગાં કુટુંબ નરનારી. અજ્ઞાની૦
જોબન ધનનું જોર જણાવે, ફાટી આંખે ફરતો;
કાળ કરાળ કહણ શિર વેરી, દિલમાં કેમ નથી ડરતોરે. અજ્ઞાની૦ "

દેવાનંદ.

કુમુદકુમારીને કોચ સાથે ઉપાડી બંને દુષ્ટો એક ગુપ્ત રસ્તેથી વિજયનગરના બહાર નીકળી ગયા અને વિજયનગરની સરહદ વટાવી આડે રસ્તે થઈ એક ભયંકર અરણ્યમાં જઇ પહોંચ્યા. પાછલી રાત્રિનો સમય હતો. તે વખતે આ નિશાચરો એક વૃક્ષની નીચે કુમુદના ન્હાના કોચને મૂકી છૂપી મસલત કરવા લાગ્યા. પાપી ઝેરીમલ કુમુદકુમારીને જોઇ મનમાંને મનમાં મલકાવા લાગ્યો ને હવે ક્યારે કુમુદ જાગે તેની રાહ જોવા લાગ્યો. પાછલી રાત્રિના ઠંડા વાયુથી કુમુદકુમારી જાગી ઉઠી ને એકદમ ચમકીને ચારે તરફ જોવા લાગી તેણે જોયું કે તે નિર્જન વનમાં આવેલી છે ને તેની રહામે બે અજાણ્યા પુરૂષો ઉભા છે. તે પુરૂષોને જોઇ કુમુદકુમારી ભયથી કંપવા લાગી; પણ આખરે હિંમત ધરી તેમને પૂછવા લાગી:—' અરે ! તમે કોણ છો ? મ્હને અહીં કોણ ઉપાડી લાવ્યું છે ? "

તેનાં વચન સાંભળી તરત ઝેરીમલ તેની પાસે આવ્યો ને હસીને કહેવા લાગ્યો:—" કુમુદસુંદરી ! ગભરાશો નહિં. તમને સુખી કરવાને માટે મ્હેંજ આ માર્ગ લીધો છે. હુંજ તમને અહીં લાવ્યો છું."

કુમુદકુમારી પાપાત્મા ઝેરીમલનો અવાજ સાંભળી પોતાને કોણ ઉપાડી લાવ્યું છે તે જાણી ગઇ ને એ પાપીના હાથમાંથી કેવી રીતે મુક્ત થવું તેનો વિચાર કરવા લાગી. તેને વિચારમાં પડેલી જોઈ ઝેરીમલ તેને કહેવા લાગ્યો:—" સુંદરિ ! શો વિચાર કરે છે ? હું ત્હને ત્હારા ચંદ્રથી પણ અધિક સુખ આપીશ; માટે સઘળા વિચા-

રનો ત્યાગ કરી મ્હારા મુકામ પર ચાલ."

કુમુદકુમારીઃ—( આવેશયુક્ત ) ચંડાળ ! ત્હારા મુકામને આગ લગાડ. હું ત્હારી સાથે કોટી ઉપાયે આવનાર નથી. પાપી ! હું ત્હારા સુખની ઇચ્છા રાખતી નથી. હું તો ફક્ત મ્હારા પ્રાણેશ્વરને માટેજ સરજાયેલી છું. હું તેમને સુખે સુખી ને તેમને દુઃખે દુઃખી છું.

ઝેરીમલઃ—કુમુદ ! જ્યારે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મુખ ધોવા જનાર માણસ મૂર્ખ ગણાય છે; માટે ટુંકામાં સમજ ને ત્હારો વિચાર ફેરવ; નહિ તો છેવટે થાકીને માનવું પડશે !

કુમુદકુમારીઃ—દુરાત્મા ! મ્હારા હૃદયનો વિચાર મહાન્ દેવાધિદેવ પણ ફેરવવાને સમર્થ નથી તો તું કોણ બિચારો ? સ્વર્ગના સુખથી પણ અધિક સુખ હું મ્હારા પ્રાણેશ્વરના ચરણની સેવામાંજ જોઉં છું. તેજ મ્હારા પ્રભુ, તેજ મ્હારા આધાર ને તેજ મ્હારા પ્રાણ છે; હું તેમને મ્હારો પ્રાણ જતાં પણ ભૂલનાર નથી—ત્હારી ધારણા ફળિભૂત થવા દેનાર નથી.

ઝેરીમલઃ-સુંદરિ ! તું મ્હને શા માટે ધિક્કારે છે ? હું ત્હારા પ્રેમથી ઘેલો થયો છું. તું મ્હને સ્વીકાર. મ્હારી ઉપર દયા કર.

કુમુદકુમારીઃ—નીચ ! શા માટે પાપ કર્મ કરવા તૈયાર થયો છે ? સમજ અભાગીઆ ! સમજ, આવા પાપી વિચારો ત્હારાં મનમાંથી કાઢી નાંખ.

ઝેરીમલઃ—અરે ! ઘેલી કુમુદ ! હું ત્હારો ઉપદેશ સાંભળવા નથી માગતો. હું તો ફક્ત ત્હારો પ્રેમજ માગું છું. સુંદરિ ! હું તને જોઇ અંધ બન્યો છું.

કુમુદકુમારીઃ—ચંડાળ ! શું તું મ્હારા આ અંગ ઉપર મોહિત થયો છે ?

ઝેરીમલઃ—હા, હું તેજ સર્વાંગ સુંદર બદન પર અંધ થયો છું.

કુમુદકુમારીઃ—( વિચાર કરી ) હાં ! વારૂ પાપી ત્હારી પાસે કાંઈ શસ્ત્ર છે ?

ઝેરીમલઃ—હા, મ્હારી પાસે હાલ તો ફક્ત મ્હારી કટાર છે.

કુમુદકુમારી:—તે કટાર તું મ્હને આપ.

ઝેરીમલ:—કેમ, તેનું ત્હારે શું કામ છે ?

કુમુદકુમારી:—જે મ્હારા સુંદર અંગ પર તું મોહિત થયો છે તે મ્હારૂં સર્વ અંગ ત્હારે સ્વાધીન કરૂં.

ઝેરીમલ:—સમજ્યો ! શાણી સુંદરિ ! હું સમજ્યો ! ત્હારે મ્હારી કટારથી આત્મત્યાગ કરવો છે, કેમ ?

કુમુદકુમારી:—અરે ! હાય ! હાલ મ્હારી પાસે કાંઇ શસ્ત્ર નથી; નહિ તો તને હું બતલાવત કે એક ક્ષત્રાણીને છેડી ત્હેં શો સાર કાઢયો?!

ઝેરીમલ:—ત્યારે શું તું નહિજ માને ?

આમ કહી તે પાપીએ એકદમ કુમુદને પકડી દવા સુંઘાડી તેને બેશુદ્ધ બનાવી દીધી. પછી તે બંને દુષ્ટોએ કુમુદકુમારીના કાચના કટકે કટકા કરી ત્યાં ફેંકી દીધા ને બેભાન કુમુદને ઉપાડી લઇ ત્યાંથી ચાલતા થયા. બપોરના સમયે તેઓ તેમની છાવણીમાં આવી પહોંચ્યા; પણ છાવણીમાં વિશેષ નહિ રોકાતાં ત્યાંથી બે ઉતાવળી ચાલના અશ્વ લઇ તેની ઉપર કુમુદને નાંખી તેઓ ચાલતા થયા. ભયંકર અરણ્યમાં તેઓ ત્રીસેક ગાઉની મુસાફરી કરી છેક સાંજના એક ખંડેર કિલ્લા આગળ આવી પહોંચ્યા. આ કિલ્લો આગળના વખતમાં ઘણોજ સમૃદ્ધિપૂર્ણ હતો; પણ હાલ તેની ઉપર કાળચક્રના સપાટા લાગવાથી તે ભાંગી ટૂટી હાલતમાં માલૂમ પડતો હતો.

આ ભાંગેલા કિલ્લાના એક સ્વચ્છ ભાગમાં ઝેરીમલે કામસિંહ સાથે પ્રવેશ કરી બેશુદ્ધ કુમુદને પૂરી દીધી. તેની સારવારને માટે એક નવયુવતીને તેની પાસે રાખવામાં આવી. કુમુદની સારવારને માટે રાખવામાં આવેલી સ્ત્રી તે કિલ્લામાં ઘણા સમયથી રહેતી હતી. પછી ઝેરીમલે કુમુદને સાવધ કરવાની દવા સુંઘાડી તેને જાગ્રત કરી અને બ્હાર આવીને તેણે કામસિંહને તેજ વખતે પોતાના થોડાક માણસોને તેડી લાવવા છાવણી તરફ મોકલ્યો.

સ્હવાર થતા પહેલાં તો કામસિંહ છાવણીમાં જઇ માણસો સાથે આવી હાજર થયો. આવેલાં માણસોને ઝેરીમલે ત્યાં આગળ

કિલ્લાને ફરતી જે ખાઈ હતી તે ખાઇને વધારે ઉંડી ખોદવાને માટે કામે લગાડયાં. ખાઇ ખોદવાનું કામ પૂરૂં થયા પછી તેમાં મ્હોટાં મ્હોટાં લાકડાં ગોઠવવામાં આવ્યાં ને તેની અંદર અગ્નિ સળગાવવામાં આવ્યો. તે ખાઇનો અગ્નિ તાજો રાખવા માટે અમુક વખતે લાકડાં નાંખવાને ત્યાં થોડાંક માણસોને રોકવામાં આવ્યાં. તે માણસોને અગ્નિ તથા કિલ્લાનો બંદોબસ્ત રાખવાની વરદી આપવામાં આવી. એવી રીતે તે ખાઇમાં નિરંતર અગ્નિ ભડભડાટ બળવા લાગ્યો. જો કોઇ પણ માણસ કિલ્લાની અંદર જવા ધારે તો તેનાથી તે અગ્નિની ખાઇ ઓળંગ્યા સિવાય અંદર જવાય તેમ નહોતું. કિલ્લામાં શી રીતે પ્રવેશ કરવો તેનો ગુપ્ત રસ્તો ફક્ત ઝેરીમલ, કામસિંહ તથા થોડાક સિપાઇઓ જાણતા હતા. અન્ય કોઇને એ રસ્તાની માહિતી નહોતી. ખાઈના બંદોબસ્તનું તમામ કામ પૂર્ણ થયા પછી ઝેરીમલે ગુપ્ત રસ્તે થઇને તે કિલ્લામાં પ્રવેશ કર્યો ને કિલ્લામાં જઇને જોયું તો કુમુદ ઘણીજ દિલગીરીમાં બેઠેલી તેની નજરે પડી.

ઝેરીમલ કુમુદને અનેક પ્રકારે સમજાવવા લાગ્યો; પણ કુમુદે તેનું કહેવું ધ્યાન પર ન લીધું. તેણે તે પાપીનો ઘણો તિરસ્કાર કર્યો. ઝેરીમલ પોતાની ચતુરાઈમાં નિરાશ થયો તેથી છેવટે તેણે કુમુદને છ માસની મુદત આપી ને "જો તેટલા વખતમાં તું ત્હારા વિચાર નહિ ફેરવે તો મ્હારે આખરે નિરૂપાયે નિર્દય કાર્ય કરવું પડશે." એમ કહી કુમુદની સારવારમાં રાખેલી યુવતીને કેટલીક ખાનગી સુચના આપી ઝેરીમલ કામસિંહને લઇ પોતાની છાવણી તરફ વિદાય થઇ ગયો. તેના ગયા પછી તે સેવામાં સોંપેલી સ્ત્રી કુમુદને આશ્વાસન આપવા લાગી.

દિવસ પર દિવસ વીતવા લાગ્યા. કુમુદકુમારી કેદમાં રહી ચંદ્રસિંહને ક્ષણે ક્ષણે યાદ કરી રડવા લાગી; તેથી તેની પાસેની યુવતીનું હૃદય દયાર્દ્ર થયું ને તે કુમુદકુમારીને ધીરજ આપી કહેવા લાગી:— "બ્હેન ! શા માટે રૂદન કરો છો ? ચડતી પડતીનું ચક્ર હંમેશાં ફર્યાજ કરે છે. આખરે સત્ય તરશે ને પાપ ડૂબશે. પ્રભુ પાપીને તેનાં પાપનું

ફળ અવશ્ય આપશે. માટે ધૈર્ય ધારણ કરો !" એવી રીતે તે યુવતી કુમુદને સમજાવી દિલાસો આપતી હતી. થોડા દિવસમાં તો તે યુવતીનો કુમુદ સાથેનો સંબંધ ઘણો દ્રઢ થઇ ગયો.

એ યુવતી વારંવાર આશ્વાસન આપતી હોવાથી કુમુદને સહજ શાંતિ વળી અને પ્રસંગોપાત કુમુદકુમારી તે સ્ત્રીને પૂછવા લાગીઃ— "બહેન ! તું કોણ છે ? તથા અહીં તને શા માટે રાખવામાં આવી છે ? દુષ્ટ ઝેરીમલની સાથે ત્હારે શો સંબંધ છે ? ત્હારી બોલવાની સભ્યતા ઉપરથી તો તું કોઇ કુલીન બાળા જણાય છે. તું ત્હારો ભેદ મ્હને જણાવ. હું ત્હારા દુઃખમાં ભાગ લઇશ !"

કુમુદે તેના કહેવાનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ તેથી તે સ્ત્રીના મુખ ઉપર દુઃખની ઉદાસિનતા છવાઇ ગઇ; પણ તે પોતાનું દુઃખ કુમુદને નહિ જણાવતાં કહેવા લાગીઃ-"બહેન ! મ્હારૂં વૃતાંત ઘણું કરૂણાજનક છે. બહેન ! તમે જો તે જાણવા ચ્હાતાં હો તો હું તે સઘળું આપને કહી સંભળાવું છું." એમ કહી તે સ્ત્રી પોતાનું વૃત્તાંત કુમુદકુમારીને કહી સંભળાવવા લાગી.

## પ્રકરણ ૨૯ મું.

### જાસલ.

"સુખ જેનો દુઃખ અંત છે તેને ઈચ્છે કોણ?
ગ્રન્થિ જે પલ પલ તૂટી તે પર નાચે કોણ?"

કલાપી.

"ઝેરીમલના પિતા સૂર્યસિંહનું રાજ્ય સૂર્યપુરમાં હતું. મ્હારાં માતપિતા પણ સૂર્યપુરમાં રહેતાં હતાં. હું તેમની એકની એક પુત્રી હતી. તેઓ મ્હને ઘણાજ સ્નેહથી ચ્હાતાં હતાં. રાજા સૂર્યસિંહ ઘણા પવિત્ર ને ધર્મિષ્ઠ પુરૂષ હતા. તેમના રાજ્યમાં પ્રજાને સર્વ પ્રકારનું સુખ હતું. મ્હારી ઉમ્મર પંદર વર્ષની થવા આવી હતી. મ્હારૂં નામ જાસલ રાખવામાં આવ્યું હતું. હું મ્હારાં માતાપિતા પાસે આનંદથી

રહેતી હતી. એક દિવસે ઝેરીમલ અશ્વ પર સ્વાર થઈ મ્હારા ઘર આગળથી જતો હતો તે વખતે હું મ્હારા ઘરના દ્વાર આગળ ઉભી હતી; તેથી તેની અને મ્હારી દૃષ્ટિ એક થઇ. હું તેના રૂપથી અંજાઇ ગઇ તેમ ઝેરીમલ પણ મ્હારૂં રૂપ નિહાળી મોહિત બની ગયો. આથી તે દરરોજ મ્હારા ઘર આગળ થઇને જવા આવવા લાગ્યો ને ધીમે ધીમે તે મ્હારા ઘરમાં પણ આવવા જવા લાગ્યો. અલ્પ સમયમાં તો અમે બન્ને જણાં એક બીજાંને ચ્હાવા લાગ્યાં. આવી રીતે પ્રથમ અમારો પ્રેમપ્રસંગ થયો. કાળક્રમે આ વાત મ્હારાં માતાપિતાના જાણવામાં આવી; તેથી તેમણે તરત રાજા સૂર્યસિંહના પ્રધાનજીને બોલાવી કહ્યું કે:—“રાજકુમાર ઝેરીમલ મ્હારી જાસલને ચ્હાય છે; માટે તે બન્નેનાં લગ્ન થાય તો સારૂં.” એવી રીતે સઘળી વાત પ્રધાનજીને કહી. પછી પ્રધાનજીએ રાજમહેલમાં જઈ ખાનગી રીતે ઝેરીમલને આ બાબત પૂછ્યું તો તેણે તેમ કરવાની હા પાડી. પ્રધાનજીએ સૂર્યસિંહને એ વાત જાહેર કરી મ્હારા પિતા પાસે મ્હારૂં માગું કરાવ્યું. મ્હારા પિતાએ સારી રીતે દ્રવ્ય ખર્ચી ઝેરીમલ સાથે મ્હારાં લગ્ન કર્યાં. બાદ અમે એક બીજાને ઘણાજ સ્નેહથી ચ્હાવા લાગ્યાં. ઝેરીમલ તો મ્હને જોઇને એક દીવાનાની માફક મ્હારી પાસે ને પાસેજ રહેવા લાગ્યો. મ્હારો એક શબ્દ નીકળતામાં તો ઝેરીમલ તે પ્રમાણે વર્તવા તત્પર થતો; પણ હાય! તેજ ઝેરીમલે અંતે મ્હારી આવી દુર્દશા કરી છે!”

એમ બોલી જાસલે એક ગાઢ નિઃશ્વાસ મૂકયો ને ફરી પાછી તે કહેવા લાગી:—“એમ દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા તેવામાં કર્મના સંસ્કારે કરી અમરકંટકના ભૂપતિએ અમારા રાજય ઉપર ચઢાઇ કરી ને મ્હારા સાસરાને હરાવી તેમનું રાજય તેણે પોતાને સ્વાધીન કરી લીધું. લડાઇને સમયે હું મ્હારા પિતાને ઘેર રહેતી હતી. ત્યાં રહી હું મ્હારા સ્વામી તથા સસરાનો વિજય થાઓ એવી પ્રભુની હમ્મેશાં પ્રાર્થના કરતી હતી. છેવટે યુદ્ધ પૂર્ણ થયું. મ્હારા સ્વામી તથા સસરા યુદ્ધમાં પરાજિત થઈ પ્રાણ બચાવવાને અર્થે

રણભૂમિમાંથી નાસી છુટયા. સ્વામીના નાસી જવાથી હું ઘણુંજ કલ્પાંત કરવા લાગી. મ્હને તેના વિયોગે બિલકુલ ચેન પડયું નહિ અને હું ઘણીજ મુંઝાવા લાગી. મ્હારા દિવસો હું મહા દુઃખમાં નિર્ગમન કરવા લાગી; તેવામાં વળી પાછું મ્હારા ઉપર બીજું સંકટ આવી પડયું. મ્હારાં માતાપિતા અચાનક મરણને શરણ થયાં એટલે હું નિરાધાર થઇ. તે વખતે મ્હારી ઉંમર અઢાર વર્ષની હતી. હું એકલી પડી અને મ્હને શાંતિ આપનાર પાસે કોઇ રહ્યું નહિ એટલે હું દરરોજ ઝેરીમલને યાદ કરી રડવા લાગી. અરેરે ! તેઓ મ્હને છેલ્લી વખતે મળી પણ ન શકયા. અરે ! હાય ! હવે મ્હારા દિવસો શી રીતે ખૂટશે એ વિચારમાં હું હમ્મેશાં શોકાતુર રહેવા લાગી. એમ કરતાં કરતાં ચાર પાંચ વર્ષ નીકળી ગયાં. એક દિવસે હું સાયંકાળના સમયે મ્હારા ઘરના ઝરૂખામાં રસ્તા તરફ દૃષ્ટિ નાંખી વિચારમાં બેઠી હતી તેવામાં મ્હારી નજર એક ઘોડેસ્વાર ઉપર પડી. જો કે તે ઘોડેસ્વારે પોતાનો ચ્હેરો છૂપાવ્યો હતો તો પણ હું તરતજ તેને ઓળખી ગઇ કે તે ઘોડેસ્વાર ઝેરીમલ હતો. તેને ઓળખી હું તરતજ નીચે ઉતરી. ઝેરીમલ પણ મ્હારી પાસે આવી પહોંચ્યો. હું તેને ગળે વળગી રડવા લાગી; તેથી ઝેરીમલ મને શાંતિ આપી કહેવા લાગ્યોઃ—“ પ્રિયા ! શા માટે રડે છે ? હું અત્યારે છૂપા વેષમાં તને તેડવાનેજ આવ્યો છું. તું ચાલ, મ્હારી સાથે આવવા સત્વર તૈયાર થઇ જા.” તેનાં આવાં વચન સાંભળી હું ઘણો આનંદ પામીને ઘરમાંથી થોડીક કિંમતી ચીજો લઇ ઘર બંધ કરી તેની સાથે જવા નીકળી. ઝેરીમલ મ્હને સાથે લઇને જંગલ તરફ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં અમે ચોથે દિવસે એક ભયંકર અરણ્યમાં જઇ પહોંચ્યાં કે જ્યાં ઝેરીમલનો મુકામ હતો. ત્યાં એક ખંડેર નીચેના ગુપ્ત ભોંયરામાં મ્હને રાખવામાં આવી ને તેણે પોતાના સિપાઇઓની સ્ત્રીઓને મ્હારી દાસીઓ તરીકે રાખી. જંગલના ભીલ લોકો ઝેરીમલના નોકર થઇ રહ્યા હતા. ઝેરીમલ મ્હને હંમેશાં આનંદમાં રાખવાના પ્રયત્નો કરવા લાગ્યો. મ્હેં તેને મ્હારા સસરાનું શું થયું

તે પૂછ્યું ત્યારે તેણે જણાવ્યું કે તેઓ મરણ પામ્યા છે. હું તેમના મૃત્યુના સમાચાર સાંભળી ઘણીજ દિલગીર થઈ; પણ આખરે મન વાળી હું ત્યાં આનંદથી મ્હારા દિવસો નિર્ગમન કરવા લાગી. એ ભોંયરામાં ઝેરીમલ ઘણાંજ ભયંકર કાર્યો કરતો હતો. તેના હાથમાં પકડાયેલા શત્રુને તે ઘણીજ ખરાબ રીતે તે ભોંયરામાં લાવી રિબાવી રિબાવીને મારી નાંખતો અને દેવીને બળિદાન આપતો. દેવીના નામથી દેવીનો ભક્ત થઇ, તેણે જંગલના ભીલ તથા બીજા માણસોને વશ કરી પોતાની સત્તા તેમની ઉપર બેસાડી હતી તેનાં એવાં ભયંકર કાર્યો જોઇ હું તેનાથી કંટાળવા લાગી ને તેને સુધરવાનો ઉપદેશ કરવા લાગી, પણ ઉલટો એથી તો તેનો પ્રેમ મ્હારા ઉપરથી ઓછો થતો ગયો ને તે પહેલાંનો ઝેરીમલ રહ્યો નહિ. તેણે મ્હારો ઉપદેશ સાંભળી મ્હારો તિરસ્કાર કર્યો. એવી રીતે અમારી બન્નેની વચ્ચે કલેશ ઉત્પન્ન થયો. એક દિવસે ઝેરીમલ મને તેની પાસે બોલાવી કહેવા લાગ્યો:–" જાસલ ! હવે ત્હારે ને મ્હારે બનવું મુશ્કેલ છે ! હું તને હવે ચ્હાઇ શકતો નથી. તું મ્હને ઓળખે છે? હું તો એક જાતનો ભોગી ભ્રમર છું. મ્હારે તો દરરોજ નવાં નવાં પુષ્પોની સુગંધ જોઇએ. માટે હવે તું મ્હારાથી સદાને માટે છૂટી છે ને હું પણ ત્હારાથી છૂટો છું. ત્હારે જ્યાં જવું હોય ત્યાં ચાલી જા " તેના આવા શબ્દો સાંભળી મ્હને ગુસ્સો ચઢયો ને તેથી હું તેને ક્રોધે ભરાઇ કહેવા લાગી:–" ત્હારો પ્રેમ આવોજ કે ? ત્હારે આવું કરવું હતું તો પછી ત્હેં શા માટે મ્હારી સાથે લગ્ન કરી મ્હારો અવતાર બગાડયો ? " આવાં મ્હારાં વચનો સાંભળી તે પાપી છેક નિર્લજ્જ થઇને મ્હને કહેવા લાગ્યો:–" જાસલ ! મ્હને ખબર નહોતી કે તું હમ્મેશાં મ્હારે મન લાયક રહીશ; માટે હવે વધુ ગરબડ કર્યા સિવાય અહીંથી રસ્તે પડ." આથી મ્હને ઘણુંજ ખોટું લાગ્યું ને હું તેને કહેવા લાગી:–" ઝેરીમલ ! યાદ રાખજે કે, જ્યારે તું મ્હને તજે છે ત્યારે હું પણ તને ફસાવીશ. તું અહિં રહે છે તે સ્થળ હું અમરકંટકના મહારાજાને જણાવીશ ને તેમને અત્રે તેડી લાવી તને પક-

ડાવીશ. મ્હારાં વચનો સાંભળી તે પાપી ઘણોજ ક્રોધાયમાન થઇ ગયો ને એકદમ મ્હારી તરફ ધસી આવી તેણે મને બંદીવાન્ બનાવી દીધી. તેનાં હાથમાંથી છૂટવાને મ્હેં ઘણુંજ તરફડીયાં માર્યાં પણ મ્હારૂં કાંઇજ ચાલ્યું નહિ. છેવટે તે દુષ્ટે મ્હને તેનાં માણસો પાસે ઉંચકાવી આ ખંડેર કિલ્લામાં લાવી કેદ કરી દીધી. બ્હેન! આ ખંડેર કિલ્લામાં હું સાત વર્ષથી રહું છું. આ દીર્ઘકાળ દરમિયાન આજેજ મ્હેં મનુષ્યજાત સાથે પહેલી વાર વાત કરી. આ ખંડેરમાં કેટલાંક ફળફળાદિનાં વૃક્ષો તેમજ એક પાણીનો ઝરો છે. હું ફળ-ફળાદિ ખાઇ અત્રે દિવસો ગુજારૂં છું. બ્હેન! તે ચંડાળનું મ્હોં પણ મ્હેં આજેજ જોયું. વ્હાલી બ્હેન! હું ઘણીજ દુઃખી છું. હું દુષ્ટ ઝેરીમલ્લને પ્રાણ જતાં સુધી પણ શુભ ઉપદેશ આપી હિત વચનો કહી તમારો બચાવ કરીશ. બ્હેન! હવે તે પાપીના પાપનો ઘડો ભરાવા આવ્યો છે તે થોડા સમયમાં ફૂટશે અને તેની સાથેજ તેનો આવરદા પણ ખૂટશે. બ્હેન! આ દુખિયારીની આટલી હકીકત છે. આજ તમે મળ્યાં ત્યારે તમારી સાથે વાત કરવાથી મ્હારૂં હૃદય હલકું થયું છે. હું તમને જોઇ મ્હારૂં દુઃખ ભૂલી ગઇ છું. બ્હેન! ગભરાશો નહિ. ઇશ્વર આપણને સહાય કરશે ને તેજ નિરાધારનો આધાર તમારૂં રક્ષણ કરશે.”

આટલી વાત કરી, જાસલ બોલતી બંધ રહી ને વધારે રાત્રિ વ્યતીત થવાથી બંને સખીઓ નિદ્રાધીન થઇ ગઇ.

## પ્રકરણ ૩૦ મું.

### રણમલની ચતુરાઇ.

રાજમહેલના એક વિશાળ ચોગાનમાં રણમલસિંહ એક વિરા-માસન પર બેઠો બેઠો પોતાના મન સાથે પ્રભુની અલૌકિક લીલાના વિચારો કરતો હતોઃ—“વિભુ! તમારી અકળિત લીલાનો પાર પામવા કોઇ સમર્થ નથી. અહા! આ ટુંક સમયમાં કેટલા બધા

બનાવો બની ગયા ? ક્યાં મ્હારૂં કેદમાં પડવું ? ક્યાં આ નગરમાં આવવું, ને વળી આ રાજ્ય મળવું ! ધન્ય પ્રભુ ! ધન્ય ! આપને મ્હારા વારંવાર પ્રણામ છે. પ્રભુ ! અમે દુનિયાનાં સ્વાર્થી માણસો આપને નથી ઓળખી શકતાં. દયાળુ ! જ્યારે અમારી ઉપર કષ્ટ પડે છે ત્યારેજ અમે આપને યાદ કરીયે છીએ; એવા અમે પામર જન સ્વાર્થી છીએ. પ્રભુ ! આપ તો દયાળુ છો ! આપ આપના બાળકોના અપરાધ સ્હામું જોતા નથી ને સર્વત્ર મનુષ્યોને તેમના કૃત્ય પ્રમાણે ફળ આપ્યા કરો છો. માટે હે દયાળુ પ્રભુ ! આપને હું પ્રણામ કરૂં છું."

એવી રીતે રણુમલ મનમાં ને મનમાં પ્રભુના ગુણ ગાવા લાગ્યો. પછી રત્નપ્રભાને યાદ કરી તેના વિચારો કરવા લાગ્યો:—" સુંદરિ રત્નપ્રભા ! તું પણ એક નારીરત્ન છે. ત્હારા મિલનથી હું જાણે કે સ્વર્ગભુવનમાં છું. પ્રિય રત્ન ! તું મ્હારૂં સર્વસ્વ છે. તુંજ મ્હારા સુખનું સરોવર છે. અહા ! જે વખતે ત્હારા મુખમાંથી મધુરાં વચનો નીકળે છે તે વખતે મ્હને કેટલો બધો આનંદ થાય છે ?"

રણુમલ આવા વિચારો કરે છે એટલામાં બ્હાર કોઈના આવવાનાં પગલાંનો અવાજ સંભળાયો. રણુમલે તે તરફ જોયું તો તેણે દ્વારના પ્રતિહારને પોતાની પાસે આવતો જોયો. પ્રતિહારે તેની પાસે આવી જમીન સુધી નીચા નમીને વંદન કરી કહ્યું:—" મહારાજ ! આપશ્રીએ મહારાજા ચંદ્રસિંહની ઉપર પત્ર લખી જે સરદારને પત્ર આપવા મોકલ્યા હતા તે સરદાર હાલ અત્રે આવી પહોંચ્યા છે ને તે સરદારની સાથે બીજો કોઇ અજાણ્યો માણસ પણ છે; તેઓ બંને અંદર પ્રવેશ કરવાની આજ્ઞા માગે છે. " " બહુ સારૂં તેમને અંદર પ્રવેશ કરાવો." રણુમલે આજ્ઞા આપી.

પ્રતિહાર નમીને ચાલ્યો ગયો ને થોડી વારમાં તેઓને લઇ અંદર પાછો આવ્યો. તે બંને જણાને જોતાંજ રણુમલે ગુમાનસિંહને ઓળખ્યો. તે એકદમ ઉભો થઇ ગુમાનસિંહને ભેટી પડયો. ગુમાનસિંહનાં નેત્રોમાંથી હર્ષાશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. તે રણુમલને

આશીર્વચનો કહેવા લાગ્યો. પછી રણમલ ગુમાનસિંહને કુશળ વર્ત-માન પૂછવા લાગ્યો. તેના જવાબમાં તેણે તેની પાસેથી નીકળ્યા પછી જે જે હકિકત બની હતી તે બધી રણમલને કહી સંભળાવી તથા કુમુદકુમારીનું હરણ થયું છે ને ચંદ્રસિંહભાઇ તેમની પાછળ પ્રેમઘેલા થઇ ચાલ્યા ગયા છે વગેરે સવિસ્તર હકિકત પણ કહી સંભ-ળાવી. તે પછી સરદારે પ્રતાપસિંહે આપેલો પત્ર રણમલના હાથમાં મૂકયો. તે પત્રમાં ગુમાનસિંહે જે હકીકત કહી તેનો માત્ર સાર હતો. વિશેષમાં ધૈર્ય ધરવું, અંતે સૌ સારૂં થશે વગેરે આશ્વાસનસુચક શબ્દો લખેલા હતા. પત્ર વાંચી રણમલ થોડી વાર સુધી શાંત બેસી રહ્યો ને પછી ગુમાનસિંહને કહેવા લાગ્યો:—"ગુમાનસિંહ! એક પછી એક એવા પ્રસગો બનતા જાય છે કે, મ્હને કાંઈ સમજણ પડતી નથી. જ્યાં સુધી તે દુષ્ટ ઝેરીમલ જીવતો છે ત્યાં સુધી અમને કોઇને શાન્તિ તેમજ સુખ મળનાર નથી; માટે હવે તેને સત્વર યમસદનમાં પહોંચતો કરવો જોઇએ. મ્હારા ધારવા પ્રમાણે તેજ ચંડાળ કુમુદકુમારીને ઉપાડી ગયેલો હોવો જોઇએ; તેથી હવે તો જેમ બને તેમ જલદીથી તેનો નાશજ કરી નાંખવો ઉચિત છે. હવે વિલંબ નહિ કરતાં કાલે પ્રાતઃકાળે આપણા સેનાધિપતિને કહી ત્રણસો બહાદુર લડવૈયાને તૈયાર થવા હુકમ આપો. મ્હારા ધારવા મુજબ તે પાપીએ ગુપ્તગૃહમાંજ કુમુદકુમારીને કેદ કર્યાં હશે ને તે પાપી પણ ત્યાંજ હશે. આપણે આપણા સૈનિકો સાથે કાલે પ્રાતઃકાળે ગુપ્તગૃહ તરફ પ્રયાણ કરીએ ને ત્યાં ગયા પછી આપણા અડધા સૈનિકોને બ્હાર રાખી બાકીનાને લઈ હું જાતેજ ગુપ્તગૃહમાં પ્રવેશ કરીશ. બ્હારના સૈનિકોને તમે તમારી સરદારીમાં રાખજો. તે સૈનિકોની મદદથી તમે બ્હાર આસપાસ સખ્ત પહેરો રાખજો કે જેથી અંદ-રનો કોઇ પણ માણસ બ્હાર કે બ્હારનો અંદર આવવા જવા પામે નહિ. કેમ આ મ્હારી યોજના તમારા ધ્યાનમાં ઉતરે છે?"

"આપની યોજના ઘણી ઉત્તમ છે." ગુમાનસિંહે જવાબ આપ્યો.

રણુમલે કહ્યું:—“ ગુમાનસિંહ ! રાત્રિ પડવા આવી છે; વળી તમે તથા આ સરદાર મુસાફરીથી શ્રમિત થયા હશો તેથી હવે જાઓ ને જમી કરી સુખે વિશ્રાંતિ લ્યો. મ્હેં જે ગોઠવણુ કરવા ધારી છે તે પ્રમાણે સેનાધિપતિને સમજણુ પાડજો. કાલે પ્રાતઃકાળમાં આપણે અહિંથી ઉપડવાનું છે. ”

ગુમાનસિંહ તથા સરદાર રણુમલની આજ્ઞા લઈ ત્યાંથી ચાલ્યા ગયા. તેમના ગયા પછી રણુમલે પહેરેગીરને હાંક મારી:—“અરે કોઇ દેવડી પર હાજર છે કે ? ”

તરત રામસિંહ અંદર દોડી આવ્યો અને નમન કરી ઉભો રહ્યો. રામસિંહને જોઈ રણુમલે તેજ વખતે તેને પ્રધાનજીને બોલાવી લાવવાની આજ્ઞા કરી. રામસિંહ ચાલ્યો ગયો ને પ્રધાનજીની પાસે જઇ મહારાજા આપને બોલાવે છે, કહી એક બાજુ ઉભો રહ્યો. અચાનક અત્યારે પોતાનું શું કામ પડયું હશે ? એમ મન સાથે પ્રશ્ન કરી પ્રધાનજી કપડાં બદલી રામસિંહની સાથે રાજમહેલમાં આવ્યા ને રણુમલસિંહને નમન કરી યોગ્ય આસને બેઠા.

“ મ્હને અત્યારે કેમ બોલાવવો પડયો છે ? ” પ્રધાને પૂછ્યું.

રણુમલે વિજયનગરમાં બનેલી સઘળી હકીકત પ્રધાનને કહી સંભળાવી. પછી પોતે કરેલી ગોઠવણ પણ તેમને કહી સંભળાવી. પોતાના ન્હાના રાજાનાં બુદ્ધિ ચાતુર્ય જોઇ પ્રધાનજી આશ્ચર્ય પામ્યા ને મનમાંને મનમાં તેમનાં વખાણુ કરવા લાગ્યા કે:—“ મહારાજાએ યોગ્ય રાજકુમારનેજ રાજ્ય આપ્યું છે. આ બુદ્ધિશાળી રાજાને પ્રભુ ચિરાયુ રાખો એવી મ્હારી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.” આવી રીતે રણુમલનાં વખાણુ કરી પ્રધાનજી કહેવા લાગ્યા:—“મહા રાજા ! આપે કરવા ધારેલી ગોઠવણુ ઘણીજ ઉત્તમ છે, વિશેષમાં મ્હારે એટલું કહેવાનું છે કે, જો આપની આજ્ઞા હોય તો હું પણુ સાથે આવું. ”

રણુમલ:—મંત્રીશ્વર ! આપ તો આ રાજ્યના આધાર-સ્થંભરૂપ છો. જો તમે સાથે આવશો તો પછી આ રાજ્યતંત્ર મ્હારી ગેર-

હાજરીમાં કોણ સંભાળશે ? માટે આપ તો અહિંજ રહો. હું થોડા સમયમાં તે પાપીને કેદ કરી તેમજ ભાભીને છોડાવી પાછો રાજધાનીમાં આવી પહોંચીશ. ત્યાર પછી આપણે ભાઇની તપાસ કરીશું.

પ્રધાનઃ—જેવી આપની ઇચ્છા; પણ આપ હજી નાની ઉમરના છો તેથી મ્હારે કહેવું પડે છે કે શત્રુથી સાવધ રહેજો. દગાખોર માણસ પર વિશ્વાસ મૂકતા પહેલાં હમ્મેશાં વિચાર કરજો. પ્રભુ આપને આપના કાર્યમાં સહાય કરો.

રણમલઃ—તમારા શિખામણ હું માથે ચડાવું છું. મ્હારા અહિંથી ગયા પછી તમે આપણા દરેક ખંડિયા રાજ્યમાં આપણાં માણસો મારફત મ્હોટાભાઈ ચંદ્રસિંહજીની છબીઓ મોકલી આપજો અને તે સાથે દરેકને એકેક પત્ર લખી મોકલજો. તેમાં એવું લખી જણાવજો કે, આ અમારો માણસ તમારા રાજ્યમાં આવ્યો છે તેની સાથે વિજયનગરના મહારાજા ચંદ્રસિંહજીની છબી મોકલી છે. જો તેઓ તમારા રાજ્યમાં અથવા તો તમારી સરહદમાં હોય તો તેમને સારી સંભાળથી, યોગ્ય સન્માન સાથે અમારી તરફ જલદી રવાના કરવા. દરેક પત્ર ઉપર આપણી મહોર છાપજો; અને તે પત્ર લઇ જનાર માણસને સૂચના આપજો કે, તે એ પત્રો દરેક રાજાને પહોંચાડે. રાજા જ્યાં સુધી તમને તે પત્રનો જવાબ ન આપે ત્યાં સુધી તેના ખરચે તેના રાજ્યમાં રહેવું. જે માણસ જે રાજ્યમાં જાય તે રાજાએ આ બાબત શું કર્યું વગેરે સવિસ્તર હકીકતનો જવાબ તે રાજાની પાસેજ લખાવી લઈ પાછા આવવું. એવી રીતની દરેકને સૂચના આપવી. પ્રધાનજી ! આવી રીતની આ બીજી ગોઠવણ કરવા ધારી છે તે તમને પસંદ છે કે કેમ ?

પ્રધાનઃ—(આશ્ચર્યયુક્ત) મહારાજ ! તમે ગોઠવણ કરવામાં કાંઈ બાકી રાખી નથી. મ્હેં સ્વપ્ને પણ નહોતું ધાર્યું કે આપ નજર પહોંચાડી. આવી આબાદ યોજના કરશો ! ધન્ય છે તમારી બુદ્ધિને ! મહારાજ ! આપે કરવા ધારેલી ગોઠવણ ઘણીજ ઉત્તમ છે અને તેથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. આપની સૂચના મુજબ હું સઘળો બંદો-

બસ્ત સત્વર કરીશ.

રણમલ્લ:—તો ઘણું સારૂં. હવે રાત્રિ ઘણી વ્યતીત થઇ ગઇ છે માટે હવે આપ પધારો. કાલે પ્રાતઃકાળમાં અમે પ્રયાણ કરીશું ને હંમેશાં સમાચાર મોકલતા રહીશું.

પ્રધાન:—મહારાજાનો જય થાઓ. હવે હું રજા માગું છું.

રણમલ:—હા, બેલાશક પધારો.

અમરકંટકનો વૃદ્ધ મંત્રી પોતાના બાળ મહારાજાની ચતુરાઇનાં પોતાના મન સાથે વખાણ કરતો પોતાને મુકામે જઇ પહોંચ્યો. પ્રધાનજીના ગયા પછી રણમલ્લ પોતાના શયનભુવનમાં રત્નપ્રભાની પાસે જવા નીકળ્યો.



## પ્રકરણ ૩૧ મું.



### પ્રેમ-વિનોદ.

" કેવી શાન્ત નિશા ! જરી પવનથી ના ડોલતું પાંદડું !
કેવું ચંદ્ર પ્રકાશથી ચળકતું આકાશ આ ઉજવળું !
હા હા ! આ સમયે, પ્રિયે ! હૃદયથી કાં ના લપેટે મને ?
કાં તારૂં મન શોકથી ઉભરાતું શંકા ભરેલું અરે ! "

—કલાપી,

રાજમહેલના દિવાનખાના પાસેના એક ખુલ્લા ઝરૂખામાં અંગ પર કાળું અંબર ધારણ કરી રાજકન્યા રત્નપ્રભા એક વિરામાસન પર પડેલી હતી. ચંદ્રનો પ્રકાશ તેના ગૌર અંગની શોભામાં ઘણોજ વધારો કરી રહ્યો હતો. તે હાથમાં મોરનાં પીંછાંનો પંખો ઝાલી ધીમે ધીમે પવન ખાતી હતી. તે પંખાને રાજકુમારીએ પોતાના કોમળ હાથમાં પકડેલો હોવાથી તે જાણે પોતાને ભાગ્યશાળી ન માનતો હોય તેમ મલકાતો હાલી રહ્યો હતો. રત્નપ્રભાના કોમળ કરમાં હિરાજડિત તેજસ્વી બંગડીઓ શોભી રહી હતી. તેનો હાથ વારંવાર હલવાથી બંગડીઓ ચંદ્રના પ્રકાશમાં પ્રકાશી રહી હતી. રાજકન્યાના

કર્ણમાં પણ મૂલ્યવાન પાણીદાર નીલમનાં એરીંગ શોભતાં હતાં. ગળામાં મોતીની માળા અને ભાલ પ્રદેશમાં ઝીણી કુમકુમની ટીપકી શોભી રહી હતી. વાંચક ! આ વખતે રત્નપ્રભા તેના નામાનુસાર રત્નના જેવીજ સૌંદર્યમયી જણાતી હતી.

રાજકન્યા રત્નપ્રભા પોતાના પ્રિયતમની રાહ જોતી બેઠી હતી એવામાં રણમલે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. ચતુર રાજકન્યાએ રણમલને જોયો ને પતિ મોડા આવ્યા માટે સહજ વિનોદ કરવાનો વિચાર કરી જાણે પતિને જોયાજ નથી એવા ભાવથી આડું જોઈ બોલવા લાગી:-" અરે ! પ્રેમાભિલાષિની કમલિની ! થોડીવાર શાન્ત થા. હમણાંજ હારો મધુકર આવશે. તું શા માટે હારૂં મનહર વદન-કમળ કરમાવે છે." એમ કહી પોતે થોડીવાર શાન્ત રહી.

રણમલઃ-(સ્વગત) અરે ! આ શું બોલે છે ? મધુકર શું ને કમલિની શું ? ઠીક ઠીક એ કોની સાથે બોલે છે એ હું ધ્યાન દઇ સાંભળું. હજી એણે મ્હને જોયો નથી એટલે ઠીક પડશે.

એમ બોલી રણમલ એક ખૂણામાં ચૂપકીથી સંતાઇ ઉભો રહ્યો રત્નપ્રભાએ તેને સંતાતાં જોયો તેથી પાછી તેને સંભળાવવાને બોલવા લાગી:-(લાંબો હાથ કરી) " મ્હને લાગે છે કે, આ મધુકર વજ્ર હૃદયનો હોવો જોઇએ. બિચારી કમલિની તેને માટે કેટલી ટળવળી રહી છે ? તેના વજ્ર હૃદયને સહજ પણ દયા આવે છે ? અરે ! જોને પાછો તે તો ચાલવા લાગ્યો. કેવો ક્રૂર હૃદયનો છે ? ! જો કમલિની ! હારો મધુકર જાય છે; ઉઠ ઉભી થા ને તેને પકડ. તેને જતો અટકાવવાનો તને હક્ક છે, સમજી ? "

એમ બોલી રત્નપ્રભા ઉભી થઇ ને જાણે કોઇને કાંઈ કહેતી હોય તેમ હાથના ચાળા કરવા લાગી.

આવું જોઈ રણમલ ગભરાઇ ગયો ને મનમાં બોલવા લાગ્યોઃ- " અરે ! મ્હને લાગે છે કે, આ ઘેલી તો નહિ થઈ ગઇ હોય ? ચાલ, તપાસ કરૂં." એમ વિચાર કરી રણમલ રત્નપ્રભાની પાસે આવી પૂછવા લાગ્યો:-"વ્હાલી રત્ન ! તું અત્યારે આ શું બોલે છે ?

ત્હારૂં ભાન ઠેકાણે છે કે નહિ ?"

રત્નપ્રભાઃ—(તેના સ્હામું જોઇ ગંભીર મુખ રાખી કહેવા લાગી) મ્હારૂં ભાન મધુકરની પાસે છે.

રણમલ્લઃ—સુશીલે ! કોનું ભાન મધુકરની પાસે છે ?

રત્નપ્રભાઃ—પ્રેમઘેલી કમલિનીનું.

રણમલ્લઃ—અરે ! કમલિની ! એ શું ? પ્રિય રત્ન ! તું આ શું બકે છે ? તું સાવધ તો છેને ? મનોરમા ! સાંભળ, મ્હારે કાલે અગત્યના કાર્ય માટે રાજધાનીનો ત્યાગ કરી જવાનું છે માટે એ સંબંધી અત્યારે મ્હારે ત્હારી સાથે થોડી વાતચિત કરવાની છે.

રત્નપ્રભાઃ—હા ! તે તો હું જાણું છું કે, તમે જશોજ. મ્હારા ના કહેવાથી તમે કાંઇ થોડાજ રોકાવાના છો ? વળી પાછું બીજું બોલવા લાગીઃ—" અરે ! પ્રેમઘેલી કમલિની ! ત્હારો મધુકર તો જવા તૈયાર થયો. હવે તું મધુકરની આશા રાખીશ નહિ. જો, ત્હારો પ્રિયતમ કેવો દગારો છે કે તને ફોસલાવી જતા રહેવાનો લાગ શોધે છે ! અરે ! બિચારી કમલિની સમજતી નથી કે તેનો મધુકર આવો કેમ હશે ? ઓ પ્રેમી જણાતા મધુકર ! તું આવો ક્રૂર ક્યાંથી ?"

રણમલઃ—( તેની પાસે જઈ) પ્રિયે ! મ્હને લાગે છે કે, ત્હને કંઈ થયું છે ! તું આ શું બોલે છે ને તું કોને પ્રેમશૂન્ય કહે છે ? રત્નપ્રભા ! તું ગાંડી તો નથી થઇને ?

રત્નપ્રભાઃ—પ્રેમી કમલિની વજ્ર હૃદયના મધુકરની પાછળ ઘેલી બની ગઇ છે.

રણમલ્લઃ (સ્વગત) નક્કી એમજ. મ્હેં જવાની વાત કરી તેથીજ તે આમ બોલતી હશે ને તેણે આ નાટક ભજવવાનું શરૂ કર્યું હશે ! નક્કી એમજ. (વિચાર કરી) મ્હને તો આમાં કાંઇ સમજણ પડતી નથી. (પ્રકટ) કમળવદનિ ! તું આ શું બોલે છે ? કયાં છે અહિં ત્હારાં મધુકર ને કમલિની ? બતાવ મ્હને ? !

એમ બોલી રણમલે રત્નપ્રભાનો હાથ પકડયો

રત્નપ્રભાઃ—(હસીને) વ્હાલા ! શું ત્યારે તમારે મ્હારા મધુકરને

જોવો છે ? જુઓ, તે હાલ તેની પ્રિયાની પાસે મ્હાર ગામ જવાની રજા લેવા આવ્યો છે.

રણમલ્લઃ—(ચારે તરફ નજર ફેરવી) ક્યાં છે ? અહિં તો કોઈ જણાતું નથી. તું બધું જૂઠું બોલે છે. વારૂ, કહે જોઇએ કે હવે કમલિની ક્યાં છે ?

રત્નપ્રભાઃ—(એક ખૂણા તરફ આંગળી કરી) જુઓ પેલી ઉભી.

રણમલઃ—(ખૂણા તરફ જોઇ) અરે ! હું તો કોઇને પણ જોતો નથી ! ક્યાં છે ?

રત્નપ્રભાઃ—(હાથ લાંબો કરી) જુઓ ! જુઓ ! તે તેની જગ્યાએથી ખસીને દાદરનાં પગથીઆં ઉતરવા લાગી ! કેમ જોઇને ?

રણમલઃ—(ચારે તરફ જોતો) ના રે ના; હું તો કાંઇ જોઈ શકતો નથી ! મ્હને કશુ જણાતું નથી !

રત્નપ્રભાઃ—જુઓ ! જુઓ ! વળી તે પાછી ઉપર આવી ને તે તમારી પાસે આવવાનો પ્રયત્ન કરવા લાગી.

રણમલ્લઃ—(ચમકીને) અરે ! ક્યાં છે ? હું તો અહિં ત્હારી પાસે ઉભો છું ને ? મ્હારી પાસે તો કોઇએ નથી !

રત્નપ્રભાઃ—ત્યારે શું એ જતી રહી ? (રણમલ્લના સામું જોઇ) અરે ! જાય ક્યાં ?

રણમલઃ—તે તું જાણે ! મ્હને શી ખબર.

રત્નપ્રભાઃ—(હસતાં હસતાં) હા ! હા ! ! હવે જોઇ ! હં ! પણ વારૂ, તમે તેના સ્વામી મધુકરને જોયો ?

રણમલઃ—ના ! પ્રિય રત્ન ! ક્યાં છે તેનો સ્વામી મધુકર ?

રત્નપ્રભાઃ—તેની પણ તમને ખબર નથી કે ? થોડા સમય ઉપર તો તે મ્હારા હૃદયમાં હતો ને હાલ તો તે મ્હારી છેક નજીક ઉભો છે. આશ્ચર્ય પામવા જેવું છે કે તમે તેને જોઈ શકતા નથી.

રણમલ્લઃ—અરે દીવાની ! ત્હારી નજીકમાં તો કોઈ નથ; વળી પાછી એમ કહે છે કે થોડા વખત ઉપર મ્હારા હૃદયમાં હતો. મધુકર તે હૃદયમાં રહેતો હશે ? ! હું અજબ થાઉં છું કે આજે તું

આ શું બોલે છે !

રત્નપ્રભાઃ—એમ કે ? મધુકર હૃદયમાં ન રહી શકે ? અરે ! તેને તો હું મ્હારી એક આંખમાં સમાવું તેમ છું.

રણમલઃ—(કંટાળીને) પ્રિયા ! હું પ્રતિજ્ઞાથી કહું છું કે હું તેમને કોઇને જોઇ શકતો નથી.

રત્નપ્રભાઃ—ઘણી નવાઇની વાત ! વારૂ, તમારામાં કાંઈ કપટ તો નથી ને ?

રણમલઃ-પ્રિયે ! આમ શા માટે બોલે છે ? શું તું મ્હને કપટી ધારે છે ? દેવિ ! મ્હારૂં હૃદય નિર્મળ છે. હું અંતઃકરણપૂર્વક તેમને બંનેને જોવા ઇચ્છું છું.

રત્નપ્રભાઃ—એમ ? તમારે તેમને જોવાંજ છે ?

રણમલઃ—હા ! હા ! હું ચોક્કસ કહુંછું કે મ્હારે તેમને જોવાં છે!

રત્નપ્રભાઃ—ભલે ! તો આમ સહજ મ્હારી પાસે આવો. (રણુમલનો હાથ પકડી પોતાની તરફ ખેંચે છે) જુઓ સાંભળો, જાણે કે તમે પોતેજ મ્હારા મધુકર છો ને હુંજ તમારી કમલિની છું. કેમ, હવે તમે તે બંનેને જોયાં ? કેમ આપણે બંને પાસેને પાસે છીએ ને ? બોલોને મ્હારા ભોળા ભરથાર ?

એમ કહી રત્નપ્રભા રણમલને ગળે વળગી પડી ખૂબ હસવા લાગી.

રણમલઃ—(આશ્ચર્યયુક્ત) વાહરે શાણી રત્નપ્રભા ! ત્હારી ચતુરાઇને ધન્ય છે ! ત્હેં તો આજે મ્હને ખૂબ બનાવ્યો ! આ ત્હારો રણમલ જો કે હજી સુધી કોઇનાથી ઠગાયો નથી પણ તેને આજ ત્હેં પૂરેપૂરો ઠગ્યો ! રત્નપ્રભા ! આજે ત્હેં અપૂર્વ નાટક ભજવ્યું છે ! સુંદરિ ! ત્હેં ત્હારો શ્રમ સફળ કર્યો છે ! તું મ્હારી દેવી છે.

રત્નપ્રભાઃ—નાથ ! હું એટલા બધા માનને લાયક નથી. હું તો તમારી દાસીછું. વ્હાલા ! હું અત્યારે જે સ્વર્ગીય સુખ ભોગવું છું એ સઘળો આપના ચરણની સેવાનોજ પ્રતાપ છે.

રણમલઃ—મ્હારી જીવનમોહિનિ ! તું સ્ત્રીઓમાં એક રત્ન છે !

રત્નપ્રભાઃ—નાથ ! એવી વ્યર્થ પ્રશંશા કરવી જવા દો. આપને

ક્યા અગત્યના કાર્ય અર્થે જવું છે તે જણાવો તેમજ આ દાસીને જે આજ્ઞા કરવાની હોય તે બેલાશક કરો.

રણમલઃ—સુભદ્રે ! ઘણાજ માઠા સમાચાર છે ! વિજયનગરના આપણા વૃદ્ધ મંત્રીશ્વર પ્રતાપસિંહજી તરફથી એક પત્ર આવેલો છે.

રત્નપ્રભાઃ—શી બાબતનો ?

રણમલઃ—તેમાં એમ જણાવ્યું છે કે, કુમુદકુમારીને દુષ્ટ ઝેરીમલ ઉપાડી ગયો છે ને ચંદ્રસિંહભાઇ તેમની પાછળ દીવાના બની જંગલમાં ચાલ્યા ગયા છે. ઘણી શોધ કરવા છતાં પણ તેમનો કાંઇ પત્તો લાગ્યો નથી.

રત્નપ્રભાઃ—અરે ! આ શો જુલ્મ ! ? એકદમ આ શું થઇ ગયું ? વ્હાલા ! હવે કેમ કરીશું ? ભાઈ તથા ભાભીને માથે એકાએક સંકટ આવી પડ્યું ! અરેરે ! આપણે હવે તેમને ક્યાં શોધીશું ? તેમને શી રીતે સંકટમાંથી મુક્ત કરીશું ? (એમ બોલી રત્નપ્રભા રડવા લાગી.)

રણમલઃ—પ્રાણેશ્વરિ ! શા માટે રૂદન કરે છે ? આ કષ્ટ તે શા હિસાબમાં છે. આ કષ્ટ નથી પણ ઇશ્વરના તરફની એક કસોટી છે. તેમાંથી આપણે શુદ્ધ થઇને બ્હાર નીકળવાનું છે; માટે ગભરાવું ન જોઇએ. આ ત્હારો રણમલ દુઃખ દેખી ડરી જાય તેવો નથી. ભલે દુઃખના ડુંગરે ડુંગર મ્હારી ઉપર તૂટી પડે પણ હું કદાપિ હિંમત હારીશ નહિ. પ્રિયા ! ઇશ્વર જે કાર્ય કરે છે તે સારાને માટેજ.

રત્નપ્રભાઃ—પ્રાણનાથ ! ભાભીને છોડાવવા તથા ભાઇની શોધ કરવા માટે આપે શો વિચાર કર્યો છે ?

રણમલઃ—તેની સઘળી ગોઠવણ મ્હેં કરી છે ને આપણા પ્રધાનજીને યોગ્ય સૂચના પણ આપી છે. પ્રથમ હું ભાભીને મુક્ત કરવા જવા ધારૂંછું; કારણ કે તેઓ કયાં છે તે હું જાણું છું. (એમ કહી રણમલે પોતે કરેલી ગોઠવણ રત્નપ્રભાને કહી સંભળાવી.)

રત્નપ્રભાઃ—ગોઠવણ તો ઘણીજ ઉત્તમ છે પણ આપ મ્હારી એક વાત સાંભળશો ?

રણમલઃ—અરે વાહરે ! તમે વળી આવું બોલતાં ક્યારથી શીખ્યાં?

રત્નપ્રભાઃ—આપણો બંનેનો પ્રેમ બંધાયો ત્યારથી ! (એમ કહી રણમલ્લ તરફ જોઇ રત્નપ્રભા હસવા લાગી.)

રણમલ્લઃ—જીવનમોહિનિ ! તું મ્હારૂં સર્વસ્વ છે. બોલ, તું શું કહેવા માગે છે ?

રત્નપ્રભાઃ—મ્હારે કહેવાનું એટલુંજ છે કે, આપને જાતે કુમુદા બહેનને છોડાવવા જવાની તસ્દી લેવાની કાંઈ જરૂર નથી; પણ આપને બદલે આપની આ રંક દાસીને રજા આપશો તો હું કુમુદા બહેનને છોડાવી તે પાપી ઝેરીમલ્લને ચતુર્ભુજ બનાવી આપની સમક્ષ હાજર કરીશ.

રણમલઃ-( આશ્ચર્ય પામીને ) રત્નપ્રભા ! ત્હેં તો ગજબ કર્યો ! આટલી બધી હિમ્મત ત્હારામાં હશે એમ હું સ્વપ્ને પણ ધારતો નહોતો. કુમુદકુમારીને છોડાવી લાવવાં તે કંઇ ન્હાનાં બચ્ચાંના ખેલ નથી; ત્યાં તો કદાચ ભયંકર લડાઇ પણ લડવી પડે. કહો, એવું થાય તો તમે શું કરો ?

રત્નપ્રભાઃ—એમ કે ? શું આપને એકલાનેજ લડતાં આવડતું હશે કેમ ? આ તમારી રત્નપ્રભા લડાઇમાં કુશળ છે તે તમે જાણતા નથી ? હું બાલ્યાવસ્થામાંજ શસ્ત્ર અસ્ત્ર વાપરવાની વિદ્યા શીખી છું ને તેનો ઉપયોગ મ્હેં મ્હારા પિતાશ્રી સાથે શિકારે જઇ કર્યો છે. સમજ્યા કે મારા શૂરવીર ભરથાર !

આ હકીકત સાંભળીને રણમલ તો સ્તબ્ધજ બની ગયો ને થોડી વારે વિચાર કરી બોલ્યો કેઃ—“ શાબાશ છે ! પ્રિયા ! હાલમાં તો હું ત્હને અહીંજ રાખવા યોગ્ય ધારૂં છું. હું થોડા સમયમાંજ ભાભીને પાપીના પંઝામાંથી મુક્ત કરી આવીશ. ”

રત્નપ્રભાઃ—જેવી આપની ઇચ્છા; પરંતુ મ્હને મ્હોટાભાઈની શોધમાં જવાની આજ્ઞા છે ?

રણમલઃ—( ખુસી થતો ) દેવી ! હું ત્હને ક્યાંય જવા દેનાર નથી.

રત્નપ્રભાઃ—બામે નહિ ને તમે નહિ. ત્યારે હવે બીજી એક

વાત કબૂલ કરશો ?

રણમલ:—કહે.

રત્નપ્રભા:—મ્હને વચન આપો કે ત્હારૂં કહેવું હૂં કબૂલ રાખીશ!

રણમલ:—લે આ મ્હારૂં વચન છે, કહે હવે.

રત્નપ્રભા:—મ્હને તમારી સાથે લ્યો.

રણમલ:—( હસીને ) રત્નપ્રભા! ત્હેં મ્હને અગાઉથી બાંધી લીધો છે તેથી હું ત્હને મ્હારી સાથે લઇશ, પછી કાંઈ? હવે તો ખુશી થઇ ને ?

રત્નપ્રભા:—હા હવે હું ઘણીજ ખુસી થઇ.

રણમલ:—ચાલ હવે રાત્રી ઘણી ગઇ છે ને કાલે પ્રાતઃકાળમાંજ આપણે અત્રેથી પ્રયાણ કરવાનું છે માટે નિદ્રાધીન થઇએ.

એમ કહી રણમલ રત્નપ્રભાનો હાથ પકડી તેને શયનભુવન તરફ લઇ ચાલ્યો. શયનભુવનમાં જઇ આ બંને દંપતિ એક મ્હોટા સુશોભિત પલંગમાં સૂતાં તેવાંજ નિદ્રાધીન થઈ ગયાં.



## પ્રકરણ ૩૨ મું.

### ઘેલો ચંદ્ર જંગલમાં.

" બિસમિલ્લાહ ખતમ થઈ જા, ઝિકર કર ના જિગર ગમ ખા;
હૃદય નાદાન પ્રેમીલા, દિગમ્બર રાખ ચોળી થા ! "

—કલાપી.

વર્ષાઋતુ ચાલતી હતી. ગગનમંડળમાં મેઘ ઘનઘોર છવાઇ રહ્યો હતો ને થોડે થોડે અંતરે ઝરમર ઝરમર વરસાદ વર્ષતો હતો. દિવસ હોવા છતાં કોઇ કોઈ સમયે વિજળીના ચમકારા થતા હતા અને જાણે હમણાંજ વૃષ્ટિ થશે એમ જણાતું હતું. થોડી વારમાંજ મુશળધાર વૃષ્ટિ થવા લાગી. સઘળે ઠેકાણે જળ જળ થઇ રહ્યું. આ ઋતુમાં જંગલ ઘણુંજ રળિયામણું જણાતું હતું. દરેક ઠેકાણે દ્રષ્ટિ ફેંકતાં લીલું ઘાસ જમીન ઉપર ઉગેલું નજરે પડતું હતું તેથી જાણે

જમીન ઉપર જગન્નિયંતાએ કુદરતી લીલો ગાલિચો બિછાવી દીધો હોયની એવી કલ્પના થતી હતી. આ જંગલમાં કોયલ, મયુર, પપૈયા વગેરે પશુ પક્ષીઓ પોતાનાં મધુર ટહુકાથી વનને ગજાવી મૂકતાં હતાં. આજ પ્રાતઃકાળમાં રણમલ્લ તથા રત્નપ્રભાએ પોતાના સૈનિકો સાથે અમરકંટકમાંથી નીકળી આ જંગલમાંજ પોતાની છાવણી નાંખી હતી. આ વખતે રત્નપ્રભાએ પુરૂષનો પોષાક ધારણ કર્યો હતો તેથી તે બહાદુર લડવૈયા જેવી દેખાતી હતી ને તે પોતાના સ્વામીની સાથે પોતાનો અશ્વ ચલાવતી હતી. તે બન્નેની પાછળ ગુમાનસિંહ, સેનાપતિ અને સઘળું સૈન્ય ચાલતું હતું. બરાબર મધ્યાન્હકાળે તેઓ આ જંગલમાં આવી પહોંચ્યાં. આજે તેમણે અતિશય લાંબી મુસાફરી કરેલી હોવાથી તેઓ ઘણાંજ થાકી ગયાં હતાં; તેમજ આ અરણ્યથી ગુપ્તગૃહ હવે પચીસ માઇલ દૂર રહ્યું હતું. ઘણો થાક લાગવાથી તથા મુશળધાર વૃષ્ટિ થવાથી રણમલે તેજ ઠેકાણે પડાવ નાંખવાનો પોતાના સૈનિકોને હુકમ કર્યો. મહારાજાની આજ્ઞા મળતાંજ સૈનિકો અશ્વ ઉપરથી નીચે ઉતર્યા ને તેમણે પોતાના અશ્વોને અરણ્યમાં ચરવાને છૂટા મૂકી દીધા. જંગલની અંદર તંબૂઓ એક પછી એક ઠોકાવા લાગ્યા. સૈનિકોએ પોતપોતાને માટે ન્હાની રાવટીઓ બાંધી દીધી. ગુમાનસિંહ તથા સેનાધિપતિને માટે બે મ્હોટા તંબૂ ઉભા કરવામાં આવ્યા. જોતજોતામાં આ વિકટ અરણ્યે રણમલની છાવણીથી એક ન્હાના ગામના જેવો દેખાવ ધારણ કર્યો. રાવટીઓ અને બે મ્હોટા તંબૂઓની વચમાં એક સુંદર મ્હોટો કિનખાબનો તંબૂ ખાસ મહારાજાને માટે ઉભો કરવામાં આવ્યો હતો.

આ સઘળું થઈ રહ્યા પછી સર્વ સૈનિકો પોતપોતાની રાવટીઓમાં રસોઇ બનાવવા મંડી પડયા. પહેરેગીરો ખુલ્લી તલવારે પહેરો ભરવા લાગ્યા. આ વખતે વૃષ્ટિ બંધ થઇ ગયેલી હોવા છતાં પણ પાણી ખળખળ વહેતું હતું. આવા સમયે જમી પરવારી રણમલ ગુમાનસિંહને સાથે લઇ, દૂર જંગલમાં ફરવાને માટે ગયો. તંબૂમાં

ફક્ત રત્નપ્રભા એકલી રહી. આવા મનોહર જંગલમાં રણમલની છાવણીથી થોડેક દૂર એક યુવક વર્ષાદ વરસતો હતો ત્યારનો એક વૃક્ષ નીચે છૂપાઇને બેઠો હતો. તે વારંવાર આસપાસ જોયા કરતો હતો. વૃષ્ટિથી તેનાં કપડાં ભીંજાઇ ગયાં હતાં. કપડામાં ફક્ત તેણે એક સુરવાળ પહેરેલી હતી ને બદન પર એક મલમલનું ઝીણું પહેરણ પહેરેલું હતું. તેનું માથું ખુલ્લું હોવાથી તેના વાળ અવ્યવસ્થિત થઇ તેની ગરદન ઉપર છૂટા છવાયા પથરાઇ ગયા હતા. વૃષ્ટિથી ભીંજાયેલો ને ઠંડીથી ઠુંઠવાતો આ પ્રવાસી યુવક બેઠો બેઠો કંપતો હતો. તેની મુખાકૃતિમાં વારે ઘડીએ થતા ફેરફારોથી જણાતું હતું કે તે ઘણોજ દુઃખી તેમજ દુનિયાથી કંટાળી ગયેલો હોવો જોઇએ.

વરસાદ વર્ષતો બંધ થઈ ગયેલો જોઇ તે યુવાન એક ગાઢ નિઃશ્વાસ મૂકી ઉભો થયો. પ્રિય વાંચકોએ તેને ઓળખ્યો તો હશે કે તે આપણી નવલકથાનો નાયક અને કુમુદકુમારીની પાછળ પ્રેમઘેલો થઈ રાજ્યનો ત્યાગ કરી નીકળી પડેલો ચંદ્રસિંહજ હતો. ચંદ્રસિંહ ઉભો થઈ આસપાસ નજર નાંખી બોલવા લાગ્યો:—'ગઇ, ગઇ, આખરે ગઇ. મ્હારી આંખોનું તેજ મ્હને આંધળો બનાવી ઉડી ગયું. કુમુદકુમારી ! તું આ વખતે કયાં હોઇશ ? અરે ! મ્હને કોઇ મ્હારી પ્રિયાને બતાવો. કુમુદે ! શું તને ખબર છે કે ત્હારે માટે ત્હારો ચંદ્ર કેટલું કષ્ટ સહન કરે છે ? આવ, હૃદયવલ્લભા ! આવ; એક વાર આ ત્હારા વિયોગી ચંદ્રને દર્શન દે ને તેને તેના કૃત્યની ક્ષમા આપ. હાય પ્રિયે ! તું કેમ બોલતી નથી ? તું મ્હારાથી રીસાઇ તો નથી ને ? અરે ! ત્યારે તું કેમ બોલતી નથી ? શું તું આ દુનિયામાંથી સદાને માટે ચાલી તો નથી ગઇને ? (વિચારમાં પડીને) નહિ, નહિ, મ્હારી કુમુદ મ્હને એકલો મૂકીને કદી જાયજ નહિ, ને જો કદાપ ગઈ હોય તો ? (વિચાર કરી આકાશ સ્હામું જોઇ કહેવા લાગ્યો) હે યમરાજ ! જો તમે મ્હારી કુમુદને લઇ ગયા હો તો કૃપા કરી તેને એક વખત મ્હારી પાસે પાછી મોકલો; નહિ તો મ્હને પણ તેની પાસે લઇ જાઓ એવી તમને મ્હારી પ્રાર્થના

છે. ( થોડીવાર શાન્ત રહી ) અરે ! મ્હને કેમ કોઇ કાંઈ જવાબ આપતું નથી ? શું યમરાજ નિર્દય હશે ? હા, તેમજ છે. તે જાતે વિકાળ અને નિર્દય છે તો પછી કોને કહેવું ? પણ જો એક વાર મ્હારી પ્રિયા મ્હારી નજરે પડે તો તેમનામાં તાકાત નથી કે તેઓ મ્હારી કુમુદને તેમની પાસે રાખી શકે." એમ કહી હાથની મુઠીઓ વાળી થોડી વાર આકાશ સામું જોઇ રહ્યો ને પછી પાછો એકદમ મ્હોટે સ્વરે બોલવા લાગ્યો:–" આ રહી. મ્હારી કુમુદને મ્હેં જોઈ. તે મ્હારી પાસે આવવા માગે છે; પણ પેલો ચંડાળ ઝેરીમલ તેને આવવા દેતો નથી. (ઉશ્કેરાઇ) હજી પણ તે પાપી મ્હારી કુમુદનો કેડો છોડતો નથી. ખબરદાર ! પાપી ! હું હવે આવ્યો છું. વ્હાલી કુમુદ ! તું ગભરાઈશ નહિ. ત્હારી મદદે હું આવી પહોંચ્યો છું. હમણાંજ હું તે પાપીને યમસદનમાં પહોંચતો કરી દઉં છું." એમ બોલી દાંત પીસી ચંદ્રસિંહ એકદમ દોડવા લાગ્યો. દોડતો દોડતો તે ઠેઠ રણમલની છાવણી નજીક જઇ પહોંચ્યો. આ સમયે રણમલ તંબૂમાં નહોતો. તે તો જંગલની શોભા નિહાળવા નીકળી પડયો હતો. તંબૂમાં એકલી રત્નપ્રભા હતી. બ્હાર ખુલ્લા મયદાનમાં સિપાહીઓ ખુલ્લી સમશેર હાથમાં લઇ પહેરો ભરતા હતા. એવામાં તેમની નજર દોડયા આવતા ચંદ્રસિંહ ઉપર પડી; તેથી તેમાંના બે સિપાઇઓ ચંદ્રની નજીક આવી તેને ત્યાં અટકાવી પૂછવા લાગ્યા:–"અરે ! કોણ છે ? તું આમ વ્યાકુળતાથી કેમ દોડે છે ? તને મારવાને માટે કોઇ દુશ્મન તો ત્હારી પાછળ નથી પડયો ને ?"

ચંદ્રસિંહ:–અરે ! તમે લોકો કોણ છો ? તમે મ્હને શું પૂછો છો તે કાંઇ હું સમજી શકતો નથી. વળી હું તમારા એક પણ પ્રશ્નનો ઉત્તર આપવા ખુસી નથી, સમજ્યા ?

ચંદ્રસિંહનાં ક્રોધપૂર્ણ વચનો સાંભળવામાં આવતાં તે બંને સિપાઇઓના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓ બંને જણા એક બીજાના મ્હોં સ્હામું જોવા લાગ્યા. છેવટે તેમાંનો એક સિપાઇ ચંદ્રસિંહની પાસે આવી દમભેર પૂછવા લાગ્યો:-"કેમ ચાલ્યો ! તું

અમારા પ્રશ્નનો ઉત્તર નહિ આપે કે ?"

ચંદ્રસિંહઃ—તમને એક વાર કહ્યું કે ના; પછી શું પૂછો છો ?

સિપાઈઃ-જવાબ નહિ આપવાનું કાંઇ કારણ ?

ચંદ્રસિંહઃ—અમારી મરજી.

સિપાઇઃ—એવી મરજી નહિ ચાલે ?

ચંદ્રસિંહઃ—નહિ તો તું શું કરીશ ?

સિપાઇઃ—હું તને બંદીવાન્ બનાવી અમારા મહારાજા પાસે લઇ જઈશ, સમજ્યો ?

ચંદ્રસિંહઃ—લુચ્ચા ચોર, હરામખોર.

આમ કહી ચંદ્રસિંહે સિપાઇને જોરથી એક તમાચો ખેંચી કાઢયો. સિપાઇ તો બિચારો સ્તબ્ધ બની જઇ ગાલ પંપાળવા લાગ્યો ને ત્યાંથી દૂર ખસી જઈ ઉભો રહ્યો. ત્યાર પછી ચંદ્રસિંહ તંબૂ ભણી ચાલવા લાગ્યો.

એટલામાં વળી પાછા બીજા પહેરેગીરોએ તેને અટકાવ્યો ને તેમાંનો એક આગળ આવી પૂછવા લાગ્યો:—"ભાઇ! ત્હારે કોનું કામ છે ?"

ચંદ્રસિંહઃ—મ્હારી પ્રાણપ્રિય કુમુદનું.

સિપાઇઃ—કુમુદ કોણ છે ?

ચંદ્રસિંહઃ—તે એક રત્ન છે.

સિપાઇઃ—ત્યારે શું તે રત્ન ત્હારી પાસેથી ખોવાઈ ગયું છે ?

ચંદ્રસિંહઃ—(અકળાઇને) હા ! તેની ત્હારે શી પંચાત ! મૂર્ખાઓ ! તમે બધા ભૂતના ભાઇ જેવા દેખાઓ છો ! મ્હને લાગે છે કે તે તમેજ ગૂમ કર્યું હશે !

સિપાઇઃ—વાહ રે વાહ ? તું તો કોઇ ગળેપડુ જણાય છે. શું ત્હારૂં રત્ન અમે સંતાડયું છે ?

ચંદ્રસિંહઃ—હા, હા, તમેજ સંતાડયું છે. જો કદાપિ તમે ન સંતાડયું હોય તો તમારા રાજાએ તો ચોક્કસ સંતાડેલું હોવું જોઇએ.

સિપાઈઃ—(સ્વગત) નક્કી, આ કોઇ ગાંડો જણાય છે; નહિ તો

તે આવા શબ્દો બોલે નહિ. લાવ લગાર તેની ગમ્મત કરૂં. (પ્રકટ) વારૂ, અમારા રાજાએ ત્હારૂં રત્ન સંતાડયું હશે તો તેમને તું શું કરીશ ?

ચંદ્રસિંહઃ–(ક્રોધથી) શું કરીશ ? ત્હારા રાજાને હું સખ્ત શક્ષા કરીશ ને તેની પાસેથી મ્હારૂં રત્ન મેળવીશ, સમજ્યો ?

સિપાઈઃ–એમ કે ? પણ હવે તું અહિંથી ચાલ્યો જાય તો સારૂં.

ચંદ્રસિંહઃ–હું અહીંથી ખસવાનોજ નથી.

સિપાઇઃ–કેમ વારૂં ?

ચંદ્રસિંહઃ–અમારી મરજી; શા માટે અમારૂં મગજ ફેરવે છે ?

સિપાઇઃ–એ ધનચક્કર ! અહિં ત્હારી મરજી નહિ ચાલે ? તું કોણ છે ?

ચંદ્રસિંહઃ–જગતનો રાજા ! ત્હારો રાજા મ્હારી હદમાં આવ્યો છે.

સિપાઈઃ–એમ કે ? પણ ત્હારા સૈનિકો ત્હારી સાથે છે કે તું એકલોજ ખંડણી વસુલ કરવા આવ્યો છે ?

ચંદ્રસિંહઃ–(બંને હાથ બતાવી) જો આ રહ્યા મ્હારા સૈનિકો.

સિપાઇઃ–ઓય તારીની ! આ તો કોઇ વિચિત્ર પૂતળું જણાય છે. ! ( બીજા સિપાઇઓને ) ભાઇઓ, આમ તો આવો, ને જુઓ તો ખરા; આ કોઇ ગાંડો માણસ આપણા મહારાજાની પાસે ખંડણી લેવા આવ્યો છે !

એ સિપાઈનાં આ વચનો સાંભળી સઘળા પહેરેગીરો હસતા હસતા ત્યાં આવ્યા ને ઘેલા ચંદ્રની મશ્કરી કરવા લાગ્યા. કોઇ તેને પછવાડેથી તો કોઈ આગળથી ધક્કા મુકી કરવા લાગ્યા. તેમનું આવું વર્ત્તન જોઈ દીવાના ચંદ્રનું મગજ ફરી ગયું. એટલે એકદમ તેણે એક સિપાઇની તરફ ધસી તેના હાથમાંની કટાર છીનવી લઈ તેને જોરથી એક લાત મારી જમીન ઉપર પાડી દીધો. તેને નીચે પડેલો જોઇ ચંદ્રસિંહ બૂમ પાડી કહેવા લાગ્યોઃ–"દુઃખી માણસની મશ્કરી કરનાર આવી સજાને પાત્ર થાય છે, સમજ્યો ? માટે ફરી" કદાપિ કોઇની મશ્કરી કરશો નહિ." એમ બોલી પાછો ચંદ્ર જમીન

પર પડેલા તે સિપાઇને આશ્વાસન આપવા લાગ્યો.

પોતાના માણસની આવી દુર્દશા જોઇ બીજા સિપાઇઓને ઘણો ક્રોધ ચઢયો અને તેઓએ ચંદ્રને મારી નાંખવા તેની ઉપર પોતાની તલવારો ઉગામી. ફક્ત એકજ ક્ષણમાં ચંદ્રસિંહનો જીવ સદાને માટે આ દુનિયામાંથી ચાલ્યો જાત; પણ એટલામાં પાછળથી એક કોમળ અને મધુરો અવાજ સંભળાયો કે "તેને મારશો નહિ." બસ આટલાજ શબ્દો પૂરતા હતા. સિપાઇઓ તે અવાજ તરફ ચમકીને જોવા લાગ્યા તો તેમની મહારાણી રત્નપ્રભા પુરૂષના પોષાકમાં ત્યાં આવતી તેમને જણાઇ. તરત સિપાઇઓએ હથિયાર નમાવી તેમને માન આપ્યું ને હાથ જોડી ઉભા રહ્યા.

મહારાણી રત્નપ્રભા જ્યાં ચંદ્રસિંહ નીચું વદન કરીને ઉભો હતો ત્યાં આવી તેને મધુર સ્વરે પૂછવા લાગી:–"તમે કોણ છો?"

પણ ઉત્તર કોણ આપે? ચંદ્રસિંહ તો રત્નપ્રભાને એક પત્થરના પૂતળાની માફક એકી ટસે જોવા લાગ્યો.

ચંદ્રસિંહને નિરૂત્તર રહેલો જોઇ રત્નપ્રભાએ ફરીથી પૂછયું:– "તમે કોઇ પ્રવાસી છો?"

ચંદ્રસિંહ સાવધ થયો ને પોતાની દષ્ટિ બીજી તરફ ફેરવી તે બોલ્યો:–"તમે શું કહો છો?"

રત્નપ્રભા:–હું તમને એમ પૂછું છું કે તમે કોણ છો?

ચંદ્રસિંહ:–દિલગીર છું કે હાલ હું તમને તમારા પ્રશ્નનો ઉત્તર આપી શકતો નથી; પણ પહેલાં તમે મ્હને જણાવશો કે તમે કોણ છો?

રત્નપ્રભા:–હું અત્રે આવેલા મહારાજાનો એક પ્રાણપ્રિય મિત્ર છું.

ચંદ્રસિંહ:–તમારૂં નામાભિધાન?

રત્નપ્રભા:–રાજકુમાર રત્નસિંહ.

ચંદ્રસિંહ:–(ખુસી થતો) વાહવાહ! વાહવાહ! ઘણુંજ સુંદર નામ છે! વારૂ તમારા મહારાજા તંબૂમાં છે કે નહિ?

રત્નપ્રભા:–હા છે! પણ તમારે તેમનું કાંઇ કામ છે?

ચંદ્રસિંહ:–હાજી, તેમને મ્હારે થોડીક શિક્ષા કરવી છે.

રત્નપ્રભાઃ—શા માટે ?

ચંદ્રસિંહઃ—તે હું તમને કહી શકતો નથી.

ચંદ્રસિંહના આવા વિચિત્ર ઉત્તરોથી રત્નપ્રભા વિચારવા લાગી કેઃ—"અરેરે ! આ કોઈ દુઃખી પુરૂષ છે. તેની કાન્તિ તેજોમય જણાય છે. આ પુરૂષની મુખમુદ્રા જોતાં તે ચંદ્રસિંહ ભાઇની છબીને મળતી આવે છે. ત્યારે શું આ તે તો નહિ હોય ? (વિચાર કરી) શી ખબર પડે ! લાવ હું તેને સમજાવી પૂછી જોઉં."

આમ વિચાર કરી રત્નપ્રભા ચંદ્રને પૂછવા લાગીઃ—"ભાઇ ! તમે કોઇ ગુણવાન્ માણુસ જણાઓ છો."

ચંદ્રસિંહઃ—સત્ય છે; પણ મ્હારા ગુણની કિંમત કરનાર હાલ કોઇ છે નહિ.

રત્નપ્રભાઃ—અરે વાહ ! આવું શા માટે બોલો છો ?

ચંદ્રસિંહઃ—હું ખરૂંજ બોલું છું ! મ્હારા ગુણ હાલ અવગુણ સમાન છે.

રત્નપ્રભાઃ—હશે ! હવે એવા વિચાર જવા દ્યો. આપ મ્હારી સાથે મિત્રતા બાંધશો ? હું તમારા સુખદુઃખનો ભાગીદાર થઇશ.

ચંદ્રસિંહઃ—હેં ! શું તમે મ્હારા મિત્ર થવા ધારો છો ? ! અરે ! હું તો તમારી સાથે મિત્રતા કરવાને ઘણોજ ખુસી છું.

રત્નપ્રભાઃ—મ્હારી ઉપર આટલા બધા પ્રસન્ન થવાનું કાંઈકારણ?

ચંદ્રસિંહઃ—કારણ ? હા...હા...હા...(હસે છે) તમે મ્હને સજ્જન હો એમ જણાઓ છો; કારણ કે મ્હારી પ્રિયતમાનું મુખમંડળ તમારા જેવુંજ હતું.

રત્નપ્રભાઃ—તમારી પ્રિયતમાનું નામ શું છે ?

ચંદ્રસિંહઃ—કુમુદકુમારી.

રત્નપ્રભાઃ—(સ્વગત) નક્કી એજ. મ્હારી ધારણા ખરી પડી છે. (પ્રકટ) વારૂં, આપનું નામ શું છે ?

ચંદ્રસિંહઃ—ચંદ્રસિંહ.

રત્નપ્રભાઃ—એમ કે ? હાં વારૂ, આપની કુમુદકુમારી હાલ ક્યાં

છે ? ચંદ્રસિંહ ! જુઓ, હવે જાણે કે હું તમારો મિત્ર થયો તો તમારાથી મિત્રની આગળ કાંઇ પણ વાત ખાનગી રખાય નહિ; નહિ તો મિત્રદ્રોહ કર્યો ગણાય.

ચંદ્રસિંહઃ-(શોકાતુર વદને) રત્નસિંહ ! તમે મ્હારી ક્ષણભરને માટે ભૂલાયલી વાતને યાદ દેવરાવી મ્હરાં રોમાંચ ઉભાં કર્યા છે. પ્રિય મિત્ર ! મ્હારી પ્રાણવલ્લભા મ્હારાથી રીસાઇ ગઇ છે. દુષ્ટ, પાપી, નરાધમ ઝેરીમલ તેને ઉપાડી ગયો છે. તે અધમે મ્હારી પ્રાણપ્રિયાને ક્યાં છૂપાવી દીધી છે તેની મ્હને ખબર નથી. મ્હારી પ્રાણેશ્વરીની શોધમાંજ હું નીકળ્યો છું; પણ હાય, ઘણા દિવસો થયા છતાં મ્હારી હૃદયેશ્વરીનો પત્તો લાગતો નથી. રત્નસિંહ ! હું ઘણોજ દુઃખી છું. મ્હારા કષ્ટનો કાંઇ પાર નથી. (એમ કહી પ્રેમઘેલો ચંદ્રસિંહ કુમુદકુમારીનું સ્મરણ કરીને કહેવા લાગ્યો.) કુમુદે ! તું ક્યાં છે ? આવ, એક વાર આવ ને આ બળી ખાક થતા હૃદયને શાંતિ આપ.

આમ બોલી ચંદ્ર રૂદન કરવા લાગ્યો. રત્નપ્રભા તેને શાંતિ આપતાં કહેવા લાગીઃ—"ચંદ્રસિંહ ! શા માટે આક્રંદ કરો છો ? શાંત થાઓ, હું હવે તમને મ્હારા મ્હોટા ભાઇ જેવા ગણું છું. તમારે અકળાવું ન જોઇએ. ધૈર્ય ધરો.

ચંદ્રસિંહઃ-(તેનો હસ્ત પકડી) પ્રિય મિત્ર ! કુમુદને ગમે ત્યાંથી ખોળી લાવ. તે ક્યાં અદ્રશ્ય થઈ ગઇ છે તેની મ્હને ખબર નથી. હું તો ફક્ત એટલુંજ જાણું છું કે તે મ્હને મૂકીને ચાલી ગઇ છે. રત્નસિંહ ! મ્હારા દુઃખના વિસામા ! જો તું મ્હારી કુમુદનો પત્તો લાવી આપીશ તો હું ત્હને મ્હારો એક મ્હોટામાં મ્હોટો સરદાર બનાવીશ અને તને વંશપરંપરાને માટે એક જાગીર કાઢી આપીશ.

રત્નપ્રભાઃ—તમારી સરદારી તથા જાગીરની મ્હને જરૂર નથી; પણ એક સાચા મિત્રનું કર્ત્તવ્ય સમજીને હું કુમુદકુમારીને ખોળી લાવી તમને જરૂર મેળવી આપીશ; પછી કાંઇ ?

ચંદ્રસિંહઃ—તો મ્હને ઘણોજ આનંદ થશે.

આવી રીતે રત્નપ્રભા ચંદ્રસિંહને સમજાવતી હતી. પહેરેગીર

સિપાઇઓ જેઓ ત્યાં ઉભા હતા તેઓ ચંદ્રસિંહને ઓળખી ગયા ને તેમણે ચલાવેલી ગેરવર્તણુંક માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા. પછી ચતુર રત્નપ્રભાએ ચંદ્રને દિલાસો આપી સમજાવ્યો ને સિપાઇની પાસે એક વૃક્ષની નીચે સુંદર મખમલની શેતરંજી પથરાવી તેની ઉપર ચંદ્રસિંહને બેસાડી તેની સ્હામે પોતે બેસી વાતો કરવા લાગી. ચંદ્રસિંહ રત્નપ્રભાને પોતાની દુઃખપૂર્ણ કહાણી કહેવા લાગ્યો.



## પ્રકરણ ૩૩ મું.



## ભાઇની ભેટ.

> " ધારૂં હું કદી કફની, દગ્ધ દિલ પર ન સારૂં ખાક;
> ન પરવાહ છે પ્રિતમની, ફકીરી હાલ મ્હારો છે ! "
>
> —કલાપી.

રણમલે સફેદ ઘોડા પર સ્વારી કરી હતી. તેણે જરીથી ભરેલો એક મખમલનો જામો તથા તેની નીચે રેશમી લીલો સુરવાળ પહેર્યો હતો. માથા ઉપર મણીમય શિરપેચ બાંધેલો હતો. વાળ ગરદન ઉપર પથરાયેલા હતા. તે પોતાના અશ્વને નચાવતો નચાવતો જંગલની શોભા નિરખી પાછો છાવણીમાં આવી પહોંચ્યો. તેની પાછળ પાછળ ગુમાનસિંહ પણ આવી પહોંચ્યો. તે દૂરથી પોતાની પ્રિયાને કોઈ અજાણ્યા પુરૂષ સાથે વાર્તા કરતી જોઇ આશ્ચર્ય પામ્યો ને પાસે આવી અશ્વ ઉપરથી નીચે ઉતરી રત્નપ્રભા તરફ પ્રેમદૃષ્ટિથી જોવા લાગ્યો. સ્વામીને આવેલો જોઇ રત્નપ્રભા ઉભી થઇ અને તેને પ્રણામ કરી સમસ્યામાં આ ચંદ્રસિંહભાઇ છે એમ તેણે તરતજ સમજાવી દીધું. પ્રિયાની ચાલાકીથી રણમલ પ્રસન્ન થયો, ને તેણે અત્યાર સુધી ચંદ્રસિંહને સમજાવી રોકી રાખ્યો તેને માટે તેને ધન્યવાદ આપવા લાગ્યો.

આ સમયે ચંદ્રસિંહ જે આંખો બંધ કરી નીચું જોઇ રહ્યો હતો

તેણે આંખો ઉઘાડી જોયું તો પોતાના મિત્રને બીજા કોઇની સાથે વાત કરતો દીઠો. તરતજ તે પણ ઉભો થયો અને રણમલની તરફ ટગર ટગર જોવા લાગ્યો. પછી તે થોડી વારે રત્નપ્રભાને પૂછવા લાગ્યો:—"મિત્ર! આ અજાણ્યો માણસ કોણ છે?"

"આ અમારા મહારાજા છે કે જેમને તમે શિક્ષા કરવાનું કહેતા હતા." રત્નપ્રભાએ જવાબ આપ્યો.

"નહિ તે આ નથી!" ચંદ્રસિંહે રણમલ્લ તરફ જોઇને કહ્યું.

"ત્યારે આ કોણ છે તે તમે જાણો છો?" રત્નપ્રભાએ પૂછ્યું.

"મ્હને તો આ અજાણ્યો છોકરો મ્હારા ન્હાના બંધુ જેવો લાગે છે!" ચંદ્રસિંહે રણમલને જોઇને કહ્યું.

"તમારા ન્હાના બંધુનું નામ શું છે?" રત્નપ્રભાએ પૂરી ખાત્રી કરવાના હેતુથી પૂછ્યું.

"રણમલ્લ." ચંદ્રસિંહે ગળગળે સાદે ઉત્તર આપ્યો.

રણમલ્લ વધારે વખત પોતાના ભાઇની આવી દશા જોઈ શકયો નહિ; તે તરતજ ચંદ્રસિંહની તરફ દોડયો ને "ઓ મ્હારા મ્હોટા ભાઇ! તમારી આ દશા?" કહી ચંદ્રને ભેટી પડયો ને ચોધાર આંસુએ રડવા લાગ્યો. આ વખતે રત્નપ્રભાની આંખોમાં પણ સ્નેહનાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં હતાં. જેવો રણમલ્લ પોતાના ભાઇને ભેટયો તેવો ચંદ્ર પણ રણમલ્લને જોરથી છાતી સરસો ચાંપવા લાગ્યો.

"કોણ! મ્હારો રણમલ!" એમ કહી ચંદ્ર ખડખડાટ હસવા લાગ્યો. થોડાજ સમયમાં પાછું તેનું મન ભમી ગયું તેથી તેણે એકદમ રણમલને પોતાના હૃદયથી દૂર ધક્કો મારી ફેંકી દીધો ને તેની સ્હામું તીક્ષ્ણ નજરથી જોઇ પૂછવા લાગ્યો:—"તું કોણ છે?"

"આપનો ન્હાનો ભાઇ રણમલ્લ." રણમલે ઉભા થઈ જવાબ આપ્યો.

"હેં! કોણ મ્હારો ન્હાનો ભાઇ રણમલ!" કહી ચંદ્ર વિચાર કરવા લાગ્યો; પણ તેના વિચારમાં કાંઇ નહીં આવવાથી તે રણમલ્લ તરફ જોઈ ક્રોધથી કહેવા લાગ્યો:—"નહિ, નહિ, તું મ્હારો ભાઇ

નથી. મ્હારો રણમલ તો મ્હારી કુમુદકુમારીને શોધવા ગયો છે. દુષ્ટ! તું કોઇ જૂઠો માણસ છે. મ્હારા બંધુનું રૂપ લઇ મ્હને ઠગવા આવ્યો છે ? ઉભો રહે, હું તને તેનું ફળ ચખાડું છું." એમ બોલી સિપાઇ પાસેથી છિનાવી લીધેલી કટાર રણમલ તરફ ઉગામી ચંદ્ર કહેવા લાગ્યો:—" હરામી ! તું ! તુંજ ! બોલ ! બતાવ ! ક્યાં છે મ્હારી કુમુદ ? નહિ તો તને મારી નાંખું છું." કહી ચંદ્ર રણમલને મારવા દોડયો. તરતજ ચતુર રત્નપ્રભાએ વચ્ચે પડી તેનો હાથ પકડી તેને આગળ વધતો અટકાવ્યો. જો રત્નપ્રભા સમય સૂચકતા વાપરી વચ્ચે ન પડી હોત તો આ સમયે રણમલના પ્રાણનો અવશ્ય વિનાશ થાત.

રણમલ પોતાના ભાઇની આવી કઢંગી અવસ્થા નિહાળી દુઃખી બની જમીન ઉપર બેભાન થઇ ઢળી પડયો. તરત સિપાઇઓ રણમલને ઉચકી તંબૂમાં લઇ ગયા અને તેને એક ગાદી ઉપર સુવાડી શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

રણમલને તંબૂમાં લઈ ગયા પછી ચંદ્રસિંહ રત્નપ્રભાને પોતાની નજીક ઉભેલી જોઇ હસીને તેને પૂછવા લાગ્યો:—" રત્નસિંહ ! શું તમારો રાજા મરણ પામ્યો છે ?"

રત્નપ્રભા:—ના. તેઓ બેશુદ્ધ બની ગયા છે. ચંદ્રસિંહ તમને આવું કરવું ઘટતું નહોતું.

ચંદ્રસિંહ:—પ્રિય મિત્ર ! શું કરૂં ? હું દુઃખથી અકળાઈ ગયો છું. મ્હને કશું પણ ભાન નથી. તમે તમારા રાજાને બચાવ્યો તે ઘણુંજ ઉત્તમ કર્યું છે; નહિ તો તે બિચારો મ્હારી કટારનો ભોગ થઈ પડત.

રત્નપ્રભા:—હવે આપ તંબૂમાં પધારશો ?

ચંદ્રસિંહ:—ના; પણ તમે મ્હારી કુમુદને ક્યારે મેળવી આપશો તે તો કહો ?

રત્નપ્રભા:—ચાલો, અત્યારેજ મેળવી આપીશ.

ચંદ્રસિંહ:—( ખુશી થતો ) શું કહો છો ? રત્નસિંહ ! મ્હને

લાગે છે કે તમે બડા ઠગ છો; પણ મ્હને કહો જોઇએ કે મ્હારી કુમુદ કયાં છે?

રત્નપ્રભાઃ—અહિંયાંજ છે.

ચંદ્રસિંહઃ—અરે! શું મ્હારી પ્રિયા અત્રેજ છે? બતાવો બતાવો, પ્રિય મિત્ર! મ્હને તે જલદી બતાવો!

રત્નપ્રભાઃ—તમે શાંત થાઓ. જો વધારે ગડબડ કરશો તો કુમુદને આપ કદિ પણ નહિ મળી શકો, સમજ્યા? માટે શાંત થાઓ.

ચંદ્રસિંહઃ—(નમ્રતાથી) મિત્ર! હું શાંત રહીશ, પછી કાંઈ? હવે આપણે ચાલીશું?

રત્નપ્રભાઃ—હા! તમે મ્હારી પાછળ પાછળ ચાલ્યા આવો.

આમ કહી રત્નપ્રભા ચંદ્રસિંહને એક ન્હાના તંબૂમાં લઇ આવી ને તેને એક સુંદર ગાદી ઉપર બેસાડી કહેવા લાગીઃ—"ચંદ્રસિંહ! તમે હવે અત્રે બેસો. હું જાઉં છું ને કુમુદસુંદરીને સત્વર અહિં બોલાવી લાવું છું."

"ભલે પધારો!" ચંદ્રસિંહે આતુરતાથી ઉત્તર આપ્યો.

રત્નપ્રભા ત્યાંથી તંબૂની બ્હાર ગઇ ને બે પહેરેગીરોને કહેવા લાગીઃ—"તમે બન્ને જણા ચંદ્રસિંહના તંબૂમાં જાઓ ને ત્યાં જઇ તેમને કાંઇ પણ પૂછયા સિવાય તેમનાથી દૂર ફર્યા કરજો. એ નાસી ના જાય એ માટે સાવચેતી રાખજો. હું થોડા સમયમાં પાછી આવું છું; પણ જોજો તેમ કરતાં તેમને કાંઇ પણ ખબર ન પડવી જોઇએ કે તમોને તેમની ઉપર દેખરેખ રાખવાને મૂકયા છે." આવી તેમને સૂચના આપી રત્નપ્રભા પોતાના સ્વામીની ખબર કાઢવા પાસેના તંબૂમાં ગઈ. તે વખતે રણમલ્લ પૂર્ણ શુદ્ધિમાં બેઠો હતો. રત્નપ્રભાને જોઇ ખુશી થઈ તે પોતાના ભાઇના સમાચાર પૂછવા લાગ્યો. રત્નપ્રભાએ તેને કેવી રીતે સમજાવી તંબૂમાં બેસાડયો છે તે સઘળી હકીકત રણમલ્લને કહી સંભળાવી અને હવે શું કરવાથી ચંદ્રસિંહનું ચિત્ત ઠેકાણે આવશે તેનો વિચાર તેઓ બન્ને કરવા લાગ્યાં.

તંબૂમાં બેસી રહેલો ચંદ્રસિંહ રત્નપ્રભાના ગયા પછી ઉચ્ચ

સ્વરે તેનાં વખાણ કરવા લાગ્યો. એટલામાં તેની દૃષ્ટિ ત્યાં ફરતા બંને સિપાઇઓ ઉપર પડી; તેથી તે ઉભો થઇ તેમની પાસે જઇ પૂછવા લાગ્યોઃ—“ અરે ! તમે શું યમરાજના દૂત છો ? ”

સિપાઇઃ—( હાથ જોડી ) ના મહારાજ.

ચંદ્રસિંહઃ—ત્યારે તમે કોણ છો ?

સિપાઇઃ—આપના ગરીબ સેવકો.

ચંદ્રસિંહઃ—તમે કોઇ ઠગારા તો નથીને ?

સિપાઈઃ—ના મહારાજ.

ચંદ્રસિંહઃ—ત્યારે તમે અહીં શા વિચારથી ફરો છો ?

સિપાઈઃ—આપનું રક્ષણ કરવા મહારાજ.

ચંદ્રસિંહઃ—( ચમકીને ) મ્હારૂં રક્ષણ કરવા ? ! કહો વારૂ મ્હને શું થયું છે કે તમે મ્હારૂં રક્ષણ કરવા આવ્યા છો ?

સિપાઇઃ—કૃપાળુ ! આપનો જીવ હાલ શુદ્ધિમાં નથી; આપ હાલ દીવાનાના જેવી હાલતમાં છો.

ચંદ્રસિંહઃ—શું હું દીવાનો છું ?

સિપાઇઃ—હા મહારાજ.

ચંદ્રસિંહઃ—( હસીને ) કહો ત્યારે તમે મ્હારૂં બરાબર રક્ષણ કરી શકશો ?

સિપાઇઃ—ઘણી ખુસીથી, પ્રભુ !

ચંદ્રસિંહઃ—એમ ! તો તમારામાંથી એક જણ મ્હારી પાસે આવો.

આજ્ઞા થતાંજ તે બંનેમાંથી એક સિપાઇ તેની નજીકમાં ગયો. તરતજ ચંદ્રે તે સિપાઇને પોતાના બંને હાથથી પકડી ઉંચો કરી જમીન ઉપર ફેંકી દીધો. તે સિપાઇને નીચે પડી જવાથી ઘણીજ સખ્ત ઇજા થઇ અને તે બેશુદ્ધ બની ગયો. પછીથી તરતજ બીજો સિપાઇ જે આ સઘળું વેગળો ઉભો રહી જોયા કરતો હતો તેની તરફ ચંદ્રસિંહ એકદમ દોડયો. ચંદ્રને પોતાના તરફ દોડી આવતો જોઇ તે ગરીબ સિપાઈ થરથર ધ્રૂજવા લાગ્યો ને ચંદ્રસિંહ આગળ હાથ જોડી ઉભો રહ્યો. ચંદ્રસિંહ તેને ભયભીત બનેલો જોઇ કહેવા

લાગ્યો:—" તું મ્હારાથી શા માટે ડરે છે ? તું તો મ્હારો મિત્ર છે."

" મહારાજ ! આપ શું અત્રેથી જતા રહેવાનો વિચાર કરો-છો ? " સિપાઇએ ભય પામીને પૂછ્યું.

" તેનું ત્હારે શું કામ છે ! મૂર્ખ ! જોતો નથી કે ક્યારની મ્હારી કુમુદ મ્હને બૂમો મારે છે. જો તેની પાસે ન જાઉં તો ખોટું દેખાય." એમ કહી ચંદ્રસિંહ એકદમ ત્યાંથી નાસવા લાગ્યો ને થોડી વારમાં તો તે દેખાતો પણ બંધ થઈ ગયો. ગરીબ બિચારો પહેરેગીર તેને જતો રહેલો જોઇ ગભરાઇ ગયો અને બેશુદ્ધ થયેલા સિપાઇને સાવધ કરી તેણે સઘળા સમાચાર કહ્યા. " જેવી પ્રભુની ઇચ્છા." કહી તે બંને સિપાઇઓ પોતાના મહારાજાના તંબૂ પાસે આવી ઉભા રહ્યા ને તેઓ મહારાજાને મળવા માંગે છે એવા સમાચાર ત્યાં આગળના સિપાઈ સાથે મોકલાવ્યા. ત્યાંના પહેરેગીરે અંદર જઈ મહારાજાને સમાચાર કહ્યા એટલે રણમલ્લ તથા રત્નપ્રભા તે સિપાઇઓ પાસે બ્હાર આવ્યાં. મહારાજાને જોઇ તે બંને સિપાઇ-ઓએ હાથ જોડી, ચંદ્રસિંહ કેવી રીતે નાસી ગયા તે સઘળા સમાચાર કહી સંભળાવ્યા. રણમલ્લ તથા રત્નપ્રભા આવા સમાચાર સાંભળી ઘણુંાજ દુઃખી થયાં. તેમણે ચોતરફ તપાસને અર્થે સૈનિકોને દોડાવ્યા; પણ ચંદ્રસિંહનો ક્યાંય પત્તો લાગ્યો નહિ તપાસ કરવા ગયેલા સૈનિકો નિરાશ વદને પાછા આવ્યા.

આથી રણમલ્લે પ્રભુની ઇચ્છાને આધીન થઇ તેજ વખતે ત્યાંથી પોતાની છાવણી ઉઠાવવાનો સેનાપતિને હુકમ આપ્યો. સૈનિકો થોડીજ ક્ષણમાં તમામ કાર્યથી પરવારી " રણમલ્લસિંહની જય, મહા-રાણી ઘણું જીવો." એવી બૂમો મારતા ગુપ્તગૃહ તરફ રવાના થયા.



## પ્રકરણ ૩૪ મું.

### આપઘાત કરવા તૈયાર થયેલો ચંદ્ર.

" દિલદારના દર્શન વિના, બીજું મ્હને ગમતું નથી;
પુતળી પઠે નજદીકમાં, બેઠા વિના ગમતું નથી.

*        *        *        *        *

પ્રતિ રાત્રિભર તુજ ભ્રાન્તિમાં પોકાર બાલ ઉંડા કરે;
ગમતું નથી ગમતું નથી, આખું જગત્ ગમતું નથી "

—બાલ.

જેની સઘળી આશાઓ નષ્ટ થઇ હતી, જેને સંસાર નરકાગાર સમાન ભાસતો હતો, જેણે કુમુદકુમારીને મળવાની આશા તજી દીધી હતી તે ચંદ્રસિંહ ભગ્ન ચિત્તે, પડતો આખડતો એક સરોવર આગળ આવી પહોંચ્યો. ચંદ્રસિંહે અન્નનો ત્યાગ કરેલો હતો. ફક્ત ઉદર-પોષણ અર્થે થોડાંક ફળ આરોગતો હતો. ચંદ્રસિંહનું શરીર ભૂખ તથા દુઃખથી નિર્બળ બની ગયું હતું. સુંદર તેજોમય મુખ મ્લાન થઇ ગયું હતું. ચંદ્રસિંહ સરોવર કિનારે આવી થોડી વાર મૌન પકડી ઉભો રહ્યો. તે પોતાના મન સાથે બોલવા લાગ્યો:—" અરેરે! હવે હું ક્યાં જાઉં? શું મ્હારી મનોહારિણી કુમુદને હું પુનઃ નહિજ મેળવી શકું? મ્હને મ્હારી ચારે દિશાએ ભયંકર અંધકાર જણાય છે. નિષ્ઠુર વૃક્ષો, પક્ષીઓ, ગગનમંડળ વગેરે મ્હારા દુઃખની મશ્કરી કરીને જાણે કે હસતાં હોય એમ જણાય છે. ઓ સમસ્ત જગતને પ્રકાશિત કરનારા સૂર્યદેવ! તમે મ્હને કહો કે મ્હારી પ્રિયતમા કુમુદ ક્યાં છે? એના સિવાય મ્હને આ સમસ્ત દુનિયા અકારી લાગે છે. કુમુદજ મ્હારાં નેત્રોનો પ્રકાશ, મ્હારા હૃદયનું લોહી તેમજ મ્હારા જીવનનું સર્વસ્વ છે. જ્યારે મ્હારૂં સર્વસ્વ મ્હારાથી દૂર થઇ ગયું છે તો પછી મ્હારે વધારે કાળ જીવીને શું કામ છે? બસ: મૃત્યુજ હવે મ્હારો સાચો મિત્ર છે. હું મૃત્યુનો આશ્રય સ્વીકારી-નેજ મ્હારી કુમુદના વિયોગે ઉપજેલી મ્હારી વિરહ—વેદનાને શાન્ત

કરીશ. આવ, આવ, મ્હારી હંમેશની સાથી થઇ રહેલી કટાર આવ, તું મ્હારા હૃદયના લોહીને પીને મ્હારા અંતરમાં સળગી ઉઠેલા પ્રચંડ દુઃખાગ્નિને શાન્ત કર. મ્હને ખાત્રી છે કે હું પરલોકમાં મ્હારી પ્રિયતમા કુમુદને અવશ્ય મેળવી શકીશ."

આમ કહીને ચંદ્રસિંહે પોતાના કમરપટ્ટામાંથી કટારને બ્હાર ખેંચી કાઢી; પછીથી જેવો તે પોતાની છાતીમાં કટાર ખોસવા જાય છે કે તરતજ પાછળથી કોઇએ એકદમ તેનો હાથ પકડી લીધો. ચંદ્રે સ્તબ્ધ બની, પાછળ દૃષ્ટિ કરી તો તેની નજરે ભગવાં વસ્ત્રધારી યોગીન્દ્ર જણાયા. ચંદ્રસિંહ કટાર ફેંકી દઇ તે યોગીન્દ્રને નીચો વળી ચારે તરફ ફરી બારીકાઇથી જોવા લાગ્યો ને પછી તેણે એકદમ દાંત પીસી મ્હોટો અવાજ કરી યોગીન્દ્રનો હસ્ત પકડી ક્રોધથી કહ્યું:– "દુષ્ટ! તું તુંજ મ્હારી કુમુદાને લઈ ગયો છે. ઘણે દિવસે તું આજે મ્હારા હાથમાં આવ્યો છે તો હવે હું તને જીવતો છોડનાર નથી."

યોગીન્દ્ર:–(હસીને) કુમાર! હું કોણ છું તે તું જાણે છે?

ચંદ્રસિંહ:–(ક્રોધથી) તને આખું જગત્ ઓળખે છે–પાપીને આખી પૃથ્વી પિછાને છે.

યોગીન્દ્ર:–ત્યારે કહે કે હું કોણ છું?

ચંદ્રસિંહ:–પાપાત્મા ઝેરીમલ.

યોગીન્દ્ર:–કુમાર! તું મ્હને શું કરીશ?

ચંદ્રસિંહ:–મ્હને અપાર કષ્ટ દેનાર! મ્હારી કુમુદાને લઈ જનાર! પાપી હું તને મારી નાંખીશ.

એમ બોલી ચંદ્રે જમીન ઉપર ફેંકી દીધેલી કટાર ઉપાડી લઇ યોગીન્દ્ર સ્હામે ઉગામી.

યોગીન્દ્ર:–(લાંબો હાથ કરી) કુમાર શાન્ત થા.

એમ બોલી યોગીન્દ્રે ચંદ્રને માથે પોતાનો હસ્ત મૂકયો. હસ્તનો સ્પર્શ થતાંજ ચંદ્રનું મગજ ઠેકાણે આવ્યું. તે પૂર્ણ શુદ્ધિમાં આવ્યો એટલે પોતે ઝેરીમલ ધારીને યોગીન્દ્રનો તિરસ્કાર કર્યો હતો, તેને

માટે તે તેમની ક્ષમા માગવા લાગ્યો:—"પ્રભુ મ્હને ક્ષમા આપો હું દુ:ખથી વ્યાકુળ બની ગયેલો હોવાથી મ્હારાથી આપનું અપમાન થયું છે."

યોગીન્દ્ર:-કુમાર! એમાં ક્ષમા માગવાનું કાંઇજ કારણ નથી. પ્રેમીને કાંઈ ભાન રહેતું નથી. ચંદ્ર! ત્હારો પ્રેમ દૈવી છે. તું ખરે-ખરો પ્રેમી પુરૂષ છે. હું ત્હારા ઉપર પ્રસન્ન થયો છું. બોલ હવે ત્હારી શી ઇચ્છા છે?

ચંદ્રસિંહ:—દયાળુ શું આપ મને સહાયતા કરવા અત્રે પધાર્યા છો? જો એમજ હોય તો કૃપા કરી મ્હારી કુમુદ મ્હને મેળવી આપો.

યોગીન્દ્ર:—ત્હારે તેને અત્યારે જોવી છે?

ચંદ્રસિંહ:—(હાથ જોડીને હા પ્રભુ!

યોગીન્દ્ર:—(લાંબો હાથ કરી) ત્યારે સ્હામેની બાજુ તરફ જો.

ચંદ્રસિંહ જુએ છે તો બે મ્હોટા પર્વતોની વચ્ચે એક મ્હોટા ભયંકર ખંડેર કિલ્લામાં જાણે ઝેરીમલ કુમુદને પોતાને તાબે થવા સમજાવે છે પણ તે સમજતી નથી; તેથી પાપી ઝેરીમલ્લ તેના હાથ પગ બાંધી તેને એક ઝાડ ઉપર લટકાવે છે. આવું જોઈ ચંદ્રસિંહના ક્રોધનો પાર રહ્યો નહિ. તે પોતાની કટાર ફેંકી દઇ ઉન્મત્ત બની હાથની મુઠીઓ વાળી કુમુદાને છોડાવવા ને ઝેરીમલને મારવા તેની તરફ ધસ્યો. તેટલામાં પોતાની સમક્ષ ભયંકર અગ્નિ કે જેની જ્વાળાઓ ગગનમંડળ સુધી પહોંચે છે તેવા બળતા અગ્નિની ખાઇ નજરે પડી.

આ દેખાવ જોઇ ચંદ્ર પાછો હઠયો ને યોગીન્દ્રને ચરણે પડી તેમને વિનંતિ કરવા લાગ્યો:—"પ્રભુ! મ્હારી કુમુદને બચાવો!" એવું સાભળી યોગીન્દ્રે લાંબો કરેલો હાથ પાછો ખેંચી લીધો એટલે સઘળો દેખાવ અદ્રશ્ય થઇ ગયો. આથી ચંદ્ર આશ્ચર્ય પામી યોગીન્દ્રને પૂછવા લાગ્યો:—"પ્રભુ! મ્હેં જે આ સઘળું જોયું તે સત્ય કે સ્વપ્ન!"

યોગીન્દ્ર:—ચંદ્ર! સઘળું સત્ય છે; પણ ત્હેં જે સ્થળ જોયું તે સ્થળ અહીંથી ઘણું દૂર છે. તને ઘણોજ દુ:ખ પામતો જોઇ તથા કુમુદને જોવાની ત્હારી પ્રબળ ઇચ્છા હોઈ મ્હેં મ્હારા યોગબળથી

ઘણે દૂરનો બનાવ તને અહીં નજીક દેખાડયો છે.

ચંદ્રસિંહઃ—પ્રભુ ! શું તે સ્થળ અહિંથી ઘણે દૂર છે ? શું મ્હારી કુમુદા હજી જીવે છે ?

યોગીન્દ્રઃ—હા, તે સાધ્વી સ્ત્રી તને યાદ કરતી તે સ્થળે ઘણુાજ દુઃખમાં પોતાનું જીવન પસાર કરે છે. તે જે સ્થળે છે તે સ્થળ અહિંથી લગભગ ચાળીસ ગાઉને અંતરે છે.

ચંદ્રસિંહઃ—ત્યારે શું મ્હને મ્હારી કુમુદ મળશે ?

યોગીન્દ્રઃ—હા, મળશે; ધીરજ રાખ. ધીરજનાં ફળ મીઠાં છે.

ચંદ્રસિંહઃ—( નમન કરી ) પ્રભુ ! હવે મ્હારે શું કરવું ?

યોગીન્દ્રઃ—તે ત્હારી બુદ્ધિ તને બતાવશે; પણ હાલ તો તું આ રસ્તે સીધો ને સીધો ચાલ્યો જજે ને જ્યારે અગ્નિની ખાઇ આવે ત્યારે અટકજે. જા, હવે હું જાઉં છું.

ચંદ્રસિંહઃ—દયાળુ દેવ ! આ બાળકને હવે દર્શનનો લાભ ફરી ક્યારે આપશો ?

યોગીન્દ્રઃ—સમય આવ્યે હું તને સહાયતા કરીશ. પ્રભુ ત્હારૂં કલ્યાણ કરો.

એમ કહી યોગીન્દ્ર ચાલવા લાગ્યા અને ચંદ્રની દષ્ટિમર્યાદા બ્હાર નીકળી ગયા. તેમના ગયા પછી ચંદ્રસિંહ વિચારવા લાગ્યો કેઃ—" શું સાક્ષાત પ્રભુ તો મ્હને સહાય કરવા નહિ આવ્યા હોય ? એમ પણ હોય, તેમની અકળકળાને ઓળખવા કોણ સમર્થ છે ?"

આવા વિચારો કરતો કરતો ચંદ્રસિંહ યોગીન્દ્રે બતાવેલા માર્ગે આગળ વધવા લાગ્યો.



# પ્રકરણ ૩૫ મું.

## સતી સાધ્વીની દૃઢતા.

" સૌંદર્ય વેડફી દેતાં ના ના સુંદરતા મળે;
સૌંદર્યો પામતા પહેલાં પ્રથમ સૌંદર્ય બનવું પડે. "

—કલાપી.

છ માસની મુદત આજે પૂરી થઇ છે એટલે પાપી ઝેરીમલ જરૂર આવશે એમ ધારી કુમુદ તથા જાસલ મહા વિચારમાં પડયાં હતાં. પોતાના શીયળનું રક્ષણ કેવી રીતે કરવું એ સંબંધીના વિચારો કુમુદ વારંવાર કરતી હતી; પરંતુ તે સંબંધી તે કોઇ પણ પ્રકારનો નિર્ણય કરી શકી નહિ. આખરે અત્યંત દુઃખી હૃદયે તેમજ વ્યાકુળ ચિત્તે તે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી:—" પ્રભુ ! આપની લીલા કેવી અને કેટલી છે તે આ અલ્પ જીવ જાણી શકતો નથી; તેથી કરીનેજ તે આ સંસાર સમુદ્રમાં ગોથાં ખાયા કરે છે. મનુષ્ય જ્યારે દુઃખથી છેક કાયર બને છે ત્યારેજ તે આપને યાદ કરે છે છતાં પણ ત્હેના અવગુણો સામું નહિ જોતાં આપ તેના સકળ કષ્ટનો નાશ કરો છો. "

બિચારી કુમુદ ઘણી વાર સુધી પ્રભુના ગુણ ગાઇ શુદ્ધ હૃદયથી તેમની સ્તુતિ કરી અંતે રડી પડી. કુમુદને રૂદન કરતી જોઇ જાસલ તેને ધીરજ આપતાં કહેવા લાગી:—" બ્હેન ! શા માટે રૂદન કરો છો ? તમે બિલકુલ ગભરાશો નહિ. જ્યાં સુધી આ દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી તો હું તે પાપીને તેના નીચ કાર્યમાં ફાવવા દઇશ નહિ. હું મ્હારા પ્રાણના જોખમે પણ તમારા શીયળનું રક્ષણ કરીશ. "

જાસલના શાન્તિદાયક શબ્દોથી કુમુદકુમારી સહજ શાન્ત થઇ ને તેને કહેવા લાગી:—" બ્હેન ! આજે તે પાપી અહિં આવવાને જરૂર નીકળ્યો હશે અને તે હમણાંજ આવી પહોંચશે. ( ચંદ્રને યાદ કરી ) હાય ! મ્હારા પ્રિય ચંદ્ર ! તમે કયાં હશો ? તમારી આ દાસી દુઃખથી રીબાય છે. પ્રભુ આવો, ને આ તમારી પ્રિયતમાને પાપીના

પંઝામાંથી છોડાવો ! વ્હાલા ! તમારી કુમુદ રાત્રિ દિવસ તમનેજ યાદ કર્યા કરે છે. આવો જલદી આવો, અને મ્હને અહિંથી છોડાવો."

જાસલ;–બ્હેન ! ધૈર્ય ધરો. મ્હને લાગે છે કે ચંદ્રસિંહભાઇ તમારી શોધને અર્થે નીકળ્યાજ હશે.

કુમુદકુમારીઃ–બ્હેન ! મ્હારા પ્રાણેશ્વર તથા ન્હાના દિયરજી રણમલ્લસિંહ મ્હારે માટે આખી પૃથ્વી ફરી વળે તેમ છે. તેઓ જરૂર મ્હારી શોધમાં નીકળ્યા હશે ને ગમે તેમ કરી તેઓ આ સ્થળની માહિતી મેળવી અત્રે આવી પહોંચશે એમ મ્હારૂં મન સાક્ષી પૂરે છે; પછી તો પ્રભુ કરે તે ખરૂં.

કુમુદ તથા જાસલે બરાબર આ સમયેજ પાપાત્મા ઝેરીમલને પોતાની પાસે આવતો જોયો.

ઝેરીમલ તેમની નજીકમાં આવી ઉભો રહ્યો ને હાસ્યવદને કુમુદ તરફ દૃષ્ટિ કરી બોલવા લાગ્યોઃ–"પ્રિય કુમુદ ! હું ધારૂં છું કે ત્હેં સઘળો વિચાર કરી લીધો હશે. જલદી કહે કે તું હવે મ્હને શો જવાબ આપે છે ?"

કુમુદકુમારીઃ–કામાંધ ! ત્હેં સતી કદિ ભ્રષ્ટ થઇ સાંભળી છે ? વારંવાર મ્હને શું પૂછે છે ?

ઝેરીમલઃ–( નમ્ર થઇ ) કુમુદ ! તું શા માટે મ્હારો તિરસ્કાર કરે છે ? શું તું મ્હને નહિજ ચ્હાય ?

"ચ્હાઈશ ! ઝેરીમલ હું તને મ્હારા જીગરથી એક ભાઈની માફક ચ્હાઈશ; તું મ્હને મ્હારા સ્વામીની પાસે પહોંચતી કર; ઇશ્વર ત્હારૂં કલ્યાણ કરશે. હું ત્હારે પગે પડું છું." આમ કહી કુમુદ સજળ નયને ઝેરીમલને પગે પડી.

ઝેરીમલઃ–( હસીને ) શું હું તને પાછી ચંદ્રને સોંપું ? શું હાથમાં આવેલું અમૃત ઢોળી દઉં ? નહિ નહિ તેમ કદિ નહિજ બને ! કુમુદ ! ત્હારે મ્હારી ઇચ્છાને આધીન થવુંજ પડશે. હું ત્હારા પ્રેમમાં અંધ બન્યો છું; માટે સુંદરિ ! મ્હારા ઉપર દયા કર અને માની જા; હું તને ઘણું સુખ આપીશ.

કુમુદકુમારીઃ—હું તો સર્વ પ્રકારનું સુખ મ્હારા પ્રાણનાથમાંજ સમાયલું જોઉં છું.

ઝેરીમલઃ—હઠીલી ! સમજ; હજી સમય છે; નહિ તો પાછળથી ત્હારે પસ્તાવું પડશે. સુંદરિ ! હું ત્હારે માટે દિવાનો બન્યો છું. તું મ્હને નિરાશ ન કર.

કુમુદકુમારીઃ—નીચ ઝેરીમલ ! શા માટે હાથે કરીને વિનાશનાં બીજ રોપે છે ? પાપી ! વિચાર કર, આ ક્ષણભંગુર દેહનું શા માટે અભિમાન કરે છે ? ઓ અભિમાની ! આ ઉપરથી સુંદર જણાતા શરીરમાં લોહી, મળ તેમજ મુત્ર ભરેલાં છે તો એવા ગંદા દેહનું શા માટે ધ્યાન ધરે છે ? સમજ, ઓ કામાંધ ! સમજ. જો આ મ્હારા ઉપરથી સુંદર જણાતા શરીરમાં માંસ હાડકાં, ચામ અને રૂધીર સિવાય બીજું કાંઈ નથી. તેની અંદર અપાર દુર્ગંધ ભરેલી છે.

ઝેરીમલઃ—લલિતવદનિ ! ત્હારૂં કહેવું સત્ય છે; પણ ત્હેં જે કહ્યું તે તો બધું અંદર રહ્યું; પણ મ્હારૂં મન ત્હારી બ્હારની સુંદરતા જોઇ મોહિત થયું છે; માટે હવે તું જલદીથી મ્હને ભેટી મ્હારા સળગી જતા જીગરને શાન્ત કર.

કુમુદકુમારીઃ—( સ્વગત ) હદ થઇ. મરવા સિવાય હવે બીજો રસ્તો છેજ નહિ. ( પ્રકટ ) નરાધમ ! પિશાચ ! ચાલ હું ત્હને મ્હારૂં અંગ સ્વાધીન કરૂં છું. બોલ બોલ, ઓ કામાંધ ! તું મ્હારા કયા અંગની ઇચ્છા રાખે છે ? જો આ નેત્રો ઉપર તું દીવાનો બની ગયો હોય તો નેત્રો કાઢી આપું, જો આ હાથ ઉપર મોહાધીન થયો હોય તો હાથ કાપી આપું, જો આ દેખાતી સુંદર પરંતુ રૂધીર, માંસ, મળ, મુત્ર તેમજ એવા બીજા અનેક ગંધાતા પદાર્થોને છૂપાવી રાખનાર ચામડી ઉપર પાગલ થયો હોય તો ચામડી ચીરી આપું, જો આ સ્તન ઉપર આશક થયો હોય તો સ્તન કાપી આપું. કહે કહે પાપાત્મા ! કે શાને માટે ત્હારો જીવ લલચાય છે ? જો આ મ્હારા મસ્તક પરના કેશ જોઇતા હોય તો તે પણ ખેંચી આપવા તૈયાર છું; માટે વિલંબ ન કર; ત્હારા પાપનો ઘડો જલદીથી પૂરો

ભર. જે કાયા એક દિવસે માટીમાં મળી જવાની છે તે કાયા હું આજેજ માટીમાં મેળવી દેવાને તૈયાર છું. શીયળ રત્નનું સંરક્ષણ કરવા જતાં હું મૃત્યુનો ભય રાખતી નથી. શીયળનું સંરક્ષણ કરવાને માટે અનેક રાજપૂત મહિલાઓ અગ્નિદેવને પોતાના જીવનની આહુતિ આપી જગતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે પોતાનું નામ નોંધાવી ગઈ છે. હું પણ મ્હારા શીયળનું રક્ષણ કરવા જતાં વિકાળ કાળનો ડર રાખતી નથી. કહે કહે, કે ત્હારે આ અંગનો કયો ભાગ જોઇએ છીએ ?

ઝેરીમલ્લઃ-કોમળાંગી ! મ્હારે ત્હારા નિર્જીવ અંગની જરૂર નથી; વળી તું કહે છે કે આ શરીર આખરે માટીમાં મળી જશે; પણ હાલ તો મ્હારા મનને તે આનંદકારક ને સુંદર જણાય છે. દિલબર ! હું તને જોઇ મ્હારી શુદ્ધિ ગુમાવી બેઠો છું, માટે હવે સત્વર કૃપા કરી આ ટળવળતા પ્રેમીને ત્હારા અધરરસનું પાન કરાવ. પ્રિયે ! ત્હારા ઓષ્ઠનું પાન મ્હને અમૃત સમાન લાગશે.

કુમુદકુમારીઃ-( ક્રોધથી ) ઓ નીચ કાર્યના કરનાર ઝેરીમલ હું તને દેખાવમાં કામદેવની રતિ સમાન ભાસતી હોઇશ; પણ મ્હારામાં હળાહળ વિષ ભરેલું છે. તું મ્હને કોમળ ધારે છે પણ તેમાં ત્હારી મ્હોટી ભૂલ થાય છે ! હું એક ઝેરી નાગણ છું. મ્હને સ્પર્શ કરતામાંજ હું ત્હારો જીવ લઇશ. સમજ્યો ?

ઝેરીમલઃ-ઝેરી નાગણ ! તું મ્હને ઓળખે છે ? આ ઝેરીમલ્લ ઝેર ચુસનાર કાળો નાગ છે ? માટે સમજીને મૂંગે મોઢે મ્હારે સ્વાધીન થા ! ત્હારા જ્ઞાનના શબ્દો મ્હને કાંઇ પણ અસર કરી શકવાના નથી.

કુમુદકુમારીઃ-નરાધમ ! ત્હારી ઇચ્છા મૃગજળ સમાન છે. જેમ બાળક હિંડોળામાં સૂતું સૂતું ચંદ્રમા મેળવવાની ઇચ્છા કરે તેવી ત્હારી ઇચ્છા કદાપિ સફળ થનાર નથી. આ કુમુદ પોતાનો પ્રાણ ગયે પણ ત્હારી નીચવૃત્તિને તાબે થનાર નથી તે નથીજ.

ઝેરીમલઃ-કુમુદ ! આ ઝેરી નાગને વધારે ન છંછેડ, નહિ તો તું ઘણી દુઃખી થઇશ.

કુમુદકુમારીઃ—પાપી ! હું ત્હારાથી ડરતી નથી. મ્હારો ઇશ્વર મ્હારૂં રક્ષણ કરવા સમર્થ છે.

ઝેરીમલઃ—હું તને બળાત્કારથી વશ કરીશ.

કુમુદકુમારીઃ—તેમ કરવાની કોઇનામાં તાકાત નથી.

ઝેરીમલઃ—હડીલી ? ત્યારે હવે હું જોઉં છું કે ત્હારૂં શીયળ કેવી રીતે બચે છે ? હમણાંજ હું તને ભ્રષ્ટ કરૂં છું.,

આમ બોલી તે પાપી કુમુદની તરફ જવા લાગ્યો કે તરતજ જાસલ જે અત્યાર સુધી ઉભી ઉભી સઘળું શ્રવણ કરતી હતી તેને ક્રોધ ચઢયો તેથી તે વચમાંજ બોલી ઉઠીઃ—" ઓ કામાંધ ! વિચાર કર; પતિવ્રતાને શા માટે કષ્ટ આપે છે ? "

ઝેરીમલઃ—( આશ્ચર્ય પામી ) અહો ! કોણ જાસલ કે ! વાહ રે વાહ ! તું તો ઘણીજ શાણી જણાય છે ! તું ક્યારની પતિવ્રતા થઇ ?

જાસલઃ—ત્હારી જોડે મ્હારાં લગન થયાં ત્યારની.

ઝેરીમલઃ—મ્હારી સાથે ત્હારાં લગ્ન થયાં છે પણ તું તો મ્હારે લાયક છેજ નહિ. મ્હારે લાયક તો આ સુંદરીજ છે.

આમ કહી ઝેરીમલ જેવો કુમુદ તરફ આગળ ધસ્યો કે તરતજ જાસલે તેને ત્યાં પકડી ઉભો રાખ્યો ને તે તેને ધિક્કારી કહેવા લાગીઃ—" દુષ્ટ ! સતીને સતાવી સાર નહિ કાઢે. ઝેરીમલ ! સમજ, ત્હારાં પાપનો પાર નથી. હાય ! કેટલાં ખૂન ! કેટલો વ્યભિચાર ! ઓ ઝેરીમલ ! ત્હેં ઘણું કર્યું છે, હવે હદ થઇ છે માટે સમજ. તું દુઃખી થઇશ માટે વિચાર કર ને આ સતી સ્ત્રીનું રક્ષણ કરણ. "

ઝેરીમલઃ—( ક્રોધથી ) રંડા ! ત્હારો બકવાદ એકદમ બંધ કર ! હું ત્હારૂં ભાષણ સાંભળવા માગતો નથી, સમજી ?

જાસલઃ—તું મ્હારૂં કહેવું નહિ સાંભળે તો હું તને બળાત્કારે સંભળાવીશ.

ઝેરીમલઃ—તું અહિંથી દૂર જાય છે કે નહિ ?

જાસલઃ—ના.

ઝેરીમલઃ—મ્હને ખબર નહોતી કે તું પણ આવી થઇશ, નહિ

તો હું ત્હને એક ક્ષણ પણ આ સુંદરીની સાથે રહેવા દેત નહિ. કુલટા ! તું અહિંથી ચાલી જા, ને મ્હારાથી દૂર થા.

જાસલઃ—જાઉં ? કયાં જાઉં ? મ્હને તું લાવ્યો છે ને હવે હું કયાં જાઉં ? હું ત્હારી અર્ધાંગના છું.

ઝેરીમલઃ—કાંઇજ નહિ; તું ત્હારે ફાવે ત્યાં જા.

જાસલઃ—ત્યારે મ્હારી સાથે લગ્ન કરી ત્હેં મ્હને શા માટે ફસાવી ?

ઝેરીમલઃ—મ્હારી મરજી. હવે તું જાય છે કે નહિ.

જાસલઃ—નહિ. અત્રેથી હું કદાપિ જનાર નથી.

ઝેરીમલઃ—હું તને લાત મારીને કાઢી મૂકીશ.

જાસલઃ—કાંઇ ફિકર નહિ. સતીને બચાવવામાં હું ત્હારી લાતના પ્રહારને પુષ્પ પ્રહાર સમાન ગણીશ !

ઝેરીમલઃ—એમ ? ( બીજી બાજુ જોઇ ) અરે કોઈ હાજર છે ?

"જી સરદાર" કહી બ્હાર ઉભેલા બે સિપાઇઓ ત્યાં દોડી આવ્યા. "આ રંડાને રસીથી બાંધો." કહી ઝેરીમલે જાસલને બાંધવાની આજ્ઞા આપી; તરત આજ્ઞાને આધીન થઇ સિપાઇઓએ તે નિરપરાધી સ્ત્રીને બંદીવાન્ બનાવી. નિર્દોષ જાસલની આંખોમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો; છતાં તે પાષાણ હૃદયનાને તેની બિલકુલ દયા આવી નહિ. તે દુષ્ટે તે ગરીબ અબળાને ચાબુકના સપાટા લગાવવાનો સિપાઇઓને હુકમ કર્યો. "બિચારી જાસલ, કમભાગ્ય જાસલ, અહા ! ત્હારે કેટલું સહન કરવું પડે છે ? ત્હારી ઉપર જુલ્મ ગુજારનારને ઇશ્વર સખ્ત શિક્ષા કરશે."

પાપાત્મા ઝેરીમલના હવસમાં બળિદાન અપાયલી ગરીબ જાસલની પીઠ ઉપર યમદૂત જેવા જણાતા સિપાઇઓ ચાબુકો મારવા લાગ્યા. એક પણ ચીસ પાડયા વિના મૂંગે મ્હોંડે સતી જાસલ સખ્ત મારને સહન કરવા લાગી.

કુમુદકુમારીથી જાસલનું કષ્ટ જોઇ શકાયું નહિ. તે પોતાને લીધે આવા દુઃખમાં આવી પડી એવો વિચાર કરી તે હિંમતથી આગળ ધસી આવી સિપાઇઓને કોરડા મારતા અટકાવી કહેવા

લાગીઃ—" નરાધમો ! શા માટે આ નિર્દોષ અબળાને મારો છો ?"

પછી તે ઝેરીમલ્લ તરફ ફરીને કહેવા લાગીઃ—" અધર્મી ! ત્હારે ફાવે તે શિક્ષા મ્હને કર; પણ આ અબળાની ઉપર દયા કર."

ઝેરીમલ્લઃ—( ક્રોધથી ) નાદાન ! હઠીલી સ્ત્રી ! હું તને તો છોડનારજ નથી. ત્હારી પણ આના જેવીજ દશા થવાની છે; માટે સમજી જા, હજી વખત છે.

કુમુદકુમારીઃ—આયલા ! ત્હારી શિક્ષા સહન કરવા હું તૈયાર છું. પણ હું મ્હારો વિચાર કોટી કાળે ફેરવનાર નથી.

ઝેરીમલ્લઃ—( સિપાઇઓને ) આને પણ બાંધો ને બ્હાર લઈ જઈ ઝાડ ઉપર લટકાવો એટલે એ એની મેળે રસ્તે આવશે.

તરતજ સિપાઇઓ દોરડાથી કુમુદને બાંધી બ્હાર લઇ ગયા અને તેને પાસેના એક વૃક્ષ પર લટકાવી દીધી. વૃક્ષ પર લટકતી કુમુદ સઘળું કષ્ટ સહન કરતી ઇશ્વરનું સ્મરણ કરવા લાગી.

તેને ઝાડ પર લટકાવી છે એવું સાંભળી બંદીવાન્ જાસલ્લ ગર્જના કરીને કહેવા લાગીઃ—" હિચકારા ! દયા કર. શા માટે સતી સ્ત્રીને સતાવે છે ?"

ઝેરીમલ્લઃ—ચૂપ ! બોલી પાછી ? ( સિપાઇઓને ) ફટકારો એને.

ફરીથી તે બિચારી જાસલ્લને કોરડા પડવા લાગ્યા. અંતે મારના કષ્ટથી તે નાચાર અબળા બેશુદ્ધ બની ગઇ. તેને ત્યાંથી ઝેરીમલે કુમુદની પાસે લાવવાનો હુકમ આપ્યો ને પોતે કુમુદ પાસે આવ્યો. કુમુદે તેને જોઇ પોતાની આંખો બંધ કરી. તેટલામાંજ સિપાઇઓ બેશુદ્ધ જાસલ્લને ઉંચકીને ત્યાં લાવ્યા. બ્હારના પવનથી થોડી વારમાંજ જાસલ્લ શુદ્ધિમાં આવી ને કુમુદને ઝાડ પર લટકતી જોઈ મ્હોટેથી રૂદન કરવા લાગી. સિપાઇઓએ તેને રડતી અટકાવી. જાસલ્લ સજળ નયને કુમુદ તરફ જોતી બેસી રહી. થોડા સમય સુધી મૌન રહી, પછીથી મૌનનો ભંગ કરી ઝેરીમલ્લ કુમુદને કહેવા લાગ્યોઃ— "કેમ ? હજી ત્હેં ત્હારો વિચાર ફેરવ્યો કે નહિ ? કુમુદ ! માન, નહિ તો ત્હારે ભયંકર દુઃખ વેઠીને મરવું પડશે."

કુમુદકુમારીઃ—ચંડાળ ! હું મૃત્યુથી બ્હીતી નથી. હું મરવાને તૈયાર છું. તું ગમે તેટલી મને રીબાવ, સતાવ અને કષ્ટ દે; પણ હું ત્હારી પશુવૃત્તિને તાબે થનાર નથી તે નથીજ.

ઝેરીમલ્લઃ—હું તને ભયંકર અગ્નિમાં બાળી નાંખીશ.

કુમુદકુમારીઃ—ત્હારે મ્હને અગ્નિમાં બાળી નાંખવી હોય તો ભલે તેમ કર. ઇચ્છા હોય તો મ્હારા શરીર પરની ચામડી ઉતરાવી નાંખ, મ્હારા અંગના રાઇ રાઈ જેટલા ટૂકડા કરી નાંખ; પરંતુ યાદ રાખ કે હું ત્હારી ઇચ્છા ફળિભૂત નહિજ થવા દઉં.

ઝેરીમલઃ—હું લોઢાના ધગધગતા સળીઆ ત્હારા શરીરમાં ખોસીશ ને ત્હારૂં માંસ શરીરમાંથી બ્હાર ખેંચી કાઢીશ. પછી જ્યારે તું દુઃખથી બૂમો પાડીશ ત્યારે હું ખુસી થઇશ. એવી રીતે રીબાવી રીબાવીને હું ત્હારો જીવ લઇશ, માટે સમજ.

કુમુદકુમારીઃ—નીચ, પતિવ્રતા સ્ત્રીઓ પોતાના સ્વામીની સાથે પ્રસન્ન મુખે ચિતામાં પ્રવેશ કરે છે. ત્હારા અગ્નિથી તેમજ ત્હારા તપાવેલ સળીઆથી હું સહજ પણ ભય પામતી નથી.

ઝેરીમલ્લઃ—ત્યારે તો થઇ જા તૈયાર !

એમ કહી ઝેરીમલ્લ સિપાઇઓને કહેવા લાગ્યોઃ—"મ્હારા બહાદુરો ! કાલે પ્રાતઃકાળે સૂર્યનો ઉદય થાય તે પહેલાં આ હઠીલી સ્ત્રીનું દેવીને બળિદાન આપવાનું છે માટે તેને હવે ઝાડ ઉપરથી નીચે ઉતારો ને દેવીના સ્થાનકે લઈ જાઓ. આજની રાત્રિ તેને અપાર દુઃખ હો. કાલે પ્રભાતકાળે લોઢાના સળીઆ અગ્નિમાં તપાવી તેનાથી તેના શરીરમાંનું માંસ ખેંચી કાઢી અગ્નિકુંડમાં થોડું થોડું હોમી તેનું દેવીને બળિદાન આપવાનું છે; માટે ત્યાં જઈ અગ્નિનો કુંડ પણ તૈયાર કરો. જાઓ આ કાર્યમાં સહજ પણ ઢીલ કરશો નહિ.

સિપાઇઓએ કુમુદને વૃક્ષ ઉપરથી નીચે ઉતારી અને તેઓ તેને કુસુમગૃહ તરફના છૂપા માર્ગે લઇને ચાલ્યા. ઝેરીમલના કમકમાટી ઉપજાવે એવા ભયંકર શબ્દો સાંભળી તથા કુમુદની દુર્દશા થયેલી જોઇ જાસલ્લ ભયથી ધ્રુજવા લાગી. તે વ્યાકુળતાથી ઉભી થઇને ઝેરીમલ્લના

ચરણોમાં માથું મૂકી કહેવા લાગીઃ—" ક્ષમા કરો, મ્હારા પ્રાણેશ ! ક્ષમા કરો.' કુમુદને બચાવો. તેના ઉપર દયા કરો."

ઝેરીમલઃ—( તેને લાત મારી ) રંડા ! ચૂપ કર, દયા વાપરવાનો આ સમય નથી, સમજી ?

જાસલઃ—પ્રાણનાથ ! તેને બચાવો. તે નાજુક વેલીથી આવી ભયંકર શિક્ષા સહન નહિ કરી શકાય. દયા કરો હું તમારી પાસે આટલી ભિક્ષા માગું છું.

આમ કહી જાસલે દયામણે ચ્હેરે ફરીથી ઝેરીમલના પગ પકડયા. તેને દૂર હડસેલી તે પાપી કહેવા લાગ્યોઃ—" દુષ્ટા ! હું ત્હારી ભિક્ષાને ઠોકર મારૂં છું. ચૂપ કર."

ઝેરીમલના આ શબ્દો સાંભળી જાસલનાં નેત્રો ક્રોધથી લાલચોળ બની ગયાં. તે બંદીવાન્ સ્થિતિમાં હતી છતાં કારમી ગર્જના કરી કહેવા લાગીઃ—" પાપી ! જા, હું આજથી ત્હારી સ્ત્રી નથી અને તું મ્હારો સ્વામી નથી. પ્રભુ તને ત્હારા પાપનું ફળ અવશ્ય આપશેજ. ચંડાળ ! સમજજે કે હવે ત્હારો વિનાશ પાસેજ આવ્યો છે. હું આજથી ત્હારી દુશ્મન બની છું. હવેથી હું જીવીશ ત્યાં સુધી ત્હારો પ્રાણ લેવાના કાર્યમાં મચી રહીશ."

ઝેરીમલઃ—કુલટા ! હું તનેએ જીવવા દેનાર નથી. ત્હારૂં પણ કુમુદની સાથે દેવીને બળિદાન આપીશ. ત્હને અહિંથી આજે મધ્યરાત્રે લઇ જવામાં આવશે; ત્હારે ત્યાં સુધીમાં ઇશ્વરનું સ્મરણ કરવું હોય તો કરી લેજે. કાલે પ્રાતઃકાળમાં તો તું પણ આ સંસારમાંથી વિદાય થઇશ.

આમ કહી ચાર સિપાઇઓને જાસલની ચોકી કરવાનું કહી તથા તેને મધ્યરાત્રે દેવીને સ્થાનકે લાવવાનું કહી ઝેરીમલ ચાલ્યો ગયો. કુમુદના વિયોગથી તથા તે પાપીની ભયંકર શિક્ષાના શબ્દો સાંભળવામાં આવ્યાથી જાસલ બેશુદ્ધ થઈ જમીન ઉપર ઢળી પડી.



## પ્રકરણ ૩૬ મું.

### ગુપ્તગૃહમાં રણમલ.

જે સમયે ઝેરીમલ કુમુદકુમારી પાસે આવી તેને સમજાવતો હતો તે વખતે રણમલ તેના સૈન્ય સાથે ગુપ્તગૃહ પાસે આવી પહોંચ્યો હતો. જે ઠેકાણે પહેલાં ચંદ્રસિંહે પ્રવેશ કર્યો હતો તે ઠેકાણેજ રણમલે સૈન્યને છાવણી નાંખવાની આજ્ઞા આપી. ગુપ્તગૃહના મુખ આગળ સૈનિકોએ પોતાને માટે રાવટીઓ બાંધી દીધી ને રણમલને માટે એક મ્હોટો સુંદર તંબૂ ઉભો કરવામાં આવ્યો. સંધ્યાકાળે રણમલે પોતાની સાથે ગુમાનસિંહ તથા સેનાપતિ અને બીજા ત્રણ સરદારોને લઇને તે ગુફાના દ્વાર પર ઢાંકેલો પત્થર તથા ચાંપ ખોળી કાઢી. તેને દૂર કરી તેઓએ તેમાં પ્રવેશ કર્યો. છએ જણા ધીમે પગલે નીચે ઉતરવા લાગ્યા. આગળના બે સરદારોના હાથમાં સળગતી મશાલો રાખવામાં આવી હતી તેથી આગળનો રસ્તો ચોખ્ખો જણાતો હતો. બધા નીચે ઉતરી રહ્યા ને સાંકડા ચાલમાં થઇને પુતળાવાળા દરવાજા પાસે આવી યુક્તિથી દરવાજો ખુલ્લો કરી ચંદ્ર વિનાના અજવાળાવાળા મયદાનમાં આવી પહોંચ્યા. ત્યાં થોડી વાર ઉભા રહી ચારે તરફ દૃષ્ટિ કરી તેઓ દેવીની મૂર્તિ આગળ આવી પહોંચ્યા. દેવીની મૂર્તિ ચાંપથી ખુલ્લી કરી રણમલે તેનો ભેદ પોતાના સરદારોને સમજાવ્યો. સરદારો તે મૂર્તિની અજબ રચના જોઇ આશ્ચર્ય પામ્યા, પછી તે મૂર્તિને હતી તેમ પાછી બંધ કરી દીધી. તેવામાં રણમલની દૃષ્ટિ ત્યાંથી થોડેક દૂર ફરતા બે અજાણ્યા માણસો તરફ ગઇ. તેઓ ઝેરીમલના માણસો હોવા જોઇએ એમ ધારી રણમલે પોતાના ત્રણ સરદારોને તે બે માણસોને બોલાવી લાવવાની આજ્ઞા કરી. આજ્ઞા મળતાં તે ત્રણે સરદારો તે માણસોની તરફ ગયા. તેમને પોતાની તરફ આવતા જોઈ તે માણસો ગભરાટથી બ્હાવરા બની ગયા. તે ત્રણે સરદારો તેઓની પાસે જઇ પહોંચ્યા ને તેમાંનો એક સરદાર કહેવા લાગ્યોઃ—" ભાઇઓ ! તમે ભય પામશો નહિ. અમે

તમને મારી નાંખવા નથી આવ્યા; પણ તમને અમારા મહારાજાની પાસે લઇ જવાને આવ્યા છીએ."

"તમે અમને કયા મહારાજા પાસે લઇ જવા માગો છો? તમે કોણ છો?" એક સિપાઇએ હિંમતથી પૂછ્યું.

સરદારઃ—અમે અમરકંટકના મહારાજા શ્રીરણમલસિંહના સરદારો છીએ અને તેમની આજ્ઞાથીજ તમને તેમની પાસે લઇ જવા માગીએ છીએ. તમે બિલકુલ ગભરાશો નહિ. અમારા મહારાજા ઘણાજ દયાળુ છે. તમે અમારી સાથે ચાલો.

સિપાઇઓ "જેવી તમારી મરજી" કહી મૂંગે મોઢે તેમની સાથે ચાલ્યા ને રણમલસિંહની પાસે આવી પહોંચ્યા. રણમલની ભવ્ય આકૃતિ જોઇ બન્ને સિપાઇઓ તેને નમન કરી એક તરફ ઉભા રહ્યા.

રણમલઃ—સિપાઇઓ! તમે ગભરાશો નહિ. હું તમને કાંઇ પણ દુઃખ દેવા નથી માગતો; પણ તમને પાપીની પાસેથી છોડાવી નીતિને રસ્તે ચઢાવવાની મ્હારી ઇચ્છા છે. બોલો તમારી શી ઇચ્છા છે?

સિપાઇઓઃ-(વંદન કરી) મહાન્ કૃપાળુ નરેશ! આપનો ઘણોજ ઉપકાર થયો. આપનાં વચન સત્ય છે. અમે તમારે શરણે છીએ. આપ અમને જે આજ્ઞા કરશો તે પાળવા અમે તૈયાર છીએ.

રણમલઃ—વારૂ; ત્યારે આજથી હું તમને મ્હારા સૈનિકોમાં દાખલ કરૂં છું, પણ તેની સાથે એટલું યાદ રાખજો કે તમે નિમકહરામી થશો નહિ; નહિ તો તમારે ભુંડે હાલે મરવું પડશે!

સિપાઇઓઃ-મહારાજા! અમે ઇશ્વરને સાક્ષી રાખી કહીએ છીએ કે અમે તમારી સાથે કોઇ પણ જાતનો દગો કરીશું નહિ.

રણમલઃ—વારૂ; હવે હું તમને એક બે સવાલ પૂછવા માગું છું. તેનો ખરો ઉત્તર આપશો કે નહિ!?

સિપાઇઓઃ-અમે આપને અક્ષરે અક્ષર જે સત્ય હકીકત હશે તે નિવેદન કરીશું; આપ અમને બેલાશક જે પૂછવું હોય તે પૂછો.

રણમલઃ—ત્યારે હું તમને એ પૂછુછું કે હાલ તમારો સરદાર ઝેરીમલ કયાં છે અને તે થોડા સમય ઉપર એક રાજકન્યાનું હરણ

કરી લાવ્યો હતો તે રાજકન્યાને હાલ ક્યાં રાખવામાં આવી છે? એ હકીકત તમે મ્હને જલદીથી જણાવો.

સિપાઇઓઃ—(હાથ જોડી) હા રાજેન્દ્ર! અમે તે સઘળી વાત જાણીએ છીએ. આજથી ૭ માસ ઉપર અમારો સરદાર વિજયનગરના મહારાજાની પુત્રી ને ચંદ્રસિંહ મહારાજનાં પટ્ટરાણી કુમુદાઆને ઉપાડી લાવ્યો હતો. તેમને ડુંગરી કિલ્લાના ખંડેરમાં રાખવામાં આવ્યાં છે. તે ડુંગરી કિલ્લો બ્હારને રસ્તે થઇને ઘણે દૂર છે અને ત્યાં જતાં ઘણા દિવસ લાગે છે; પણ આ અંદરની સુરંગ વાટે જતાં ઘણોજ થોડો સમય લાગે છે. ત્યાં આગળ કુમુદમાને રાખવામાં આવ્યાં છે. ઝેરીમલ કુમુદબાને ત્યાં લાવી ઘણી રીતે સમજાવવા લાગ્યો; પણ તેમણે તેને તુચ્છકારી કાઢયો ને તેનું કહેવું માન્યું નહિ. પછી ઝેરીમલે તેમને ૭ માસની મહેતલ આપી કુમુદબાની સેવા ચાકરીને માટે પોતાની સ્ત્રી કે જેને પહેલાં તે અત્યંત પ્યારથી ચ્હાતો હતો; પણ હાલ જેનું મ્હોં સુદ્ધાં ઝેરીમલ્લ જોતો નથી તેને તેમની પાસે રાખવામાં આવી છે. તેનું નામ જાસલ છે. જાસલ પવિત્ર મનની છે. તે કુમુદાને ઘણાજ ટુંક સમાગમમાં પ્રાણથી પણ વિશેષ ચ્હાય છે. તે તેમને માટે પ્રાણ આપવાને પણ તૈયાર થાય તેવી છે. આગળ કોઇ પ્રવેશ ન કરી શકે તેને માટે અગ્નિની ઉંડી ખાઇ તેણે ખોદાવી છે. તે વાતને આજે ૭ માસ પૂરા થયા છે. ઝેરીમલ્લ આજે કુમુદબાની પાસે આવ્યો હતો ને તેમને સમજાવવા લાગ્યો; પણ તેના શબ્દોની અસર કુમુદબાને કાંઇ પણ થઈ નહિ; તેથી તે પાપી ઘણોજ ગુસ્સે થયો ને તેમની ઉપર બળાત્કાર કરવા તૈયાર થયો. પછી તે તેમની તરફ ધસ્યો કે તરતજ જાસલ્લ વચ્ચે પડી અને તેને અનેક પ્રકારે સમજાવવા લાગી; પણ તે પત્થરને કાંઇ પણ અસર થઈ નહિ. જાસલ્લના શબ્દોથી તેને ઘણોજ ક્રોધ ચઢયો તેથી તેણે જાસલ્લને બંદીવાન્ બનાવી તેને ચાબુકના પ્રહાર કરવાનો હુકમ કર્યો. ને ભલી બાઇ મૂંગે મોઢે સખ્ત મારને સહન કરવા લાગી. પછી ઝેરીમલ કુમુદબાને ધમકાવવા લાગ્યો; પણ કુમુદબાએ તેની

ધમકીની કાંઇ પણ પરવાહ ન કરી; તેથી તે પાપીએ તેમને ઝાડ ઉપર બાંધીને લટકાવ્યાં." આમ કહી તે સિપાઇ થોડી વાર શાંત રહ્યો.

રણમલ:- (ઉશ્કેરાઈ) ઓહ! આ શો સીતમ? ઓ દગાબાજ ઝેરીમલ! ત્હેં ઘણો જુલમ ગુજાર્યો છે! હવે ત્હારૂં મ્હોત નજીકમાં આવ્યું છે. (સિપાઇને) હાં પછી?

સિપાઈ:—કુમુદબાને ઝાડ પર લટકાવી તે પાપી સમજાવવા લાગ્યો. કુમુદબાએ એનું કહેવું બિલકુલ સાંભળ્યું નહિ. અંતે ઝેરીમલે તેનો ઘાતકી વિચાર પ્રગટ કર્યો. કાલે તે પાપી કમકમાટી ઉપજાવે તેવી ઘાતકી રીતે કુમુદબાનું દેવીને બળિદાન આપવાનો છે. બળિદાન શી રીતે અપાય છે, તથા તે કેવું ઘાતકી છે તે જાસલ જાણતી હતી તેથી તેણે દયા માટે ઝેરીમલને ઘણાજ કાલાવાલા કર્યા; પણ તે પાપીને કાંઇ પણ દયા ન આવી ને તે બિચારી નિર્દોષ સ્રીનું પણ કુમુદબાની સાથેજ બળિદાન આપવાનું છે. કુમુદબાને બળિદાન આપવા માટે અહિં લાવવામાં આવશે અને જાસલને પણ બરાબર મધ્યરાત્રે અહિં લાવવામાં આવશે. આ સ્હામે જે મૂર્તિ દેખાય છે ત્યાં આગળ બળિદાન આપવામાં આવશે. આવા સમાચાર અમને થોડા વખત પર મળ્યા છે ને અમને દેવીની આગળ પહેરો ભરવાનો હુકમ મળ્યો છે."

આટલા સમાચાર કહી તે સિપાઇ ચૂપ રહ્યો. સિપાઈની તમામ હકીકત ધ્યાન દઇને સાંભળ્યા પછી રણમલ થોડીક વાર વિચાર કરીને મનમાં બોલવા લાગ્યો:—"ભાભી! તમે ઘણુંજ દુઃખ સહન કર્યું છે. તે દુઃખનો બદલો વાળવાને તમારો રણમલ આવી પહોંચ્યો છે. પાપી ઝેરીમલ! હવે તું ચેતજે. અમને દુઃખ દેવામાં ત્હેં બાકી રાખી નથી. હવે ત્હારો અંતકાળ પાસે આવી પહોંચ્યો છે એમ સમજજે. પાપી! ઘણું કરે તે થોડાને માટેજ."

એમ બોલી રણમલ પોતાના સરદારો તથા તે બન્ને સિપાઇઓને લઈ ગુફાની બ્હાર નીકળ્યો. તેને નિર્વિઘ્ને બ્હાર આવેલો જોઈ રત્નપ્રભા આનંદ પામી ને તેની કુશળતા પૂછવા લાગી. રણમલે તેને સઘળી વાત કહી સંભળાવી. કુમુદનું દુઃખ સાંભળી રત્નપ્રભાની

આંખોમાંથી અશ્રુ ઉભરાઇ જવા લાગ્યાં. રણુમલે તેનાં અશ્રુ રૂમાલથી લુછી તેને દિલાસો આપી શાન્ત કરી. પછી તે બ્હાર આવી મયદાનમાં પોતાના સૈન્યમાં રત્નપ્રભાને સાથે લઇ બેઠો. તેટલામાં તેની નજરે દૂર ઘણી ધૂળ ઉડતી જણાઈ. જાણે કોઇ સૈન્ય લઇને આવતું ન હોય તેમ તેને જણાવા લાગ્યું. કદાચ તે પાપી ઝેરીમલ પણ હોય એમ ધારી તેણે પોતાના સેનાપતિને સૈન્ય સાથે તૈયાર થવાનો હુકમ આપ્યો. થોડીવારમાં તો રણુમલનું સૈન્ય સ્હામા સૈન્યની ભેટ લેવા તૈયાર થઇને ઉભું રહ્યું. સ્હામેથી આવતું લશ્કર હવે છેક નજીક આવી પહોંચ્યું ને તેમાંથી એક ઘોડેસ્વાર કે જે તેમનો સરદાર હતો તે ઘોડાપરથી નીચે ઉતરી રણુમલની પાસે આવી ઉભો રહ્યો. રણુમલને નિહાળતાંજ તે એકદમ હર્ષનો પોકાર કરી તેને ભેટી પડયો. તે આવનાર વૃદ્ધ પ્રધાન પ્રતાપસિંહ હતો. રણુમલ તેમને જોતાંજ અતિશય આનંદ પામ્યો.

પછી વૃદ્ધ પ્રધાન પ્રતાપસિંહજીએ રણુમલસિંહને તેના કુશળ સમાચાર પૂછી પોતાના સૈન્યને ત્યાં પડાવ નાંખવાની આજ્ઞા આપી. પ્રધાનજીનું સૈન્ય રણુમલના સૈન્ય સાથે મળી ગયું ને સઘળા સૈનિકો એકત્ર થઈ આનંદ કરવા લાગ્યા. પછી રણુમલ પ્રતાપસિંહનું સ્વાગત કરી પૂછવા લાગ્યો:—" મંત્રીશ્વરજી ! આપ અત્રે અચાનક ક્યાંથી? "

પ્રતાપસિંહ:—હું સૈન્યની સાથે ચંદ્રસિંહ ભાઇની શોધને અર્થે નીકળ્યો છું. મ્હેં વિજયનગરનો રાજકારભાર જુના કારભારીને સોંપ્યો છે. મ્હેં ઘણે સ્થળે તપાસ કરી પણ ભાઇની શોધ લાગી નહિ તેથી હું નિરાશ થઈ તમને મળવા અમરકંટક ગયો. ત્યાં તપાસ કરતાં સમાચાર મળ્યા કે, તમે ભાઇની શોધ કરવા નીકળ્યા છો. તે પછી હું તમારા પ્રધાનજીને મળ્યો. તેમણે અમારી સારી આગતા સ્વાગતા કરી. ત્યાં બે દિવસ રોકાઈ પ્રધાનજીની આજ્ઞા લઈ હું ત્યાંથી નીકળ્યો. રસ્તામાં અમને ખબર મળી કે, અહીં પાસેજ ઝેરીમલની એક અજાણી ગુફા છે ને તેમાં તે પાપી ઝેરીમલ તેના માણસો સાથે રહે છે. એવા સમાચાર મળવાથી મ્હેં વિચાર કર્યો કે, જ્યાં પાપી રહેતો

હશે ત્યાંજ કુમુદકુમારી હોવાં જોઇએ એમ ધારી તે પાપાત્માનો વિનાશ કરવા હું આ તરફ આવતો હતો એટલામાં મ્હેં દૂરથી તમારૂં સૈન્ય જોયું. એ ઝેરીમલનું સૈન્ય હશે એમ વિચારી મ્હેં મ્હારા સૈન્યને સાવધ થવાનું કહી ઝપાટાબંધ અમે આગળ વધ્યા. પાસે આવતાં તો અમે તમને જોયા ને તેથી મ્હારા આનંદનો પાર રહ્યો નહિ "રાજેન્દ્ર! કહો હવે તમારી શી હકીકત છે? તમે કુમુદસુંદરીની શોધ કરી શક્યા છો કે નહિ?"

રણમલે પ્રતાપસિંહને સઘળી હકીકત કહી સંભળાવી. રણમલની ચાલાકી જોઈ વૃદ્ધ પ્રધાન આનંદ પામ્યા ને પછી ભોજનને અર્થે બંને જણા તંબૂમાં ગયા. જમી પરવારી સઘળા સૈનિકો બ્હારના મેદાનમાં એકઠા થયા. રણમલ તથા પ્રધાનજી પણ પરવારીને તંબૂમાંથી બ્હાર આવ્યા. તેમને જોઇ સઘળા સૈનિકો આનંદનો ધ્વનિ કરી પોતપોતાની જગાએ ગોઠવાઇ ગયા. રણમલ ત્યાં આગળ પોતાને માટે બિછાવેલી ગાદી ઉપર પ્રધાનજીને સાથે લેઇ બેઠો. હજી સુધી પ્રધાનજીની દૃષ્ટિ રત્નપ્રભા તરફ ગઇ નહોતી. રત્નપ્રભા પણ પુરૂષના પોષાકમાં શાન્ત ચિત્તે ત્યાં બેઠી બેઠી સઘળી હકીકત ધ્યાન દઈ સાંભળતી હતી; તેવામાં પ્રધાનજીની નજર તેના ઉપર પડી. ચતુર પ્રધાન રત્નપ્રભાને જોતાંજ ચમક્યા ને મનમાં વિચારવા લાગ્યા:—"અરે! આ કોણ હશે? મ્હને તો આ નવયુવાન્ કોઇ રાજકુમાર જણાય છે. અહા! તેનું મુખ કેવું સુંદર છે!"

આવો વિચાર કરી પ્રધાનજી રણમલને પૂછવા લાગ્યા:—"રણમલસિંહ! આ જે સ્હામે રાજકુમાર બેઠા છે તેઓ કોણ છે, ને કોના પુત્ર છે?"

પ્રધાનજીનો પ્રશ્ન સાંભળી રણમલે શરમથી નીચું જોયું ને કાંઈ પણ જવાબ આપ્યો નહિ. તેને શરમાતો જોઇ પ્રધાનજી વિચારમાં પડ્યા; પણ તેટલામાં તો રત્નપ્રભાએ તેમની પાસે આવી પ્રધાનજીના ચરણોમાં પોતાનું મસ્તક નમાવ્યું. તેને પ્રણામ કરતી જોઇ પ્રધાનજીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ રાજકુમાર કોણ હશે?

એ સંબંધી પોતાના મનમાં વિચાર કરતા કરતા તેઓ પોતાના બન્ને હાથ લાંબા કરી રત્નપ્રભાને આશીર્વાદ આપવા લાગ્યા. થોડા સમય પછી પ્રધાને પૂછ્યું:–"તમે કોણ છો ?"

રત્નપ્રભા:–હું અમરકંટકના પ્રતાપી મહારાજા રણજીતસિંહની પુત્રી આપને પ્રણામ કરૂં છું.

પ્રતાપસિંહ:–(આશ્ચર્યયુક્ત) હેં ! કોણ પુત્રી રત્નપ્રભા ! અરે ! તું પણ ત્હારા સ્વામીની સાથેજ આવી છે કે ? શૂરવીર પિતાની પુત્રી શૂરવીરજ હોય છે. ધન્ય છે તને ! તમને ઉભયને ઈશ્વર દીર્ઘાયુ કરો.

આમ કહીં પ્રધાને બંનેને મસ્તકે હાથ મૂકયો ને તે નવીન દંપતીને અમીદૃષ્ટિથી જોવા લાગ્યા. પછી હર્ષના ઉમળકાથી પ્રધાનજી રણમલને પૂછવા લાગ્યા:–"રણમલ ! હવે શો વિચાર છે ?"

રણમલ:–મંત્રીશ્વરજી ! હું સઘળી તપાસ કરી આવ્યો છું. કાલે પ્રાતઃકાળમાં કુમુદસુંદરિનું બળીદાન આપવામાં આવનાર છે. મ્હારો તો એવો વિચાર છે કે આપ આપના સઘળા સૈન્ય સાથે આ ગુપ્તગૃહની આસપાસ ઘેરો નાંખો ને તેમાંથી જે કોઇ બ્હાર નીકળવાને યત્ન કરે તેને પકડજો યા તો પૂરો કરી નાંખજો. હું મ્હારા સૈનિકો સાથે અંદર પ્રવેશ કરૂં છું.

પોતે અંદર શું કરવા ધાર્યું છે તે બધી હકીકત રણમલે પ્રતાપસિંહને કહી સંભળાવી. રણમલની યુક્તિ સાંભળી પ્રતાપસિંહ ઘણા ખુશી થયા ને મનમાં તેનાં વખાણ કરી રણમલના દેખતાંજ તેમણે ગુપ્તગૃહને બ્હારથી ઘેરી લીધું. ગુપ્તગૃહની આસપાસ સિપાઇઓ ખુલ્લી સમશેરો હાથમાં લઇ પહેરો ભરવા લાગ્યા. બાદ રણમલે પ્રતાપસિંહની આજ્ઞા લઈ રત્નપ્રભા સાથે પોતાના સૈન્યને લઇ ગુપ્તગૃહમાં પ્રવેશ કર્યો. એક પછી એક એમ બસો સૈનિકો ગુપ્તગૃહમાં દાખલ થયા. તેઓએ નીચે ઉતરી સાંકડી ચાલમાં થઇને પુતળાવાળા દરવાજામાં પ્રવેશ કર્યો. ત્યાંથી આગળ ચાલતાં તેઓ ચંદ્ર વિનાના અજવાળાવાળા મેદાનમાં આવી પહોંચ્યા. પોતાના સઘળા સૈનિકોના ત્યાં આવી રહ્યા પછી રણમલ તેમને પોતે શું કરવા ધાર્યું

છે તે કહેવા લાગ્યો:—" મ્હારા બહાદુર અને વફાદાર સરદારો ને સૈનિકો ! આજે આપણે ઘણુંજ બહાદુરીનું કાર્ય કરવાનું છે. દુષ્ટના પંઝામાંથી સતી કુમુદકુમારીનું આપણે રક્ષણ કરવાનું છે; માટે જુઓ, તમારા-માંના કેટલાક આ મેદાનમાં સ્હામે જે પેલો પહાડ જણાય છે તેની ગુફાઓમાં તથા કેટલાક આ સ્હામેની કોટડીઓમાં છૂપાઇ જાઓ. હું આ જે સ્હામે દેવીની મૂર્તિ દેખાય છે તેની અંદર સંતાઇ રહું-છું. તે મૂર્તિ લાકડાની બનાવેલી છે અને અંદરથી પોલી છે; તેથી જ્યારે હું મ્હારી પિસ્તોલનો અવાજ કરૂં ત્યારે તમારે સઘળાઓએ બ્હાર નીકળી મ્હારી પાસે એકદમ આવવું. તે પછી શું કરવાનું છે તે હું તે વખતે તમને કહીશ; માટે મ્હારા બહાદુરો ! ત્યાં જઈ સત્વર છૂપાઇ જાઓ; કારણ કે મધ્યરાત્રિ થવાને હવે થોડી વાર છે તેથી તે પાપી તેનાં માણસો સાથે આ તરફ આવવાને નીકળી ચૂકયો હશે."

મહારાજાની આજ્ઞા પ્રમાણે સઘળું લશ્કર જ્યાં જ્યાં પોતાને યોગ્ય લાગ્યું ત્યાં ત્યાં સંતાઇ ગયું. માણસોથી ચીકાર ભરાયલું મેદાન સૈનિકોના છૂપાઈ ગયા પછી જનશૂન્ય થઇ ગયું. ફક્ત ત્યાં- આગળ રણમલ રત્નપ્રભા, સેનાપતિ તથા ગુમાનસિંહ અને પકડાયલા બે સિપાઇઓ રહ્યા. પછી રણમલ તે બંને સિપાઇઓને કહેવા લાગ્યો:— "ભાઇઓ ! હવે હું તમને સૂચના આપુછું કે તમે બ્હારથી ઝેરી-મલના માણસો તરીકેનો ડોળ કરી પહેલાં જ્યાં પહેરો ભરતા હતા ત્યાં પહેરો ભરવો શરૂ કરો; પણ જ્યારે હું ઇશારો કરૂં ત્યારે તમારે મ્હારા માણસો તરીકે મ્હારા હુકમનો અમલ કરવો "

તરતજ તે બંને સિપાઇઓ તેને નમન કરીને ત્યાંથી ચાલ્યા ગયા અને પોતાની અસલ જગ્યાએ જઈ પહેલાંની માફકજ પહેરો ભરવા લાગ્યા.

તે સીપાઇઓના ગયા પછી રણમલ ગુમાનસિંહ તથા સેના-પતિને કહેવા લાગ્યો:-" તમને પણ હું એક કાર્ય સોંપવા ધારૂં છું."

"બોલો શી આજ્ઞા છે ?" તે બંને જણે કહ્યું.

રણમલ:—તમે બંને અને રત્નપ્રભા ત્રણે જણાં પેલા સિપાઇઓ

જ્યાં પહેરો ભરે છે તેમની પાછળની કોટડીમાં તેઓ જાણે નહિ તેવી રીતે છૂપાઇ જાઓ અને તમારી પિસ્તોલો ભરીને તૈયાર રાખજો. જો કદાપિ તે સિપાઇઓ પ્રપંચ કરવાની શરૂઆત કરે તો તરતજ તેમને પિસ્તોલની ગોળાથી વિંધી નાંખજો. જાઓ હવે તમે પણ સંતાઈ જાઓ !

ગુમાનસિંહ તથા સેનાપતિ રત્નપ્રભા સાથે ચાલવા લાગ્યા અને સિપાઇઓની પાછળ આવેલી એક કોટડીમાં ચૂપકીથી સંતાઈ ગયા. તે પછી ગુમાનસિંહ તથા સેનાપતિ પોતાની પિસ્તોલો ભરી ત્યાં પહેરો ભરતા સિપાઇઓની તરફ તાકીને બેસી રહ્યા.

પોતાના ધાર્યા પ્રમાણે સઘળુ કાર્ય સંપૂર્ણ થયા પછી રણમલ દેવીની મૂર્તિ તરફ ચાલ્યો. તેણે તે મૂર્તિને ચાંપથી ખુલ્લી કરી તેના બે ભાગ કર્યા અને તેની અંદરના ભાગમાં પોતે ઉભો રહી અંદરથી ચાંપ દાબી તેને પાછી હતી તેમ બંધ કરી દીધી. પોતાને અંદર બરાબર ફાવે છે કે નહિ તે જોઇને પાછો ચાંપ દબાવી મૂર્તિને ખુલ્લી કરી રણમલ બ્હાર નીકળ્યો ને ફરીથી એકવાર બધે ઠેકાણે ફરી તપાસ કરવા લાગ્યો. એટલામાં ત્યાં આગળ કોઇના આવવાનાં પગલાંનો અવાજ સંભળાવા લાગ્યો. તરતજ રણમલે પોતાની પિસ્તોલ કાઢી તેમાં ગોળીઓ ગોઠવી અને તેને પોતાની છાતી સાથે કસી. પછી તે ધીમે પગલે દેવીની મૂર્તિ પાસે પાછો આવ્યો ને તે મૂર્તિને જલદીથી ખોલી નાંખી તેની અંદર છૂપાઇ ગયો તથા હવે શું થાય છે તે એક ઝીણા છિદ્રમાંથી જોવા લાગ્યો.



## પ્રકરણ ૩૭ મું.

### સળગતી ખાઇમાં ચંદ્રસિંહ.

" ખરે ! માન્યું નહીં કયારે—જુદાં પડવું તુંથી મ્હારે !
જ્યારે મળિયા આપણે, એક બીજાની સાથ;
જાણ્યું નહીં છુટે કદી, સ્નેહે સાંધ્યા હાથ.
ઘડયાં એક માટીનાં બેને, જુદાઈ રંચ નહીં જેને;
ગણ્યું એ ! હાય ! મ્હેં તેને, પડે વિયોગ તે શાને ? "

દેરાસરી.

શ્રાવણ માસ ચાલતો હતો. ઝરમર ઝરમર વર્ષાદ વરસતો હતો ક્વચિત્ વૃષ્ટિ બંધ પણ થઇ જતી. જો કે આકાશ વાદળાંઓથી છવાઈ ગયેલું હતું છતાં પણ સખ્ત તાપ પડતો હતો.

આવા સમયે દીવાનો, ઉન્મત્ત યા તો પાગલ બની ગયેલો ચંદ્રસિંહ ધીમેથી ચાલતો ચાલતો એક નદીના કિનારા પાસે આવી પહોંચ્યો. ત્યાં આવીને તેણે થોડા સમયને માટે વિશ્રામ લેવાનો વિચાર કર્યો. આવો વિચાર કરી, વસ્ત્રો કાઢી તેણે નદીના પવિત્ર જળમાં સ્નાન કરી લીધું. આથી તેનો થાક થોડે ઘણે અંશે દૂર થયો. તે પાછો વસ્ત્રો પહેરી કિનારા ઉપર બેસીને વિચાર કરવા લાગ્યો—" તડકો કાંઇક નરમ થાય એટલે હું પાછો આગળ ચાલવા માંડું. અરેરે ! મ્હેં કેટલી શોધ કરી, હું કેટલાં સ્થાનોએ રખડયો તો પણ હજી સુધી પ્રાણપ્યારી કુમુદનો પત્તો નજ લાગ્યો. મ્હારી એ પ્રેમની પ્રતિમાને ગૂમ થયાને આજે છ માસ પૂર્ણ થયા છે. આ છ માસનો પ્રિયાનો વિયોગ મ્હને યુગયુગાંતરના વિયોગ જેવો જણાય છે. પ્રત્યેક પળે મ્હારા અંતરનો દુઃખાગ્નિ વિશેષ જોરથી સળગતો જાય છે. અરેરે ! શું હજી સુધી મ્હારી કુમુદ જીવતી હશે ? હાય ! મ્હને તેની સ્થિતિના સમાચાર કોઇ આપો અને મ્હારા આ મહાભારત દુઃખને કાપો. કુમુદ ! પ્રિયે ! તું કયાં છું ? આવ આવ, ત્હારા વિયોગથી બળીને ખાક થઇ જતા ત્હારા પ્રાણાધાર ચંદ્રસિંહ પાસે

આવી તેને સ્નેહાલિંગન આપી શાન્ત કર."

આમ કહી થોડી વાર મૌન્ય રહી વળી પાછો તે બોલવા લાગ્યોઃ–"કુમુદ ! તું પાપીના પંઝામાં ફસાઈ પડી એમાં મ્હારોજ દોષ છે. ત્હેં મ્હને સાવધાન કરેલો હોવા છતાં હું નિદ્રાધીન થઈ ગયો અને એ લાગ સાધી દુષ્ટે દગો કર્યો. અરેરે ! ભાગ્યની એ કેવી વિચિત્રતા ! પરમાત્મન્ ! તમારી અકળ કળાને મ્હારા જેવો પામર પુરૂષ ક્યાંથી કળી શકે ? છતાં પ્રભુ ! હવે આ દીન સેવકની વિશેષ કસોટી ન કરો. હવે હું થોડા સમયને માટે પણ મ્હારી પ્રિયાની જૂદાઇની વેદના વેઠી શકું તેમ નથી. હું મ્હારી હૃદયવલ્લભા વિના સમસ્ત જગત્‌માં ભયંકર અંધકાર જોઉં છું. લાવો લાવો, ઓ દયાળુ દેવ ! મ્હારી જીવનમોહિનીને, મ્હારા પ્રેમની પ્રતિમાને, મ્હારા આલોકના સુખ ઐશ્વર્યને મ્હારી પાસે લાવો અને દુઃખી જીવને વિશેષ ન રિબાવો. તમે સંકટમાં પડેલાં મનુષ્યોનાં સંકટો દૂર કરો છો તો પછી મ્હારૂં આ મહાન્ સંકટ દૂર કરી મ્હારો મ્હારી પ્રિયાની સાથે મેળાપ કેમ નથી કરાવતા ? જુલ્મી શત્રુ ઝેરીમન્ ! મ્હારી પ્રાણપ્રિયા ઉપર કેટલો બધો જુલ્મ ગુજારતો હશે તેની હું કલ્પના સુદ્ધાં કરી શકતો નથી. પ્રભુ ! તમારી આ પૃથ્વીમાં પુણ્યશાળી પ્રેમી મનુષ્યને દુઃખ ભોગવવું પડે છે અને પાપીને વૈભવ ભોગવવાના મળે છે એવો અન્યાય કેમ ? શું કળિકાળનું આવુંજ માહાત્મ્ય છે કે ? શું કળિકાળમાં સદાચરણી મનુષ્ય ઉપર પણ આપ દયા નથી દર્શાવતા કે ?"

વળી પાછો થોડી વાર શાન્ત રહી બોલવા લાગ્યોઃ–"જાઓ જાઓ–આ સંસાર મ્હારાથી દૂર થાઓ. હવે હું સુખ મેળવવાની ઇચ્છા રાખતો નથી. હું સાધુ–સંન્યાસી થઇ જઇને પ્રિયાની સર્વત્ર શોધ કરીશ અને જો તેનો પત્તો નહિજ લાગે તો પછી આ તુચ્છ જીવનનો અંત લાવીશ."

આવી રીતે સ્વગત બોલીને ચંદ્રસિંહ જ્યાં બેઠો હતો ત્યાંજ આડો થયો. આડો થતાંની સાથેજ થોડા સમયમાં તે નિદ્રાધીન થઇ

ગયો. લગભગ એક કલાક પછી તે પાછો જાગ્રત થયો ત્યારે તાપ સહજ નરમ પડયો હતો. ચંદ્રસિંહ ત્યાંથી ઉઠી કુમુદકુમારીની શોધ કરવાને માટે યોગીન્દ્રે બતાવેલા રસ્તે આગળ વધવા લાગ્યો. ચાલતો ચાલતો તે સંધ્યાકાળના અરસામાં અગ્નિની ખાઇ પાસે જઇ પહોંચ્યો. આ સમયે ઝેરીમલ્લ કિલ્લામાં કુમુદનું બલિદાન દેવાની તૈયારી કરતો હતો. ચંદ્રસિંહે ખાઇ પાસે જઇને જોયું તો એ ખાઇનો પટ તેને અડધા માઈલનો જણાયો. એ ખાઇમાં પ્રચંડ અગ્નિ સળગી રહ્યો હોઇ તેની જ્વાળાઓ ઉંચે આસ્માન સુધી પહોંચતી હતી. અગ્નિની જ્વાળા એટલી બધી લાગતી હતી કે ચંદ્રસિંહથી ખાઇની પાસે જઇ શકાયું નહિ. તે દૂર ઉભો રહીને બોલવા લાગ્યોઃ—"હે પ્રભુ ! હું કેવી રીતે આ સળગતી ખાઇને ઓળંગી શકીશ ? હવેજ હું સ્પષ્ટ સમજી શકયો કે, મૃત્યુ સિવાય મ્હારા દુઃખનો અંત આવનાર નથી. આ જીંદગીમાં હું દુઃખનું સ્વપ્ન જોઇ શકયો નથી તેમ હવે પછી જોઈ શકનાર પણ નથી. મ્હારે શા માટે જીવવું ? શું મ્હારે જીવતા રહી કુમુદને દુઃખમાં રિબાતી જોવી ? શું મ્હારે ફક્ત આ જીંદગીની ખાતર મ્હારી પ્રિયાનો પ્રેમ તજવો ? હાય ! જ્યારે મ્હારી કુમુદ એમ જાણે કે તેનો ચંદ્ર જીવવાને માટે પોતાની પ્રિયાને શત્રુના હાથમાં રહેવા દઇ કાંઈ કરી શકયો નહિ ત્યારે તે કેટલી દુઃખી થાય ? ધિક્કાર છે મ્હને ! અરે ! આજે મ્હને આવા ખોટા વિચારો શા માટે આવતા હશે ? ( વિચાર કરી ) નહિ નહિ મ્હને હવે આ જીંદગીની પરવાહ નથી. હવે તો મૃત્યુજ મ્હારો સાચો મિત્ર છે. આ ખાઇમાં પડતાં મ્હારા પ્રાણનો નાશ થઇ જશે—હું જીવતો રહેવાનો નથી. વ્હાલી કુમુદ ! આ ત્હારા ભાગ્યહીન ચંદ્રને ક્ષમા કરજે. તું તેને ત્હારા હૃદયમાંથી ભૂલી જજે."

વળી પાછો થોડી વાર શાન્ત રહી બોલવા લાગ્યોઃ—"દુનિયા ! તને પણ મ્હારા પ્રણામ છે. હે પરમકૃપાળુ પરમાત્મા ! તમને મ્હારા નમસ્કાર છે. હાય ! થોડીજ વારમાં આ ચંદ્રસિંહ હતો ન હતો થઇ જશે ને તેના નામ નિશાનનોં પણ નાશ થઇ જશે. ( વિચાર કરી )

ચાલ્લ જીવ ! હવે વિલંબ શા માટે કરે છે ? ( આકાશ સ્હામું જોઇ ) ઓ મહાન્ કૃપાળુ પ્રભુ ! થોડી વાર પછી આ તમારો દુઃખી બાળક આપને શરણે આવે છે; પણ મરતા પહેલા તેની એક વિનંતિ છે તે આપ શ્રવણ કરો ! પ્રભુ ! આપ જ્યારે જ્યારે મ્હને આ સંસારમાં જન્મ આપો ત્યારે ત્યારે મ્હારી કુમુદજ મ્હને ભાર્યા તરીકે આપજો. દયાળુ પિતા ! મ્હારી કુમુદને શાન્તિ આપનાર તમારા સિવાય હવે કોઈ નથી; માટે તેને શાન્તિ આપજો. ( કુમુદને યાદ કરી ) વ્હાલી ! ત્હારૂં પણ હું રક્ષણ કરી ન શકયો. વ્હાલા બંધુ રણમલ્લ ! તને પણ મ્હારાથી છેલ્લી વાર ન મળાયું ! ઓ મ્હારા જન્મદાતા પિતા ! તમારૂં વૈર પણ મ્હારાથી ન લેવાયું. હાય ! હું અભાગી છું, નિષ્ઠુર છું, કૃતઘ્ની છું. મને ક્ષમા આપજો. અંધકાર ! હું સર્વત્ર સ્થળે ત્હનેજ જોઉં છું. અરે હાય ! મ્હારી કુમુદ મ્હને આ ખાઇમાં કૂદી પડવાને માટે ના કહે છે. ઓ પ્રિયા ! તું કયાં છે ? શું ત્હારા ઉપર પાપી જુલ્મ ગુજારે છે ? આહ્ ! મ્હારૂં જીગર બળી જાય છે. હવે તું મ્હને કયાં મળીશ ? અરે ? હાય ! તું મ્હારી સાથે લગ્નથી જોડાઇ ઘણીજ દુઃખી થઇ. પ્રિય કુમુદ ! ત્હારો પત્તો પણ મ્હને હજુ સુધી મળ્યો નથી તો હું કેવી રીતે ત્હારૂં રક્ષણ કરી શકું ? પ્રિયે ! તું મ્હારી પ્રાણાધાર છે. તું મ્હારા હૃદયમાંથી જરા વિસરતી નથી. સૂતાં, બેસતાં, ચાલતાં, હું ફક્ત તનેજ જોઉં છું. હું ત્હારા સિવાય કાંઇ પણ જોઇ શકતો નથી. મ્હારી સર્વ ઇંદ્રિઓ ત્હારા વિના બ્હેર મારી ગઇ છે. કુમુદે ! હવે હું ત્હારાથી સદાને માટે છૂટો પડું છું. મ્હને ક્ષમા કરજો. પ્રભુ ત્હારૂં રક્ષણ કરો.”

“જય જય જગન્નિયંતા પ્રભુ ! આપનો જય.” એમ બોલી, ચક્ષુઓમાંથી અશ્રુઓ વર્ષાવતો ચંદ્રસિંહ અગ્નિની ખાઇમાં કૂદી પડવા ચાલ્યો. જેવો તે અંદર પડવા જાય છે કે તરતજ પાછળથી કાનને ફાડી નાંખે એવો એક ભયંકર અવાજ થયો. તે પછી જાણે કોઇ બોલતું હોય તેમ સંભળાયું. “સબુર કર, સાહસ કરતા પહેલાં વિચાર કર.” આવા શબ્દ સાંભળતાંજ ચંદ્ર ચમકયો ને શબ્દો

કોણ બોલ્યું તે જાણવાની આતુરતાથી ત્યાંથી એક તસુ પણ ખસ્યા વિના તે જે તરફથી અવાજ આવતો હતો તે તરફ જોવા લાગ્યો; એટલામાં તો તેને પાછા તે ને તે શબ્દો નજીકમાં સંભળાયા.



## પ્રકરણ ૩૮ મું.

### કિલ્લામાં પ્રવેશ.

" સાહસ કરતાં જીવડા, થાશે જલ્દી નાશ;
ધીરજ ધારી મન વિષે, ભજને શ્રી અવિનાશ "

તરતજ પૂર્વ પરિચિત યોગીન્દ્ર ચંદ્રની પાસે આવી ઉભા રહ્યા. તેમને જોતાંજ ચંદ્રનો શોક આનંદમાં બદલાઈ ગયો. યોગીરાજને જોઇ ચંદ્રે તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા ને તે કહેવા લાગ્યો:– "મ્હારા પ્રભુ! આપ યોગ્ય સમયેજ આવી પહોંચ્યા છો. આ ભયંકર ખાઇને ઓળંગી જવાનો રસ્તો મ્હને સૂઝતો નથી. આપ કહો કે મ્હારે આ ખાઇને શી રીતે ઓળંગવી ? બતાવો ! પ્રભુ ! તે રસ્તો આ તમારા દુઃખી બાળકને બતાવો ! પ્રભુ મ્હને સહાય કરો."

યોગીન્દ્ર:–રાજકુમાર શા માટે નિરાશ થાય છે ? ત્હને દુઃખ પામતો જોઈ તથા ત્હારો આ ખાઇમાં પડીને મરવાનો નિશ્ચય જોઇ પ્રભુને ત્હારી દયા આવી છે ને તેથી તેમણે મ્હને–ત્હને રસ્તો બતાવવાની પ્રેરણા કરી છે.

ચંદ્રસિંહ:–( વંદન કરી ) પ્રભુ ! આપ દયાળુ છો ! આપ મ્હારી ઉપર પ્રસન્ન થાઓ. હું આપનો બાળક છું.

યોગીન્દ્ર:–ચંદ્ર ! લે, આ ગોળી હું ત્હને આપું છું, તે ગોળી ત્હારા મુખમાં રાખવાથી આ ખાઇ ઓળંગતાં ત્હને મુસ્કેલી નહિ નડે. ગોળીના પ્રભાવથી અગ્નિની ભયંકર જ્વાળાઓ ત્હારા શરીરને સ્પર્શ નહિ કરી શકે.

ચંદ્રસિંહ:–બાળકના ઉપર ઘણીજ કૃપા કરી. દયાળુ ! આ ખાઇ પસાર કર્યા પછી મ્હારી કુમુદ સાથે મ્હારો મેળાપ થશે કે નહિ ?

યોગીન્દ્રઃ—વત્સ ! અધીરો ન થા. ઇશ્વર ઉપર વિશ્વાસ રાખ. તે ત્હારા બુરામાં રાજી નથી. આ ખાઇને ઓળંગી તું કિલ્લામાં પ્રવેશ કરજે. ત્યાંથી ત્હને કુમુદાની ભાળ મળશે. વળી આ એક દંડ છે, તે લે હું ત્હને આપું છું. તે ભવિષ્યમાં ત્હને ઘણોજ ઉપયોગી થઇ પડશે. જ્યારે તું કિલ્લામાં પ્રવેશ કરે ત્યારે જો કદાચ ત્હારો કુમુદસુંદરી સાથે મેળાપ ન થાય અને તું ગભરામણમાં આવી પડે તો આ દંડનો ઉપયોગ કરજે. તું આ દંડને જમીન ઉપર પછાડીશ એટલે ત્હને તરતજ કુમુદ ક્યાં છે તેનો રસ્તો માલૂમ પડશે. પછી તું તે રસ્તે જઇશ-એટલે ત્હને કુમુદનો મેળાપ થશે; પણ તેની સાથે એટલું યાદ રાખજે કે તે દંડનો દિવસમાં ફક્ત એકજ વખત ઉપયોગ થાય છે. જો કદાપિ તું તેનો બીજી વખત ઉપયોગ કરીશ તો જો કે તે દંડ ત્હારૂં કાર્ય તો તે વખતે કરશે; પણ પછી તરતજ તે ત્હારી પાસેથી અદ્રશ્ય થઇ જશે ને ફરીથી તે ત્હને મળી શકશે નહિ.

આ પ્રમાણે ચંદ્રને સૂચના આપી યોગીન્દ્ર ત્યાંથી ચાલ્યા ગયા. તેમના ગયા પછી તેમણે આપેલો દંડ લેઇ તથા ગોળીને મ્હોંમાં રાખી પ્રભુનું સ્મરણ કરી ચંદ્રસિંહ તે અગ્નિની ખાઇમાં કૂદી પડયો. ભયંકર ધગધગતા અંગારામાં તથા ભડભડાટ બળતી જ્વાળાઓની વચમાં થઇને દૈવિ બળથી ચંદ્રસિંહ ચાલવા લાગ્યો ને થોડી વારમાં તો તે ભયંકર અગ્નિની ખાઇ પસાર કરી ગયો. તે પછી થોડી વારમાં ચંદ્રસિંહ તે કિલ્લામાં દાખલ થઇ ગયો. કિલ્લામાં પ્રવેશ કરી તે ચારે તરફ પોતાની દ્રષ્ટિ ફેરવવા લાગ્યો; પણ તેની નજરે ત્યાં કોઇ પણ માણસ પડયું નહિ. આ કિલ્લો જનશૂન્ય હશે કે શું ? તેવો વિચાર ચંદ્રના મનમાં ઉઠયો. રાત્રિનો સમય હોવાથી આ ખંડેર કિલ્લો આ સમયે ભયાનક દિસતો હતો. જેવો તે ભયાનક જણાતો હતો તેવુંજ ભયાનક કાર્ય પણ આજે તેમાં થવાનું હતું. આવા વિકટ પ્રસંગે ચંદ્રસિંહ કિલ્લામાં ફરતો ફરતો અંદરના ખંડેર મહેલ આગળ આવી પહોંચ્યો. ત્યાં આવી જુએ છે તો કોઈ પણ મનુષ્ય તેના જોવામાં આવ્યું નહિ; તેથી ચંદ્ર વળી ત્યાંથી આગળ ચાલ્યો. તેને આગળ

જતાં એક બંધ દ્વાર જણાયું. તરત ચંદ્રે તે દ્વારને જોરથી ઉઘાડી અંદરના મકાનમાં પ્રવેશ કર્યો. તે મકાનના કેટલાક દરવાજા પસાર કરી ચંદ્ર એક વિશાળ ઓરડામાં જઈ પહોંચ્યો; પણ એટલામાં તેને કાને કારમી ચીસ સંભળાઇ. " અરે ! આ શું ? આ ચીસ કોણે પાડી હશે ? " એમ બોલી તે આસપાસ જોવા લાગ્યો, તો તેને જણાયું કે પોતે જે ઓરડામાં ઉભો હતો તેની પાસેના ઓરડામાં કેટલાંક માણસો ગરબડ કરી રહ્યાં હતાં. આ સાંભળી ચંદ્રસિંહ તે ઓરડા તરફ ચાલ્યો ને ત્યાં જઇ જુવે છે તો ચાર સિપાઇઓ એક ખૂબસુરત અબળાને બંદીવાન્ બનાવી ક્યાંક લઈ જવાની તૈયારી કરતા હતા. આ દેખાવ નજરે પડતાં ચંદ્રના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે સિપાઇઓને ક્રોધાવેશમાં કહ્યું:–" કેમરે લુચ્ચાઓ ! તમે આ શું કરો છો ? તમે આ બાઇને શા માટે બંદીવાન્ બનાવી છે ? તમે તેને ક્યાં લઇ જવાની તૈયારી કરો છો ? "

ચંદ્રસિંહનાં વચનો સાંભળી સિપાઇઓ ગભરાઈ ગયા ને આ અજાણ્યો માણસ કોણ હશે તથા તે કેવી રીતે કિલ્લામાં આવ્યો હશે એ સંબંધી કલ્પનાઓ કરવા લાગ્યા. આખરે તેમાંથી એક સિપાઈ આગળ આવી હિંમતથી ચંદ્રને પૂછવા લાગ્યો:–" અલ્યા ! તું કોણ છે ? અમારા કામની તને શી પંચાત છે ? "

ચંદ્રસિંહ:–હરામખોરો ! હું તમારો કાળ છું. જો જીવવાની ઇચ્છા રાખતા હો તો આ બાઇને છોડી એકદમ અહિંથી ચાલ્યા જાઓ.

સિપાઇઓ:–પણ તું કોણ છે ?

ચંદ્રસિંહ:–પાપાત્માઓ ! હું ગમે તે છું. તમારે તે જાણવાની કાંઇ જરૂર નથી; છતાં જો તમારે જાણવું હોય તો અત્યારે એટલુંજ જાણો કે હું આ અબળાનો સહાયક છું.

તેનાં આવાં વાક્યોથી તે ચારે સિપાઇઓના ગુસ્સાનો પાર રહ્યો નહિ, તેઓ તલવારો ખેંચી ચંદ્રની ઉપર ધસી આવ્યા. ચંદ્રસિંહની પાસે આ વખતે એક પણ શસ્ત્ર નહોતું તો પણ તે હિંમત રાખી ધસી આવતા સિપાઇઓને યોગીન્દ્રે આપેલા દંડથી અટકાવવા

લાગ્યો ને નછૂટકે તે દંડનો ઉપયોગ કરવા લાગ્યો. તે દંડના પ્રહારથી પૃથ્વી કંપાયમાન થવા લાગી ને અલ્પ સમયમાં તો તે ચારે દુષ્ટો મરણને શરણ થઇ ગયા.

ચંદ્રસિંહનાં નેત્રો ક્રોધથી લાલચોળ થઇ ગયાં હતાં. તે હવે કોઇ સિપાઇ જીવતો છે કે નહિ તેની ખાત્રી કરવા ચારે તરફ જોવા લાગ્યો. તેને ત્યાં કોઈ જીવતો નહિ જણાયાથી તે બંદીવાન્ અબળાની પાસે ગયો ને તેને બાંધેલા બંધ છોડી નાંખી નિર્ભય કરી. પછી ચંદ્ર તે બાઇને પૂછવા લાગ્યોઃ–" બાઈ! તમે કોણ છો? આ દુષ્ટો કોણ હતા? તેઓ તમને ક્યાં લઈ જતા હતા તે સઘળું તમે મ્હને કહો. મ્હારા આશ્રયમાં તમને કોઇ પણ દુઃખી કરવા સમર્થ નથી. પ્રાણાંત સુધી હું તમારૂં રક્ષણ કરીશ; તમે કોઇ રીતે ગભરાશો નહિ. તમે મ્હારાં ધર્મનાં બ્હેન છો. તમારી જે ખરી હકીકત હોય તે તમે મ્હને કહી સંભળાવો."

ચંદ્રસિંહનાં આશ્વાસનસૂચક વચનોથી જાસલને શાન્તિ વળી. તે કહેવા લાગીઃ–" ભાઇ! હું એક ગરીબ નિરાધાર અબળા છું. હું મહા દુઃખી છું. આટલા દિવસ સુધી હું સાધારણ સુખી હતી; પણ હાલ હું પૂર્ણ દુઃખી છું."

ચંદ્રસિંહઃ–બ્હેન! મ્હને કહેશો કે તમને શું દુઃખ છે? તે દુઃખનો નાશ કરવા હું મ્હારાથી બનતું કરીશ. બ્હેન! તમારૂં નામ શું છે?

જાસલઃ–આ અભાગિનીને સહુ કોઇ જાસલના નામથી ઓળખે છે. મ્હારે શિરે જુલ્મ ગુજારવામાં કાંઇ બાકી રહી નથી. ભાઈ! હું આ દુનિયામાં ફક્ત ચાર કલાકનીજ મહેમાન છું. (એમ કહી જાસલ રડી પડી.)

ચંદ્રસિંહઃ–(ત્હેને શાન્તિ આપતાં) બ્હેન! આ શું બોલો છો! તમે ચાર કલાકનાં મહેમાન છો એટલે શું? બ્હેન! શાન્ત થાઓ. કલ્પાંત ન કરો. હવે તમારે માથે ભય છેજ નહિ. વીર ચંદ્રસિંહના રક્ષણમાં તમને કોઈ પણ જાતનો ભય નથી.

ચંદ્રસિંહનું નામ શ્રવણ કરતાંજ જાસલે ચમકીને ઉંચું જોયું ને તે એકદમ હર્ષથી બોલી ઉઠી:—" હેં ! આપ પોતેજ ચંદ્રસિંહ છો કે ? શું તમેજ કુમુદા બહેનના ચંદ્ર છો ? " એમ કહી જાસલ ચંદ્રના મુખ તરફ જોવા લાગી.

" હા, હું તેજ અભાગી ચંદ્રસિંહ. બહેન ! મ્હને લાગે છે કે તમે મ્હારી પ્રાણપ્રતિમાને જોઈ હોવી જોઇએ ! બહેન ! જો તમને ખબર હોય તો મ્હને કહો કે મ્હારી કુમુદ ક્યાં છે ? હું તેને ખોળવાને અર્થેજ અપાર સંકટો વેઠી અહિં સુધી આવી પહોંચ્યો છું. કહો કહો બહેન ! મ્હારી કુમુદ ક્યાં છે ? " ચંદ્રે અધીરાઇથી કહ્યું.

જાસલ:—અફસોસ ! ચંદ્રસિંહ ! ભાઇ ! તમે થોડા મોડા આવ્યા છો. જેણે મ્હારી બૂરી દશા કરી છે તેજ માણસ મ્હારાં કુમુદબહેનને મ્હારી પાસેથી બળાત્કારે લઇ ગયો છે અને તેમને છોડાવવા જતાં તે દુષ્ટે મ્હારા ઉપર ઘણોજ જુલ્મ ગુજાર્યો છે. તે પાપીનો વિચાર કુમુદબહેનનો દેવીના બળિદાન તરીકે ભોગ આપવાનો છે. તેમની પહેલાં મ્હારે મરવાનું હતું તેથીજ તે દુષ્ટ સિપાઇઓ મ્હને ભોગ આપવા બાંધીને લઈ જતા હતા.

ચંદ્રસિંહ:—શું મ્હારી કુમુદ થોડી વાર ઉપર અહિં હતી ? હાય ! નશિબ ! તું બે ડગલાં આગળનું આગળ રહે છે. બહેન ! તે પાપી ઝેરીમલે કુમુદા ઉપર શો શો જુલ્મ ગુજાર્યો હતો તે મ્હને કહો.

જાસલે પ્રથમ પોતાની તમામ હકીકત કહી સંભળાવી ને પછી કુમુદને ઝેરીમલ્લ શી રીતે ઉપાડી લાવ્યો, તથા તેને કેવી રીતથી સમજાવવા માંડી; છતાં કુમુદે તેનું કહેવું ન માન્યું અને આખરે તે તેને બળિદાન આપવા લઇ ગયો વગેરે સઘળી હકીકત ચંદ્રને તેણે કહી સંભળાવી.

તેની સઘળી હકીકત સાંભળી ચંદ્રસિંહે તેને પૂછ્યું:—" બહેન ! કુમુદને તે પાપી કયે રસ્તે થઇને કયે સ્થળે લઇ ગયો છે ? "

જાસલ:—અરે ! જો તે રસ્તાની મ્હને માહિતી હોત તો હું

ગમે તેમ કરીને તેમને બચાવવા તે પાપીની પાછળ જાત.

"શું ત્યારે તે રસ્તો નહિ જડે? શું મ્હારે આ દંડનો બીજી વખત ઉપયોગ કરવો પડશે?" એમ ચંદ્ર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો.

ચંદ્રને વિચારમાં પડેલો જોઈ જાસલ કહેવા લાગી:—" ભાઈ! હવે કેમ કરીશું? મધ્યરાત્રિ થવા આવી છે ને પ્રાતઃકાળ થતાંમાં તો કુમુદબ્હેનનું બળિદાન અપાઇ જશે. હાય! શું હવે તેમનો અને મ્હારો મેળાપ નહિ થાય?"

આમ કહી જાસલ રૂદન કરવા લાગી.

ચંદ્રસિંહ:—બ્હેન! ધૈર્ય ધરો. હવે પાપી ઝેરીમલ વધારે વખત પૃથ્વી ઉપર રહેવા પામવાનો નથી. (વિચાર કરી) હું અત્યારે ઘણીજ ગુંચવણમાં આવી પડ્યો છું. ભલે આ દંડ અદ્રશ્ય થનાર હોય તો થાય; પણ તેનો ઉપયોગ તો મ્હારે કરવોજ.

આમ વિચાર કરી તેણે હાથ ઉંચો કરી ક્રોધથી તે દંડ પૃથ્વી ઉપર પછાડ્યો. દંડના પ્રહારથી આખો કિલ્લો ધ્રૂજી ઉઠ્યો ને ચોગરદમ તેનો પ્રતિધ્વનિ સંભળાયો. તરતજ એક મ્હોટા ભયંકર અવાજની સાથે તે ખંડેર મહેલ નીચે ટૂટી પડ્યો. ચંદ્રસિંહ તથા જાસલ જે ઓરડામાં ઉભાં હતાં તે ઓરડાની નીચેની જમીન હાલવા માંડી ને જોતજોતાંમાં તો તે જમીનમાં એક ઉંડો ખાડો પડી ગયો. તે ખાડો જોઇ તેમાં ચંદ્રે દ્રષ્ટિ કરી તો તેને તે ખાડામાં નીચે ઉતરવાની એક સીડી જણાઈ; તેથી ચંદ્ર વિચાર કરવા લાગ્યો કે:—"આ સુરંગ હોવી જોઇએ. આ સુરંગનું ગુપ્તદ્વાર પણ આ ઓરડામાં હોવું જોઇએ. આ રસ્તેથીજ તે દુષ્ટ મ્હારી કુમુદને લઈ ગયો હશે."

સુરંગ દ્રષ્ટિગોચર થતાંજ યોગીન્દ્રે આપેલો દંડ ચંદ્ર પાસેથી અદ્રશ્ય થઇ ગયો ને ચંદ્રસિંહ પાસે એક પણ હથિયાર રહ્યું નહિ. કુમુદને બચાવવાની ધૂનમાં ને ધૂનમાં બીજું કાંઇ પણ શસ્ત્ર લેવાનું તે ભૂલી ગયો અને એકદમ ઉન્મત્ત થઇ સુરંગમાં ઉતરવાને માટે તે સીડીનાં પગથીઆં ઉતરવા લાગ્યો. તેની પાછળ જાસલ પણ નીચે

ઉતરવા લાગી. જાસલે ઝેરીમલ્લને મારવા માટે પોતાની સાડીમાં એક ઝેરી તીક્ષ્ણ ખંજર સંતાડી લીધું હતું. બંને જણાં તે સીડી ઉતરી છેક નીચે ગયાં ને તે સુરંગમાં સીધાં ને સીધાં ચાલવા લાગ્યાં. સુરંગમાં ઘણો અંધકાર હતો; તેથી કોઇ કોઇનું મુખ જોઇ શકતું નહોતું. અંધકારમાંજ આગળ વધતાં તે સુરંગમાં બે તરફ જવાના બે રસ્તા આવ્યા; પણ તે બે રસ્તાની તેમને ખબર પડી નહિ. અંધકારને લીધે ચંદ્રસિંહ એક રસ્તે ગયો તો જાસલ બીજે રસ્તે ગઇ. ચંદ્રસિંહના મનમાં એમ હતું કે જાસલ પોતાની પાછળ આવે છે ને જાસલના મનમાં એમ હતું કે ચંદ્રસિંહ પોતાની આગળ ચાલે છે; પણ અંધકારમાં તેઓ એક બીજાંને જોઇ શકતાં નહોતાં. આખરે તેઓ બંને એકબીજાંથી વિખૂટાં પડયાં ને બંને જણાં જૂદે જૂદે રસ્તે ચાલ્યાં ગયાં. અહા! પ્રભુ! તમારી લીલા આવી વિચિત્રજ છે!

## પ્રકરણ ૩૯ મું.

## બળિદાનની તૈયારી.

અંધારી સુરંગમાં જે વખતે ચંદ્રસિંહ અને જાસલ બંને એક બીજાંથી છૂટાં પડી ગયાં તે વખતે બરાબર મધ્યરાત્રિ થઈ હતી. તે પહેલાં ગુપ્તગૃહના ભોંયરામાં કાંઇ જૂદોજ પ્રકાર ચાલતો હતો. તે ગુપ્તગૃહમાં બંદીવાન્ કુમુદને મધ્યરાત્રિ પહેલાં લાવવામાં આવી હતી અને તેને એક ન્હાના ઓરડામાં પૂરી મૂકવામાં આવી હતી. તે ઓરડાની આસપાસ બાર સિપાઇઓ ખુલ્લી તલવારે પહેરો ભરતા હતા અને બાકીના બીજા પંદરેક સિપાઇઓ તેમના કામે વળગેલા હતા. તે સિવાય પરચુરણ કાર્યને માટે બીજાં માણસો પણ ત્યાં હતાં. તેમાંનો એક માણસ બળિદાન આપવાનો અગ્નિકુંડ સાફ કરતો હતો. વળી બીજો માણસ, એક મ્હોટી સગડી સળગાવી તેની અંદર લોઢાના સળીઆ ગરમ કરતો હતો અને એક ત્રીજો માણસ દેવીની મૂર્તિને ઉપરથી સાફ કરતો હતો. આ અભાગાં એક દેવીની પૂજા

કરાવનાર પૂજારી પણ હતો ને તે કોઈ બ્રાહ્મણ જેવો જણાતો હતો. તે શરીરે હૃષ્ટપુષ્ટ હતો, ને તે પૂજાની સામગ્રી તૈયાર કરતો હતો. આવી રીતે તે તમામ માણસો જૂદે જૂદે કામે લાગી ગયાં હતાં.

શ્રાવણ માસની કૃષ્ણ ચતુર્દશીની રાત્રિ હતી. ગુપ્તગૃહમાં સઘળે શાન્તિ ભાસતી હતી. આટલાં બધાં માણસો ગુપ્તગૃહમાં હતાં છતાં પણ કોઇનો બિલકુલ અવાજ સંભળાતો નહોતો. ફક્ત કસારીનો ઝીણો અવાજ સંભળાતો હતો. દેવીની મૂર્તિ પાસે એક ઘીનો મ્હોટો દીવો સળગાવવામાં આવ્યો હતો. આવી રીતે કામમાં ને કામમાં પ્રાતઃકાળ થવા આવ્યો. તે વખતે ઝેરીમલ પોતાની સાથે બીજા દશેક માણસો લઈ ત્યાં આવી પહોંચ્યો. તેની સાથેનાં દશ માણસોમાંનાં બે માણસો ભયંકર જણાતાં હતાં, તે બંને માણસોએ કાળા ઝભ્ભાઓમાં પોતાના સઘળા અંગને ઢાંકી દીધું હતું; તેથી તેમના કાળા ચ્હેરા આ સમયે ક્રૂર ને વિકરાળ જણાતા હતા. ઝેરીમલ ત્યાં પ્રવેશ કરીને તરતજ પોતાના માણસોને પૂછવા લાગ્યોઃ—"કેમ, બધું તૈયાર છે ને ?"

"હા સરદાર !" સ્હામેથી તેના માણસે પ્રત્યુત્તર આપ્યો.

પાપી ઝેરીમલ આ વખતે ઘણોજ વિકરાળ જણાતો હતો. તેનું માથું ઉઘાડું હતું. તેની આંખો લાલચોળ થઈ ગઇ હતી. બળિદાનની સઘળી તૈયારી જોઈ તે આનંદ પામ્યો અને બે સિપાઇઓને તરતજ કુમુદને ત્યાં લાવવાની આજ્ઞા કરી.

કુંડમાં અગ્નિ પણ ભડભડાટ સળગતો હતો, સઘડીની અંદર તપેલા લોઢાના સળીઆ પણ તપીને લાલચોળ થઇ ગયા હતા, એટલામાં કુમુદને લેવા ગયેલા સિપાઇઓ તેને ત્યાં લઈ આવ્યા. આ સમયે કુમુદ શાન્ત જણાતી હતી ને તે મૃત્યુથી ડરતી નહોતી; પણ ફક્ત તેનું ધ્યાન પોતાના પતિ ચંદ્રમાંજ લાગેલું હતું. એવી રીતે તેને શાન્તિથી ઉભી રહેલી જોઇ ઝેરીમલ તેની તરફ દૃષ્ટિ કરીને કહેવા લાગ્યોઃ—"કુમુદ ! હવે તું મરવાને તૈયાર થા. જો આ સ્હામેના કુંડમાં સળગતો અગ્નિ તને ભેટવાને આતુર થઇ રહ્યો છે. જો જો, પેલા અગ્નિમાં તપી લાલચોળ થયેલા લોઢાના સળીઆ ત્હારા શરીરનો

સ્પર્શ કરવાને કેવા તલપી રહ્યા છે. હું તને હવે છેલ્લીજ વખત પૂછું છું કે હ્હેં ત્હારો વિચાર ફેરવ્યો કે નહિ ?"

"હત્યારા ! વારંવાર મ્હને શું પૂછે છે ? મૃત્યુને મળવા હું ઘણીજ આતુર થઇ રહી છું." કુમુદે દૃઢતાથી કહ્યું.

કુમુદનો આવો જવાબ સાંભળી ઝેરીમલ્લને ઘણો ક્રોધ ચઢયો અને તેણે તેને બંધનમુક્ત કરવાની આજ્ઞા કરી; તેથી સિપાઇઓએ તેને બંધનમુક્ત કરી. પછી ઝેરીમલ્લ પૂજારીની તરફ જોઇને કહેવા લાગ્યો:—"મહારાજ ! હવે આ બાઇને જે ક્રિયા કરાવવાની હોય તે કરાવી લ્યો."

ઝેરીમલની આજ્ઞા સાંભળી પૂજારી પૂજાનો સામાન લઇ કુમુદની પાસે આવ્યો અને તેણે તેના કપાળમાં કુમકુમની અર્ચા કરી. પછીથી તેના કંઠમાં લાલ કરેણના પુષ્પની માળા આરોપી. બાદ તે પૂજારીએ તેની પાસે તે દેવીની મૂર્તિની પૂજા કરાવરાવી. પૂજાનું કામ પૂરૂં થયા પછી તેણે કુમુદને કહ્યું—"બાઈ ! હવે ત્હારે ઈશ્વરની પ્રાર્થના કરવી હોય તો કરી લે એટલે અમે ત્હારૂં દેવીને બળિદાન આપીએ."

પૂજારીનું આવું કહેવું સાંભળી કુમુદ ઘુંટણીએ પડી ઇશ્વરની સ્તુતિ કરવા લાગી:—"હે જગન્નિયંતા પ્રભુ ! આપ સર્વવ્યાપક છો. હે દીનબંધુ ! હાલ હું આપનેજ શરણે છું. દયાળુ દેવ ! આ ગરીબ ગાયની વ્હારે ચડો અને મ્હારૂં રક્ષણ કરો."

પછી ચંદ્રસિંહને યાદ કરી રડતાં રડતાં તે કહેવા લાગી:—"વ્હાલા ચંદ્ર ! તમારી દાસી હવે સદાને માટે આ જગતમાંથી ચાલી જાય છે. વ્હાલા ! તમને મ્હારા પ્રણામ છે. પ્રભુ તમને સુખી રાખો."

આમ કહી શાન્ત હૃદયે પોતાના સ્વામીમાં મનને સ્થિર કરી કુમુદ ઇશ્વરનું સ્મરણ કરવા લાગી. આવી રીતે તેને ધ્યાનમાં નિમગ્ન થયેલી જોઈ પૂજારી પૂછવા લાગ્યો:—"બાઇ ! ત્હારી પ્રાર્થના પૂરી થઈ કે નહિ ?"

"હા હવે હું મરવાને તૈયાર છું." કુમુદે જવાબ આપ્યો.

તરતજ ઝેરીમલે દૂર ઉભેલા કાળાં વસ્ત્રધારી માણસોને ઇશારતથી પોતાની પાસે બોલાવ્યા ને તેમને કુમુદનું બળિદાન આપવાની આજ્ઞા કરી. આજ્ઞા મળતાંજ તે બંને બળિદાન આપનારા માણસોએ તપીને લાલચોળ્ બની રહેલા લોઢાના સળીઆ સગડીમાંથી બહાર કાઢયા અને હાથમાં પકડી કુમુદના પાસે આવી તેને કહેવા લાગ્યાઃ—"બાઇ! ત્હારે કાંઇ કહેવું છે?"

"ના." આટલો ઉત્તર આપી કુમુદ આંખ્યો બંધ કરી પ્રભુનું સ્મરણ કરવા લાગી. તેના ઉત્તર સાંભળી તે બળિદાન આપનારાઓએ ગરમ સળીઆવાળા પોતાના હાથ ઉંચા કર્યા એટલે ઝેરીમલ મ્હોટેથી બૂમ પાડી બોલવા લાગ્યોઃ—"કુમુદ! અભાગિણી કુમુદ! હવે તું આ સંસારથી મુક્ત થાય છે. (બળિદાન દેનારાઓને) મ્હારા બહાદુરો! હવે તે સળીઆ તેની છાતીમાં ઘોંચી દ્યો."

તરતજ તે પિશાચોએ પોતાના હાથમાંના સળીઆ કુમુદની છાતી તરફ લંબાવ્યા; પણ તેટલામાંજ તેમને કાને એક ભયંકર અવાજ આવ્યોઃ—"ખબરદાર! પાપીઓ સબુર કરો! મ્હારી કુમુદને મરવાને હજી ઘણી વાર છે. તેને મારનારના શરીરનું લોહી પીવાને હું વીર કેશરી આવી પહોંચ્યો છું. દુષ્ટોના હાથમાંથી ધગધગતા સળીઆ ભયને લીધે એકદમ જમીન ઉપર પડી ગયા ને તે બન્ને અકસ્માત આ શું થયું તેનો વિચાર કરતા લાકડાના પૂતળા માફક સ્થિર બની જઇ આવનાર તરફ જોઇ રહ્યા. પાપી ઝેરીમલ તો એક પત્થરની માફકજ સ્તબ્ધ બની ગયો હતો. બિચારી નિર્દોષ કુમુદને હજી સુધી ખબર નહોતી કે તેને બચાવવા તેનો પ્રિય ચંદ્ર આવી પહોંચ્યો છે. એટલામાં તો ચંદ્રસિંહ દોડતો દોડતો છેક તેની નજીક આવી પહોંચ્યો. તે નજીક આવ્યો કે તરતજ ઝેરીમલ તેને ઓળખી બોલી ઉઠયોઃ—"તું કોણ ચંદ્ર છે કે?! સારૂં થયું કે તું પણ બરાબર વખતેજ આવી પહોંચ્યો છે. ત્હારી પણ મ્હારી દેવી આતુરતાથી રાહ જોઇ રહી છે. (સિપાઇઓને) આ શયતાનને પણ પકડો."

પોતાને પકડવા સિપાઇઓને આવતા જોઇ ચંદ્રસિંહ એકદમ

સિંહના જેવી ગર્જના કરીને ઝેરીમલનો નાશ કરી નાંખવાના વિચારથી દાંત પીસીને હાથની મુઠીઓ વાળી તેની તરફ ધસ્યો. ચંદ્રસિંહનું ઉગ્ર સ્વરૂપ જોઈ ઝેરીમલ ગભરાઇ ગયો ને મદદને માટે પોકાર કરવા લાગ્યો. તેના હાથમાંની તલવાર જમીન ઉપર પડી ગઈ. જેમ શિકારી શિકાર ઉપર તલપે તેમ બહાદુર ચંદ્ર ઝેરીમલને બાઝી પડયો.

ચંદ્રને પકડવા આવનાર સિપાઇઓ આ અણધારેલી આફત જોઇ દિઙ્મૂઢ બની ગયા. તેઓ ચંદ્રનાં લાલચોળ નેત્રો તથા ઉગ્ર સ્વરૂપ નિહાળી પોતાના સરદારની મદદે જવાની હિંમત કરી શકયા નહિ. ચંદ્રસિંહ તથા ઝેરીમલ જીવ ઉપર આવી લડતા હતા એટલામાં આ ગડબડ તરફ કુમુદનું ધ્યાન ખેંચાયું. તે નેત્રો ઉઘાડી જુએ છે તો તેણે પોતાના પતિને શત્રુની સ્હામે લડતો દીઠો. લડાઇમાં આખરે ઝેરીમલ થાકયો અને ચંદ્રે લાગ સાધી તેને ઉંચો કરી જમીન ઉપર પછાડયો; છતાં તે પાપી એકદમ ઉભો થઇ ચંદ્રને મારવા લાગ્યો; પણ તેનું બળ ઘણી વાર ચાલ્યું નહિ. ચંદ્રસિંહે લાગ સાધી જોરથી મુક્કીનો એક પ્રહાર તેના લમણામાં કર્યો; એટલે તે મૂર્છિત થઇ જમીન ઉપર ઢગી પડયો. તે નીચે પડયો એટલે તેને પોતાના પગથી ચંદ્રસિંહ લાતો મારવા લાગ્યો. કાંઇ શસ્ત્ર મળે તો આ પાપીનું માથું ધડથી જૂદું કરી નાંખું એવા વિચારથી ચંદ્રસિંહ આમતેમ નજર કરવા લાગ્યો; પણ તેની નજરે કંઈ પણ હથિયાર પડયું નહિ. ઝેરીમલના હાથમાંથી પડી ગયેલી તલવાર સમયસૂચકતા વાપરી તેના સિપાઇઓએ ઉપાડી લીધી હતી. હથિયાર હાથમાં આવ્યું નહિ એટલે ચંદ્ર અત્યંત ક્રોધથી પોતાનું માથું તે પાપીની છાતીમાં અફાળવા લાગ્યો ને છેવટે તેણે તેને ગળે નખ દેવાનો વિચાર કર્યો; પણ તરતજ તેને એવો વિચાર આવ્યો કેઃ—' નહિ, હું તેને એવી રીતે નહિ મારૂં. ગળે નખ દેઇ મારી નાંખવાનું કાર્ય નિર્બળ મનુષ્યોનું છે. હું તેને શસ્ત્રથીજ મારી નાંખીશ; પણ લાચાર, મ્હારી પાસે હાલ એક પણ શસ્ત્ર નથી."

કુમુદ પોતાના પતિને આ વખતે વિચારમાં પડેલો જોઇ તેની પાસે આવીને કહેવા લાગી:—" પ્રાણેશ ! હમણાં તેને ક્ષમા કરો ને થોડી વાર ધૈર્ય ધરો; કારણ કે બેશુદ્ધ થયેલાને મારી નાંખવો એ ખરા ક્ષત્રીને કલંકરૂપ છે. તે જાગ્રત થાય કે તરતજ તમે તેનો વધ કરજો. " આમ કહી કુમુદ ત્યાંજ ઉભી રહી.

ચંદ્રસિંહ વારંવાર બેશુદ્ધ થયેલા ઝેરીમલ્લ તરફ જોવા લાગ્યો. જેમ જેમ તે ઝેરીમલના મુખનું વધારે અવલોકન કરવા લાગ્યો તેમ તેમ તેને વધારે ક્રોધ ચડતો ગયો. જેમ દુઃશાસનની છાતી ઉપર ચઢી અત્યંત ઉગ્ર ભીમસેન પોતાનું માથું પછાડતો હતો તેમ ચંદ્રસિંહ પણ પોતાના દુશ્મનની છાતીમાં મસ્તકના પ્રહાર કરવા લાગ્યો. મસ્તકના વધારે પ્રહારથી તે દુષ્ટના મુખમાંથી લોહીની ઉલટીઓ થવા લાગી. પોતાના સરદારની ઘણીજ ખરાબ દશા થયેલી જોઇ તથા તેના મુખમાંથી રૂધીર નીકળતું જોઈ, "હાય ! શું આપણો સરદાર મરણ પામ્યો ? ના, ના, એમ તો ન થવું જોઇએ. ચાલો આપણે બધા મળી તેને બચાવીએ ". એવો ઝેરીમલના માણસોએ વિચાર કર્યો અને તેઓ ચંદ્રને પકડવા આગળ ધસ્યા તથા કારમી ગર્જના કરી તેઓ ચંદ્રસિંહની ઉપર તૂટી પડયા. થોડી વારમાં ઝેરીમલની છાતી ઉપર બેઠેલા શસ્ત્રહીન ચંદ્રસિંહને તેમણે બળાત્કારથી પકડી લીધો. ચંદ્રસિંહે તેમના હાથમાંથી છૂટવાને ઘણાં ફાંફાં માર્યા પણ તેનાં ફાંફાં વ્યર્થ ગયાં. સિપાઇઓએ ભૂખ તરસથી નિર્બળ બનેલા શસ્ત્રહીન ચંદ્રને પકડી બંદીવાન્ બનાવી દીધો ને તેના હાથને દોરડાથી મજબૂત બાંધવામાં આવ્યા. ચંદ્રસિંહને બંધનમાં બંધાયલો જોઇ કુમુદ રડવા લાગી. તેને રડતી જોઇ ચંદ્ર કહેવા લાગ્યો:—" કુમુદ ! શા માટે રડે છે ? થનાર વસ્તુ હંમેશાં થયાજ કરે છે. અંતે તો સત્ય તરશે ને પાપ ડૂબશે, માટે ધૈર્ય ધર. ત્હારાં અશ્રુ જોઈ મ્હારૂં હૃદય વિંધાઇ જાય છે. માટે શાંત થા ને પ્રભુની લીલા જોયા કર. તને રડતી જોઇ દૂશ્મનો ખુશી થાય છે. "

આવી રીતે ચંદ્ર કુમુદને ઉપદેશ આપી સમજાવતો હતો તેટ-

લામાં સિપાઇઓએ પોતાના સરદારને માથે ઠંડુ પાણી છાંટી તેને સાવધ કર્યો. ઝેરીમલ સાવધ થઇને જુએ છે તો તેણે ચંદ્રને બંધાયેલો જોયો. આથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. તે એક ખુશીની બૂમ મારી કહેવા લાગ્યો:-" શાહબાશ, મ્હારા બહાદુરો ! આખરે તમે દુશ્મનને સપડાવ્યો ખરો ! ધન્ય છે તમને. મ્હારા વફાદાર સાથીઓ ! હવે કાંઇ ફિકર કરવા જેવું નથી. સિંહ પિંજરમાં ફસાયો છે તેથી હવે આપણે તેનું પણ દેવીને બળિદાન આપી દઈશું."

આમ બોલી ઝેરીમલે લોઢાના સળીઆ ફરી ગરમ કરવાની એક માણસને આજ્ઞા આપી. સળીઆ તપી લાલચોળ થયા એટલે તે બેઉ બળિદાન આપનારાઓ તેને હાથમાં પકડી ચંદ્રની નજીક આવ્યા. જેવા તેઓ ચંદ્રની છાતીમાં ગરમ સળીઆ ઘોચવા જાય છે કે તરતજ ચંદ્રે એકદમ કારમી ગર્જના કરી તેમાંના એક બળિદાન આપનારને પોતાના ચરણની લાત મારી દૂર ફેંકી દીધો. ચરણના આઘાતથી તે બળિદાન આપનારો સળગતા અગ્નિકુંડમાં પડયો ને તે અગ્નિની ભયંકર જ્વાળાઓમાં ભડભડાટ સળગી ગયો. ચંદ્રસિંહનું આવું અદ્દભુત પરાક્રમ જોઇ બીજો બળિદાન આપનારો તો ભયથી ધ્રૂજવા લાગ્યો ને એકદમ આ શું બની ગયું તેનો ક્ષણભર વિચાર કરવા લાગ્યો. હજી તે વિચાર કરે છે તેટલામાં તો ચંદ્રસિંહે તેની પાસે આવી તેને પણ જોરથી એક લાત લગાવીને અગ્નિકુંડમાં નાંખી દીધો. જોતજોતામાં તે બન્ને બળિદાન આપનારાઓ દેવીના બળિદાન તરીકે કુંડમાં પડી બળીને ભસ્મ થઈ ગયા. બળિદાન આપનારાઓનો આવી રીતે નાશ થયેલો જોઇ બાકીના સિપાઇઓ ઉપર ઝેરીમલ ગાળોનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો ને તેણે તેઓને ચંદ્રસિંહના હાથ પગ મજબૂત રીતે બાંધવાનો હુકમ આપ્યો. બધા સિપાઇઓએ સાથે મળી ચંદ્રસિંહના હાથ પગ મજબૂત દોરડાથી બાંધી દીધા. પછી પાપી ઝેરીમલ તલવાર લઇ ચંદ્રસિંહની પાસે આવ્યો. પોતાનું મૃત્યુ હવે નજીક આવ્યું છે ને હવે બચવાની આશા વ્યર્થ છે એમ સમજી ચંદ્રસિંહ છેક નિરાશ બની ગયો.

પવિત્ર નિર્દોષ કુમુદ ધ્રુસકે રડવા લાગી. તેને અત્યંત આક્રંદ કરતી જોઇ ચંદ્રસિંહ તેને ધીરજ આપવાને કહેવા લાગ્યોઃ—" વ્હાલી કુમુદ ! તું આ શું કરે છે ? તું કોણ છે તેનો તો વિચાર કર. શૂરવીર પિતાની પુત્રીને આવી રીતે રડવું ઘટે નહિ. તું શા માટે મૃત્યુથી ડરે છે ?"

કુમુદકુમારીઃ—( રડતાં ) પ્રાણેશ ! હું મૃત્યુથી નથી ડરતી. મ્હને મ્હારે પોતાને માટે નથી લાગતું. હું તો મરવાને માટે તૈયારજ છું; પરંતુ આપ આ રંક દાસીને લીધેજ કાળના કરાળ મુખનો ભોગ થઇ પડોછો એથી મ્હને વધારે લાગી આવે છે. અરેરે ! તમે અહિં ન આવ્યા હોત તો ઘણુંજ સારૂં થાત.

ચંદ્રસિંહઃ—( ધીરજ આપતો ) પ્રિયે ! ગભરાઇશ નહિ. તું હવે આ સંસારની માયા દૂર કર અને સર્વેશ્વર ભગવાનનું ધ્યાન ધર.

આ પ્રમાણે કુમુદને શિખામણ આપ્યા પછી ચંદ્રસિંહે ઝેરીમલના સ્હામું જોઇ તેને કહ્યુંઃ—' નરાધમ ! શો વિચાર કરે છે ? હવે ચલાવ ત્હારી સમશેર ? "

" ભલે ત્યારે થા તૈયાર. " કહી ઝેરીમલ દેવીની મૂર્તિ સ્હામે જોઈ બોલવા લાગ્યોઃ—" હે જગજ્જનનિ ! આપ પૂર્ણ ભાગ્યશાળી છો. આપને માટે મ્હેં તો એકજ બળિદાન આણેલું પણ તેમાં એકના વધારો થઇ બે બળિદાન થયાં છે; તો હે દયાળુ માતા ! આપ આ બન્ને બળિદાન સ્વીકારી સંતુષ્ટ થાઓ. "

આમ કહીને ઝેરીમલે કુમુદસુંદરી તથા ચંદ્રસિંહને મારવાને માટે તલવાર ઉંચી કરી; પણ ઇશ્વરની અકળ કળાને કળી શકવા કોણ સમર્થ છે ? " રામ રાખે તેને કોણ ચાખે " તરતજ પાછળથી " સબુર કર ! પાપી હિચકારા ! સબુર કર ! " એમ બોલતી બોલતી વિકાળ વાઘણની માફક જાસલ ત્યાં દોડી આવી. તેને દોડી આવતી જોઇ " અરે ! આ શું ? " કહી ઝેરીમલ ભયથી સ્થંભિત થઇ ગયો. તેનું સર્વાંગ ધ્રૂજી ઉઠયું. તેના હાથ શિથિલ થઇ ગયા અને તેના હાથમાંની તલવાર નીચે પડી ગઇ.

નિર્દોષ કુમુદ તથા ચંદ્ર પાછાં થોડા સમયને માટે બચી ગયાં.



## પ્રકરણ ૪૦ મું.

## પતિ અને પત્ની.

મહિષાસુરને મારવા જાણે જગદંબા વિકાળ સ્વરૂપ ધારણ કરીને આવતાં હોય તેવાં દેખાવની એક સ્ત્રી ત્યાં આવી પહોંચી. જેના વાળ વિખરાઈ ગરદન પર પથરાઇ ગયા હતા, જેનો પોષાક પણ હાલહવાલ જણાતો હતો, જેની આંખો ક્રોધથી લાલચોળ બની ગઇ હતી, જેણે પોતાના હાથમાં ખંજર પકડેલું હતું તેવી વિકાળ સ્ત્રીને પોતાની સન્મુખે આવતી જોઈ ઝેરીમલ થરથર ધ્રૂજવા લાગ્યો. તે સ્ત્રી ઝેરીમલની નજીક આવી ઉભી રહી અને ક્રોધથી તેને કહેવા લાગી:–" પાપાત્મા ! આ બંને નિરપરાધીઓને છોડી મુક નહિ તો હું ત્હારો પ્રાણ લઇશ ! "

તેના બોલવા પરથી ઝેરીમલ તે આવનાર સ્ત્રીને ઓળખી ગયો; પણ તેનું વિકાળ વદન જોઇ તે ભય પામી ધામેથી તે સ્ત્રીને પૂછવા લાગ્યો:–" પ્રિય જાસલ ! આ શું ! આ વેષ શો ? ! જાસલ ! ત્હારો શો વિચાર છે ? "

જાસલ:–( ક્રોધથી ) વિચાર ! વિચાર એજ કે તું કુલાંગારને શિક્ષા આપવાનો !

ઝેરીમલ:–પ્રિય જાસલ ! તું કોને કુલાંગાર કહે છે ? હું તો ત્હારો પતિ થાઉં.

જાસલ;–ચૂપ ! શું હજી ત્હારો મ્હારો પ્રિયતમ થવાનો વિચાર છે ? નહિ નહિ, તું મ્હારો પ્રિયતમ નથી–હું ત્હારી પ્રિયા નથી.

ઝેરીમલ:–જાસલ ! તું અહિં ખંજર લઇને શા માટે આવી છે ?

જાસલ:–ત્હારી છાતી ચીરી તને મારી નાંખી આ પૃથ્વીનો ભાર ઉતારવા, સમજ્યો હવે ?

ઝેરીમલ:–વાહવાહ, વાહવાહ, પ્રિય જાસલ ! ત્હારૂં ખંજર તો ઘણુંજ તેજદાર જણાય છે ! જોઉં ત્હારૂં ખંજર.

એમ કહી ઝેરીમલ ધીમે ધીમે જાસલ પાસે આવ્યો ને તેણે

એકદમ ચતુરાઇથી તેના હાથમાંનું ખંજર પડાવી લીધું. પછી તે જાસલને કહેવા લાગ્યો:-" લે, ચીર હવે છાતી. જાસલ ! તું મ્હને શા માટે સતાવે છે ? જા હું ત્હારા સઘળા ગુન્હા માફ કરૂં છું. હવે હું ત્હારૂં બળિદાન નહિ આપતાં તને પહેલાંની માફક મ્હાઇશ. પ્રિય જાસલ ! શું તું મ્હારા પ્રેમથી અજાણી છે ? "

જાસલ:-ત્હારી પાસે પ્રેમ છેજ ક્યાં ? તું પ્રેમને ઓળખે છે ક્યાં ?

ઝેરીમલ:-શું મ્હારી પાસે પ્રેમ નથી ?

જાસલ:-ના, ને જો કદાપિ હશે તો તે નહિ જેવોજ. ઝેરીમલ ! ત્હારો પ્રેમ દૈવી નથી; પણ ત્હારા પ્રેમમાં ફક્ત દુષ્ટ વાસનાજ સમાયલી છે. ઝેરીમલ ! ત્હારી સાથે બીજી કાંઇ પણ વાત કરવા હું માગતી નથી; હું તને આ બંને નિર્દોષ મનુષ્યોને બચાવવાની વિનંતિ કરૂં છું બોલ ઝેરીમલ ! તું કેમ શાન્ત રહ્યો છે ? જો ત્હારે દેવીને બળિદાન આપવું હોય તો તેમને બદલે હું તૈયાર છું. તું મ્હારૂં ખુશીથી દેવીને બળિદાન આપ; પણ આ બંનેને તો તું છૂટાં કર. તેમનું કષ્ટ મ્હારાથી જોઇ શકાતું નથી. ઝેરીમલ ! તેમના ઉપર દયા કર. હું ધારૂં છું કે દયાએ ત્હારા હૃદયમાં વાસ કર્યો હશેજ ! બોલ, ઝેરીમલ ! બોલ, હવે તું તેમને શું કરવા ધારે છે ? મ્હને લાગે છે કે તું તેમને છોડી મૂકીશ.

ઝેરીમલ:-( ક્રોધથી ) હું શું ધારૂં છું તે સાંભળ. ઓ નાદાન સ્ત્રી ! કુમુદ-ચંદ્રનું મૃત્યુ કોઇ અટકાવી શકે તેમ નથી. હું તેમનું લોહી પીવાને ઘણા સમયથી અતિ આતુર બની રહેલો છું.

જાસલ:-( ચમકીને ) ઓહ્ ! આ હું શું સાંભળું છું ? ઓ પૃથ્વી માતા ! તું ત્હારૂં ઉદર ફાડી આ દુષ્ટને અંદર સમાવી દે. ઓ અગ્નિદેવ ! તું આ પાપાત્માનો નાશ કર ! ઓ નરાધમ ! ત્હારામાં દયાનો અંશ છેજ નહિ. હાય ! શું ઉપકારનો બદલો તું અપકારથીજ વાળીશ ? ત્હારો જીવ બચાવનારનું તું શું ખૂન કરીશ ? ધિક્કાર છે તને, પાજી !



આમ કહી ઝેરીમલ જેવો કુમુદ તરફ આગળ ધસ્યો કે તરતજ તેની સ્ત્રી જાસલે તેને ત્યાં પકડી ઉભો રાખ્યો ને તેને ધિક્કારી કહેવા લાગી:–‘ દુષ્ટ ! સતીને સતાવી સાર નાહ કાઢે. ’

( ચિત્ર ૬ ઠું )

ઝેરીમલઃ—ચૂપ કર ! ત્હારે ને મ્હારે હવે શો સંબંધ છે ? હું દુષ્ટ છું, તેમાં ત્હારે શું ? મ્હારા કાર્યમાં આડે આવવાનું તને શું પ્રયોજન છે ? ત્હારે એટલી બધી શી ગરજ છે ?

જાસલઃ—ગરજ ! ગરજ એજ કે નિરાધારનું રક્ષણ કરવું એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે. જેના દિલમાં દયા નથી તે આ દુનિયામાં એક પિશાચનો અવતાર છે.

ઝેરીમલઃ—અફસોસ ! જાસલ ! આ વખતે ત્હારા શબ્દો કાંટાની માફક મ્હારી છાતી ચીરી આરપાર નીકળી જાય છે. ત્હારા મુખમાં વસની કોમળ જીભ મ્હને ઘણી કઠોર લાગે છે ! તેને તું એકદમ આગળ વધતી બંધ કર.

જાસલઃ—ઝેરીમલ ! જેમ તને મ્હારા શબ્દો કાંટાની માફક લાગે છે તેમ મ્હને પણ ત્હારૂં ક્રૂર ઘાતકી હૃદય પત્થર જેવું લાગે છે.

ઝેરીમલઃ—જાસલ ! તું એક સુંદર સ્ત્રી છે; પણ ત્હારાં વચન ને કૃત્ય જોતાં તુ એક પિશાચિની જેવી જણાય છે.

જાસલઃ—નરપિશાચ ! તું માણસ નથી પણ કોઇ દૈત્યનો અવતાર લાગે છે.

ઝેરીમલઃ—જાસલ ! બોલતાં શરમા ? મ્હને હદથી વધારે ગુસ્સે ન કર. નહિ તો કુમુદ અને ચંદ્રની સાથે ત્હારે પણ મરવું પડશે ! મ્હારી તલવારથી ત્હારૂં શિર કપાઇ જશે.

જાસલઃ—અરે ! એમાં તે તું શી બીક બતાવે છે ? હું અત્રે મરવાને માટેજ આવી છું. પાપી ! મ્હારૂં એવું ક્યાંથી સૌભાગ્ય કે ત્હારી તલવારથી મ્હારૂં માથું કપાય ? ઝેરીમલ ! હું મરીશ; પણ યાદ રાખજે કે ભલાઇ કરીનેજ મરીશ.

ઝેરીમલઃ—સાંભળ, ઓ હઠિલી અબળા ! સાંભળ. હું તને મારી નાંખવા નથી ચ્હાતો; કારણ કે એક વખતે તું મ્હને ઘણીજ પ્રિય હતી. જાસલ ! હજી સમજ. હું ત્હારો સ્વામી છું ને તું મ્હારી સ્ત્રી છે. જા, હવે હું તને ખરા દિલથી ચ્હાઇશ. જાસલ ! સ્વામીનું વચન માનવું તે દરેક સ્ત્રીની ફરજ છે.

જાસલ:—દુઃખી મનુષ્ય પર દયા કરવી એ પણ સઘળાં મનુષ્યોની ફરજ છે.

ઝેરીમલ:—( ઉશ્કેરાઇ ) જાસલ ! આટલું આટલું કહેવા છતાં, તું મ્હારૂં કહ્યું માનતી નથી ? મ્હારી સ્ત્રી થઇ તું મ્હારા દુશ્મનની ગરજ સારે છે ?

જાસલ:—નહિ નહિ, કદાપિ નહિ. હું પહેલાં હતી તેવી હાલમાં નથી. તું આ બન્નેના ઉપર દયા કરે તો હજી પણ હું ત્હારીજ છું અને ત્હારીજ રહીશ; માટે દયા કર ને તેમને દુઃખમાંથી મુક્ત કર.

ઝેરીમલ:—તેમ કદિ નહિજ બને. હઠીલી જાસલ ! મ્હારૂં કહેવું માન નહિ તો ત્હારે પણ મરવું પડશે.

જાસલ:—હું ત્હારૂં કહેવું માનનાર નથી.

ઝેરીમલ:—( ક્રોધથી ) નાદાન અબળા ! તુંજ મ્હારૂં ખૂન કરવા આવી હતી કે ?

જાસલ:—હા હા. હુંજ ત્હને આ પૃથ્વી ઉપરથી સદાને માટે વિદાયગિરી આપવા આવી હતી; સમજ્યો પાપાત્મા ?

ઝેરીમલ:—ત્હારાં આવાં વચનોથી મ્હારા બદનમાં આગના ભડકા ઉઠે છે. અરે ! જો મ્હને પહેલાંથી ખબર હોત કે તું આવી બેવફા નીકળીશ તો તને વધારે વખત જીવતી રહેવા દેત નહિ.

જાસલ:—અધર્મિ ! તને મ્હારા બોલેલા શબ્દોથી આગ લાગતી હશે; પણ જો જો ત્હારાં ક્રૂર કૃત્યોથી આ સઘળી પૃથ્વી ધ્રૂજી રહી છે.

“ચાલ ત્યારે પકડ રસ્તો.” એમ કહી ઝેરીમલ ક્રોધાંધ થઇ જાસલને તલવારનો પ્રહાર કરવા ધસ્યો. તરતજ ‘ખબરદાર, પાપી !” કહી ચંદ્રસિંહે ભયંકર ગર્જના કરી તેને આગળ વધતો અટકાવ્યો ને ક્રોધપૂર્ણ દૃષ્ટિથી તે ઝેરીમલના તરફ જોવા લાગ્યો. વળી પાછી જાસલ બોલી ઉઠી:—“તૈયાર છું; પાપી ! મરવાને માટે હું તૈયાર છું.” આથી ઝેરીમલે તેને બાંધવાની સિપાઇઓને આજ્ઞા કરી. તરતજ યમદૂત જેવા સિપાઇઓએ જાસલને બાંધી દીધી અને તેને કુમુદ તથા ચંદ્રની સાથે લાવી ઉભી રાખી.

## પ્રકરણ ૪૧ મું.

### ગુપ્તગૃહનો નાશ તથા ઝેરીમલને કેદ.

આહ, વૈર ! વૈર ! તું કેટલુ બધું ભયંકર છે ? જેના દીલમાં ત્હારો વાસ થાય છે ( તે ઉેકજ અંધ બની જાય છે ) તેને આગળ પાછળનું ભાન રહેતું નથી. વૈરથી અંધ થયેલાઓએ ફક્ત નિર્જીવ વસ્તુઓ સાધવા માટે ઘણાં ઘણાં દુષ્ટ કાર્યો કરેલાં છે. વૈર લેવાની ઈચ્છાથી મહાન્ બળવાન પુરૂષોએ પોતાના પ્રાણુની પણુ પરવાહ રાખી નથી. દુર્યોધન જેવો ચક્રચુડામણિ નૃપતિ પણુ જોતજોતાંમાં વૈરને લીધેજ હતો ન હતો થઇ ગયો હતો. હા, ફક્ત એક વૈરને માટેજ ચંદ્રસિંહ જેવો બહાદુર પુરૂષ બળિદાન તરીકે અગ્નિકુંડમાં હોમાવા બેઠો છે. આ વખતે ઝેરીમલના વૈરનો ભોગ થઈ પડેલો અજીતગઢનો પાટવી રાજકુમાર અને વિજયનગરનો મહારાજા એક કેદીની મિશાલે ત્યાં ઉભો હતો. જો કે તેના શિર ઉપર આટલી મ્હોટી ભયંકર આફત ઝઝુમી રહી હતી છતાં તેની મુખમુદ્રા ઉપર ઘણીજ શાન્તિ જણાતી હતી. તે શૂરવીર રાજકુમાર, દુષ્ટ ઝેરીમલની આટલી બધી નીચતા જોઇ તથા પોતાને બંદીવાન્ થયેલો જોઇ નિઃશ્વાસ નાંખતો હતો. આવી રીતે ગુપ્તગૃહમાં તે વખતે શાન્તિ જણાતી હતી. સઘળા સિપાઇઓ ચિત્રવત્ ઉભા રહ્યા હતા; તેમના મુખમાંથી એક પણુ શબ્દ નીકળતો નહોતો. આખરે તે શાન્તિનો ભંગ કરી ઝેરીમલ, ચંદ્રસિંહને ક્રોધાવેશમાંજ કહેવા લાગ્યો:-" ચંદ્ર ! કેમ હવે તો ત્હારૂં જોર ઓછું થયું ને ? ઘણા સમયથી હું ત્હારૂં મરણુ થયેલુ જોવાને ઈચ્છતો હતો તે મ્હારી ઇચ્છા આજે પૂરી થશે. વાહવાહ ! આ દોરડાનું બંધન ત્હારા સ્વરૂપમાં કેટલો વધારો કરી રહ્યું છે ? ! "

આમ કહીને પાપી ઝેરીમલ હસવા લાગ્યો. તેને હસતો જોઇ ચંદ્ર ક્રોધથી કહેવા લાગ્યો:-" નામર્દ ! શું હસે છે ? સિંહને પિંજરમાં પૂરાયલો જોઈ શિયાળવાં મલકાય તેથી શું ? પણુ જો તું ખરો ક્ષત્રી બચ્ચો હોય તો એક વાર મ્હને છૂટો મૂક ને પછી જોઇ લે કે ત્હારી

કેવી દુર્દશા થાય છે ?"

ઝેરીમલ્લઃ—હાથમાં સપડાયલા શિકારને છોડી મૂકું તો મ્હારા જેવો મૂર્ખ બીજો કોણ હોય ?

ચંદ્રસિંહઃ—એમ કે ? ત્યારે તું તો ઘણોજ ચતુર છે કેમ ? મૂર્ખ ! જેવી રીતે હાથીની પીઠ ઉપર બેઠેલો કાગડો મનમાં મલકાય છે કે વાહ હું કેવો હાથી ઉપર બેઠો છું તેવી રીતે નામર્દ ! તું પણ મિથ્યા ગર્વમાં મલકાય છે !

ઝેરીમલ્લઃ—મૃત્યુ માથે ભમી રહ્યું છે; છતાં તને કંઇ નમવાનું મન થાય છે ?

ચંદ્રસિંહઃ—શું હું તને નમું ! એક નામર્દને હું નમું ? કદિ નહિ. મૃત્યુ માથા પર ભમે છે તેથી શું થઇ ગયું ?

ઝેરીમલ્લઃ—શું તું મરણથી નથી ડરતો ?

ચંદ્રસિંહઃ—બહાદુર પુરૂષો હમ્મેશાં મરણની સાથેજ રમત રમ્યા કરે છે. જો સાંભળઃ—

આફત આતી હય મર્દકે ઉપર,
નામર્દકે પર આફતહી કયા હય;
તંગીકા ઘેરા સખીકે ઉપર મુંજી પાજીકો તંગીસે કયા હય—આફત.
બડેકે દુશ્મન હજાર હોતે અદનાકો હોતી ન દુશ્મનાઇ,
ગીરન હોતા હય ચંદરકે ઉપર, છોટે સિતારે કો ગીરનસે કયા હય—આફત.
ગરદીશમેં આયે નેક ઈન્સાં બદને તો ગરદીશ માની નહિ હય;
ખિનાં આતી હય ચમનકે ઉપર સુખે ખારોકો ખીનાંસે કયા હય—આફત.

ઝેરીમલ્લઃ—ત્યારે તો ત્હારે હવે મરવાની વાર નથી. હવે ત્હારી ઘડીઓ ગણાય છે. ચંદ્ર ! ત્હારે ત્હારી સ્ત્રીને કાંઇ કહેવું હોય અથવા મળવું હોય તો મળી લે.

ચંદ્રે તેના કહેવા પર કાંઇ પણ ધ્યાન આપ્યું નહિ. હવે પોતાનું મૃત્યુ નક્કી થવાનું છે એમ વિચારી ચંદ્ર કુમુદને કહેવા લાગ્યોઃ— "વ્હાલી ! ધૈર્યને ત્યજીશ નહિ. ઇશ્વર જે કાળે જે કષ્ટ આપે તે સહન કરવું એ દરેક મનુષ્યની ફરજ છે. કુમુદ ! હવે હું આ સંસા-

રમાંથી છૂટો થાઉં છું. હું ત્હારી રાહ જોતો પરલોકમાં ઉભો રહીશ; તું જલદીથી ત્યાં આવજે. (આકાશ તરફ હાથ કરી) જો જો, પ્રભુના દૂતો આપણે માટે વિમાન લઇ હાજર થયા છે ને તેઓ આપણી રાહ જોઇ નાહકના ખોટી થાય છે. પ્રિયતમા ! તું પણ જલદીથી આવજે."

પછી જાસલને કહેવા લાગ્યો:—"મ્હારી દુઃખી ભગિની ! હું જાઉંછું. અરે હા ! તું પણ અમારે લીધેજ દુઃખમાં ફસાઇ. હાય ! શું કરૂં કે અત્યારે હું બંદીવાન્ છું, શસ્ત્રહીન છું; નહિ તો તે દુષ્ટના કાપી ટુકડે ટુકડા કરી નાંખત."

એટલામાં તો ઝેરીમલ વચમાં બોલી ઉઠ્યો:—"કેમ કેટલી વાર છે ?"

ચંદ્રસિંહ:—તૈયાર છું.

ઝેરીમલ:—ત્હારે કાંઇ કહેવું છે ?

ચંદ્રસિંહ:-પાપાત્મા ! તને હું શું કહું ? કહેવામાં ફક્ત એટલુંજ છે કે તું એક નરરાક્ષસ છે.

ઝેરીમલ:—ચૂપ ! અભિમાની, હું તને જે શિક્ષા કરૂં છું તે ત્હને કરવા ધારેલી શિક્ષાના પ્રમાણમાં ઘણી ઓછી છે.

ચંદ્રસિંહ:—નરાધમ ! વધારે બોલવામાં સાર નથી. તું મ્હારી સાથે વાત કરવાને પણ યોગ્ય નથી. તું તદ્દન નામર્દ છે. લુચ્ચા ! બંદીવાન્ કરી શું મલકાય છે ? ચંડાળ ! સ્હામે મુખે લઢનારા મર્દ ગણાય છે અને દગો કરી પાછળથી લઢનારા નામર્દ ને ભીરૂ ગણાય છે.

ઝેરીમલ:-(હસીને) ઘેલા ! મ્હને લાગે છે કે તું મરણને દેખી બ્હીગયો છે ને તેથીજ તને આટલી બધી દિલગીરી થતી જણાય છે.

ચંદ્રસિંહ:—અબળાઓ તથા ત્હારા જેવા ભીરૂ પુરૂષોજ મરણથી ડરે છે. મરણ શું ચીજ છે તેની તને ખબર છે ? સાંભળ, મરણ એ પ્રભુનું તેડું છે.

ઝેરીમલ:—તો શું ત્હને મરવાનો બિલકુલ શોકજ નથી ?

ચંદ્રસિંહ:—નહિ; લડાઇમાં કોઇ શૂરવીરને હાથે મરાયા કરતાં

ત્હારા જેવા નામર્દને હાથે મ્હારૂં મૃત્યુ થાય છે અને તે વળી મ્હારી કુમુદ પહેલાં થાય છે તેટલુંજ મ્હને લાગી આવે છે !

ઝેરીમલઃ—હજી મરણને કિનારે પણ કુમુદને યાદ કરે છે ?

ચંદ્રસિંહઃ—નાદાન ! કુમુદ તો આ હૃદયમાં જડાઇ ગઈ છે. તે મ્હારીજ છે ને હું તેનોજ છું.

"હા મ્હારા પ્રિયતમ ! હું તમારીજ છું ને તમારી સાથે મરીને સ્વર્ગમાં આવું છું. ( ઝેરીમલને ) પાપીઆ ! મ્હને મ્હારા પ્રાણેશ્વરની પહેલાં આ સંસારમાંથી છૂટી કર ! હું ત્હારે પગે પડું છું."

આમ વચમાં બોલી કુમુદ ઝેરીમલને પગે પડી. તેને પગે પડતી અટકાવવાના હેતુથી ચંદ્રસિંહ તેને કહેવા લાગ્યોઃ—" કુમુદ ! ઘેલી કુમુદ ! આ શું ? પ્રભુને પગે નહિ લાગતાં આ એક હિચકારા કૂતરાને કેમ પગે લાગે છે ? તને છેલ્લી વખતે આ શું સૂઝે છે ?"

પોતાના પ્રિયતમનાં વચન સાંભળી કુમુદ ઉભી થઇ ને નીચું વદન કરી ઉભી રહી. પછી ઝેરીમલ કુમુદને કહેવા લાગ્યોઃ-" કુમુદ ! ત્હારી કાંઇ ઇચ્છા છે ?"

કુમુદકુમારીઃ—તું મ્હારા પ્રાણેશને બચાવ.

ઝેરીમલઃ—તું મ્હારે સ્વાધીન થાય તોજ ત્હારા સ્વામીને મ્હારાથી બચાવાય તેમ છે, સમજી ?

ચંદ્રસિંહઃ—( વચમાં ) ચૂપ કર શયતાન ! ત્હારી જીભજ કાપી નાંખીશ. ( પછી કુમુદને કહેવા લાગ્યો ) કુમુદ ! તને આ શું સૂઝે છે ? હિચકારાના કાલાવાલા કર નહિ. ચાલ, આપણે હવે સ્વર્ગમાં જવાની તૈયારી કરીએ. ( પછી ઝેરીમલને કહેવા લાગ્યો ) ચાલ, દુષ્ટ ! તું હવે ત્હારૂં કામ જલ્દી પૂરૂં કર.

ચંદ્રસિંહના આ શબ્દો સાંભળી ઝેરીમલ તરતજ તેમની નજીક આવ્યો ને તેમને ઘુંટણીએ બેસી પ્રભુની પ્રાર્થના કરવાનું સૂચવ્યું. આથી કુમુદ—ચંદ્ર ઘુંટણીએ બેસી ગયાં ને પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યાં. તેમની પ્રાર્થના પૂરી થઈ કે ઝેરીમલે મ્યાનમાંથી તલવાર ખેંચી અને ભયંકર ગર્જના કરી તે બોલવા લાગ્યો કેઃ—" આજે આ બળિદાન

આપી હું દેવીને સંતુષ્ટ કરૂં છું અને મ્હારૂં વૈર પૂરૂં થાય છે. આજે મ્હારાં દુશ્મનો આ સંસારથી છૂટાં થાય છે. આજે તેમને મારી આ ઝેરીમલ ખુશી થાય છે. લ્યો જગદંબા! તમારૂં બળિદાન." કહી જેવો ઝેરીમલ ઘા કરવા જાય છે કે તરતજ એક મ્હોટો અવાજ થયો ને તેને દેવીની મૂર્તિ હાલતી જણાઈ. ઝેરીમલ ચમકયો ને તેની તલવાર તેના હાથમાંજ રહી. તે ભયભીત થઇ આંખો ફાડી મૂર્તિના સ્હામું જોવા લાગ્યો એટલામાં તો તે મૂર્તિની અંદરથી અવાજ આવવા લાગ્યો કે:-"ઝેરીમલ! હું આ બળિદાન સ્વીકારવા ખુશી નથી."

આ અવાજ સાંભળી ઝેરીમલ ભયભીત બની ગયો.

ઝેરીમલ:-( આશ્ચર્ય પામી બન્ને હાથ જોડીને ) માતુશ્રી! તેનું કારણ?

વળી પાછો અવાજ આવ્યો:-" ઝેરીમલ! તે બધાંની જીવન-દોરી હજી ઘણી લાંબી છે; માટે હું તેમને બચાવવાની ઇચ્છા રાખું-છું. ઝેરીમલ! તેમને બદલે હું ત્હારૂંજ બળિદાન લેવા હાજર થાઉં છું!"

આમ બોલી દેવીની મૂર્તિના બે ભાગ કરી તેમાંથી બ્હાર નીકળી બહાદુર રણુમલ ત્યાં આગળ આવ્યો. તેને એકાએક મૂર્તિની અંદરથી નીકળેલો જોઈ પાપી ઝેરીમલ તેને ઓળખી જઇ ક્રોધથી લાલપીળો થઇ ગયો. તે એકદમ બૂમ પાડી કહેવા લાગ્યો:-" અરે! આ શો ગજબ! દગો!ઓ રણુમલ! તું અહિ કયાંથી?"

રણુમલ:-ત્હારૂં રક્ત પીવા ને મ્હારા જુના શત્રુનું દેવીને બળિ-દાન દેવા તથા મ્હારા ભાઇ અને ભાભીને બચાવવા હું અહિં આવી પહોંચ્યો છું.

ઝેરીમલને મુખે રણમલનું નામ સાંભળી ચંદ્રે આશ્ચર્ય પામી ઉંચું જોયું તો તેણે રણુમલને ત્યાં આગળ ઉભેલો જોયો. રણુમલને જોતાંજ તે એકદમ બોલી ઉઠયો:-" વીરા! પ્રભુની ખાતર મ્હને એકદમ બંધનમુકત કર. હું આ પાપીને હમણાંજ બોલતો બંધ કરૂં છું."

ચંદ્રસિંહનાં વાકય શ્રવણ કરતાંજ રણુમલ તેને બંધનમુક્ત કરવા તેની તરફ જવા લાગ્યો એટલે ઝેરીમલે એકદમ વચમાં ધસી

આવી તેને આગળ વધતો અટકાવ્યો. રણમલે તરતજ પોતાની પિસ્તોલ છૂટી કરી ઝેરીમલની સ્હામે ધરી અને તે કહેવા લાગ્યોઃ—"ખબરદાર ! જો એક પણ પગલું આગળ વધ્યો છે તો ! તું સહજ પણ ગડબડ કરીશ તો નક્કી જાણજે કે આ ગોળી ત્હારી છાતી વિંધી આરપાર નીકળી જશે." આમ કહી જાણે રમત કરતો હોય તેમ રણમલ ઝેરીમલની સ્હામે પિસ્તોલ ધરીને ઉભો રહ્યો. રણમલ આમ કેમ કરે છે ને પોતાને શા માટે બંધનમુક્ત કરતો નથી તેવો વિચાર ચંદ્રસિંહ કરવા લાગ્યો. પોતાના ભાઇનો વિચાર ચતુર રણમલ જાણી ગયો ને તેમને કહેવા લાગ્યોઃ—" વડિલ ભ્રાતા ! થોડી વાર ધૈર્ય ધરો. આ પાપી હવે થોડોજ સમય આ દુનિયા ઉપર જીવતો છે; માટે તેને હું જરાક રમાડી લઉં."

રણમલનાં આ વાક્ય સાંભળી ઝેરીમલ ક્રોધથી બૂમ પાડી ઉઠયો ને સિપાઇઓને કહેવા લાગ્યોઃ—" મ્હારા શૂરવીર સાથીઓ ! એકદમ આગળ વધો ને આ છોકરાને કાપી તેના ટુકડે ટુકડા કરો." સરદારનો હુકમ થતાંજ સઘળા સિપાઇઓ રણમલની તરફ તલવારો ખેંચી ધસી આવ્યા. તેમને પોતાના તરફ ધસી આવતા જોઇ રણમલ શાન્તિથી ઉભો રહ્યો અને પેલા બે સિપાઇઓ કે જેઓ પહેલાં ઝેરીમલના સેવકો હતા ને હાલ પણ ઉપરથી તેનાજ નોકરો થઇ પહેરો ભરતા હતા તેમની પરીક્ષા કરવા સારૂ રણમલે તેમના સ્હામું જોયું. બંને નિમકહલાલ સિપાઇઓ પોતાના આશ્રયદાતા રણમલને મદદ કરવા દોડી આવ્યા ને તલવારો ખેંચી રણમલની આસપાસ તેનું રક્ષણ કરવા ઉભા રહ્યા. પોતાના સિપાઇઓને રણમલનું રક્ષણ કરતા જોઈ ઝેરીમલ વિશેષ આશ્ચર્ય પામ્યો તથા નક્કી કાંઈ દગો થયો છે એમ વિચારવા લાગ્યો. પછી પાપી ઝેરીમલ જાતેજ અત્યંત ક્રોધથી પોતાની તલવાર ખેંચી રણમલ ઉપર ધસ્યો એટલે તેના બાકીના સિપાઇઓએ પણ તેની મદદે દોડી આવી રણમલને તથા પેલા બે સિપાઇઓને ઘેરી લીધા. આવું જોતાંજ રણમલે પિસ્તોલનો બ્હાર કર્યો ને તે પિસ્તોલનો અવાજ સાંભળવામાં આવ્યાથી રણમલના

અગાઉથી છૂપાઇ રહેલા સૈનિકો તથા સરદારો ગુફાઓનો ત્યાગ કરી ક્ષણ માત્રમાં ત્યાં આવી પહોંચ્યા અને થોડી વારમાં તો તે ગુપ્ત ગૃહનું ચોગાન રણમલના માણસોથી ચિકાર ભરાઇ ગયું. પોતાના સૈનિકોને જોઇ રણમલે તેમને ઝેરીમલને પકડવાનો હુકમ આપ્યો. તરતજ ચાર સરદારોએ ઝેરીમલને પકડી લીધો. પછી તેના પગમાં લોઢાની સાંકળો નાંખવામાં આવી. તેના બાકીના સિપાઇઓને પણ કેદ કરવામાં આવ્યા ને તે પછી રણમલ પોતાના બંધુને બંધનમુક્ત કરવા તેની તરફ ચાલ્યો. આ સમય પૂર્વે તો ચતુર રત્નપ્રભા પુરૂષના પોષાકમાં કુમુદની પાસે આવી તેને બાંધેલા બંધ છોડવા લાગી. આ સુંદર રાજકુમાર કોણ હશે તેનો વિચાર કરતી કુમુદ રત્નપ્રભાને પૂછવા લાગીઃ—" બંધુ ! તમે કોણ છો ? "

કુમુદનો પ્રશ્ન સાંભળી રત્નપ્રભા તેને છોડતાં છોડતાં હસીને કહેવા લાગીઃ—" આપની આજ્ઞાધારક ન્હાની બહેન ને અમરકંટકના મહારાજાની પુત્રી રત્નપ્રભા આપને પ્રણામ કરે છે. "

આમ કહી રત્નપ્રભાએ કુમુદને બંધનમુક્ત કરી તેના ચરણમાં પ્રણામ કર્યા. કુમુદકુમારી ત્હેનું કહેવું સાંભળી આશ્ચર્ય પામી. તે રત્નપ્રભાનું કુશળ પૂછી તેને પોતાને ગળે વળગાડી હર્ષાશ્રુ વર્ષાવવા લાગી. પછી રણમલ ચંદ્રસિંહની પાસે જઇ પ્રથમ જાસલને અને પછી પોતાના ભાઇને બંધનમુક્ત કર્યા. જેવો ચંદ્રસિંહ છૂટો થયો કે તરતજ તેણે પાસે ઉભેલા એક સિપાઇના હાથમાંની તલવાર ખુંચાવી લીધી ને એકદમ ભૂખ્યા વાઘની માફક ઝેરીમલની તરફ ધસ્યો તથા તેને તેણે જોરથી એક લાત મારી. ચંદ્રસિંહની લાત વાગતાંજ તે પાપી જમીન ઉપર ગબડી પડ્યો ને ભયથી કંપવા લાગ્યો. ચંદ્રસિંહ તેને નીચે પડેલો જોઇ તેની છાતી ઉપર ચઢી બેઠો. આ વખતે ચંદ્રનો ચ્હેરો વિકાળ દેખાતો હતો. રણમલ, કુમુદકુમારી, રત્નપ્રભા તેમજ અન્ય સૈનિકો ને સરદારો તો સ્તબ્ધ બની ચંદ્રની તરફ જોઇજ રહ્યાં હતાં. તેવામાં ચંદ્રસિંહે ઝેરીમલનો વધ કરવા પોતાના હાથમાંની તલવાર ઉંચી કરી અને જેવો તે તેની ઉપર ઘા કરવા

જાય છે તેવોજ એક મ્હોટો ભયંકર અવાજ થયો:—' સબુર ! રાજકુમાર ! સબુર ! તું તે પાપીને થોડો વખત જીવતો રહેવા દે. "
આવા શબ્દો બોલતા બે યોગીન્દ્ર મહાત્માઓ ત્યાં આગળ આવીને ઉભા રહ્યા. તેમણે ચંદ્રસિંહનો ઉંચો થયેલો તલવારવાળો હાથ પાછળથી પકડી લીધો. ચંદ્રસિંહ યોગીન્દ્રોને જોઈ ઝેરીમલની છાતી ઉપરથી નીચે ઉતર્યો ને મહાત્માઓના ચરણમાં પડયો. રણમલ, કુમુદ, જાસલ, રત્નપ્રભા વગેરે એક પછી એક તે મહાત્માઓને પ્રણામ કરવા લાગ્યાં. યોગીન્દ્રોએ તેઓને હાથ ઉંચા કરી આશીર્વાદ આપ્યા. તે પછી યોગીરાજની આજ્ઞાથી બંદીવાન ઝેરીમલને લઇ સઘળાં ગુપ્તગૃહનો ત્યાગ કરી બ્હાર નીકળ્યાં. ચંદ્રસિંહે પોતાના થોડાક સૈનિકોને તે ગુપ્તગૃહને પૂરી નાંખવાની આજ્ઞા કરી. આજ્ઞાનો અમલ તરતજ કરવામાં આવ્યો ને સૈનિકોએ થોડી વારમાં તો ગુપ્તગૃહના દ્વારને માટી તેમજ પથરાઓથી બંધ કરી દીધું. આવી રીતે ઝેરીમલના ગુપ્તગૃહનો નાશ કરવામાં આવ્યો ને કાળે કરીને તેનું નામ નિશાન પણ જતું રહ્યું. ગુપ્તગૃહની બ્હાર નીકળી ચંદ્રસિંહ, પ્રધાન પ્રતાપસિંહને મળ્યો. વૃદ્ધ પ્રધાન ચંદ્રસિંહને જોઈ તેને ગળે વળગી સ્નેહનાં અશ્રુ વર્ષાવવા લાગ્યો. તે પછી સઘળાં એક બીજાને મળી આનંદિત બની બંદીવાન ઝેરીમલને લઇ વિજયનગર તરફ રવાના થયાં.



## પ્રકરણ ૪૨ મું.

### પાપીનો પશ્ચાત્તાપ તથા તેનો ન્યાય.

વિજયનગરના રાજમહેલના એક ભવ્ય દિવાનખાનામાં આજે મ્હોટો દરબાર ભરાવાનો હતો. આજે ક્રૂર પાપાત્મા ઝેરીમલનો છેવટનો ન્યાય થવાનો હતો; તેથી રાજસભામાં જવાને માટે નગરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો તૈયાર થવા લાગ્યા. બરાબર અગીઆર વાગ્યાનો અમલ થતાં સામંતો, સરદારો, ભાયાતો ને નગરના ગૃહસ્થો એક પછી એક દરબારમાં પ્રવેશ કરવા લાગ્યા ને તેમને માટે ગાદલ-

વામાં આવેલાં આસનો ઉપર બેસવા લાગ્યા. પ્રતિહાર રાજસભાના દ્વારમાં આવનાર માણસનાં નામ પોકારી આવનારને માર્ગ આપવા લાગ્યો. સભાના મધ્ય ભાગમાં બે મ્હોટાં સિંહાસન ગોઠવવામાં આવ્યાં હતાં ને તે બંને સિંહાસન ઉપર મૃગચર્મ બિછાવવામાં આવ્યાં હતાં. તે બંને સિંહાસનની વચ્ચે એક મ્હોટું ને ઉંચું રત્નજડિત સિંહાસન ગોઠવવામાં આવ્યું હતું. એવી રીતે બીજા સરદારોને માટે પણ અન્ય આસનો ગોઠવવામાં આવ્યાં હતાં. રાજસભામાં સ્ત્રીવર્ગને માટે એક જૂદી બેઠક બનાવવામાં આવી હતી. તેમને માટે પણ સુંદર રત્નજડિત મખમલના કોચ ગોઠવવામાં આવ્યા હતા. રાજસભા સામંત સરદારો તથા પ્રતિષ્ઠિત જનોની પધરામણીથી ચોકાર ભરાઇ ગઇ હતી. હજી સુધી મહારાજા પધાર્યા નહોતા; તેથી સભાજનો તેમના આગમનની આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા. વિજયનગરાધિપતિને ઘણી ખમા આવા શબ્દો સાંભળવામાં આવતાંજ સભાજનો સાવધ થઈ ગયા ને તેમને ખબર પડી કે હવે મહારાજા પધારે છે. સર્વ સભાજનોની દ્રષ્ટિ આ વખતે દ્વાર તરફ હતી. તેવામાં ચંદ્રસિંહે પોતાના બંધુ ચક્રવર્તી મહારાણા રણમલસિંહનો હસ્ત પકડી આનંદિત મુખે રાજસભામાં પ્રવેશ કર્યો. તેમની પછવાડે બંને યોગીન્દ્ર મહાત્માઓએ પણ ત્યાં પ્રવેશ કર્યો તે મહાત્માઓના પાછળ વૃદ્ધ મંત્રી પ્રતાપસિંહ, અમરકંટકના વૃદ્ધ પ્રધાન નગેન્દ્રનાથનો હાથ પકડી રાજસભામાં પ્રવેશ કરતા હતા અને તે સઘળાઓની પછવાડે કુમુદ, રત્નપ્રભા, જાસન્ન તથા અમરકંટકનાં વૃદ્ધ મહારાણીએ પણ પ્રવેશ કર્યો. આવી રીતે સર્વ મંડળ રાજસભામાં આવી પહોંચ્યું ને સર્વ સભાજનોએ આસન ઉપરથી ઉભા થઇ જઇ મહારાજા ચંદ્રસિંહની જય બોલાવી સઘળાંને નમન કર્યું. સભામાં પ્રવેશ કરી મૃગચર્મવાળાં સિંહાસનોની ઉપર બંને યોગીન્દ્ર મહાત્માઓ વિરાજમાન થઇ ગયા. તે બંને યોગીન્દ્રોની વચ્ચેના સિંહાસન ઉપર મહારાજા ચંદ્રસિંહ પોતાના બંધુ રણમલસિંહને સાથે લઇ વિરાજમાન થયા. તેમનાથી સહજ નીચેના આસનો

ઉપર બંને પ્રધાનોએ પોતાનું સ્થાન લીધું ને ત્યાંથી અલગ બનાવેલી બેઠક ઉપર ગોઠવવામાં આવેલા કોચ ઉપર સર્વ સ્ત્રીવર્ગ ગોઠવાઇ ગયા. રાજસભામાં સઘળે સ્થળે શાન્તિ પથરાઇ હતી. આવી રાતે કલાકેક વિત્યા બાદ મહારાજા ચંદ્રસિંહ પોતાના બે સરદારોના સ્હામું જોઇ બોલવા લાગ્યાઃ—" સરદારો ! આપણા કારાગૃહમાંથી બંદીવાનને લાવી અહિં હાજર કરો. "

" જેવી આજ્ઞા. " કહી તે બંને સરદારો ચંદ્રસિંહને નમન કરી ત્યાંથી ચાલતા થયા ને થોડા સમયમાં તો જેના હાથ પગમાં મજબૂત લોઢાની સાંકળો નાખવામાં આવી હતી એવા ઝેરીમલને રાજસભામાં લાવી ઉભો રાખ્યો. રાજસભાની વચ્ચે ઝેરીમલ નીચું મ્હોં કરી ઉભો રહ્યો. પાપાત્મા ઝેરીમલને જોતાંજ સર્વ સભાજનોએ તેની તરફ તિરસ્કારભરી દ્રષ્ટિ કરી. થોડી વાર મૌન રહ્યા પછી મહારાજા ચંદ્રસિંહ ક્રોધ ભરેલી દ્રષ્ટિથી તેને કહેવા લાગ્યાઃ—" કેમ ઝેરીમલ ! શા વિચારમાં પડયો છે ? આમ શાન્ત થઈ કેમ ઉભો છે ?"

ઝેરીમલઃ—( દયામણે મુખે ) રાજન્ ! આ પાપી, પ્રપંચી, નિષ્ઠુર, ઘાતકી ઝેરીમલ, અત્યારે પસ્તાવાના અગ્નિમાં બળીને ખાક થઇ જાય છે. મ્હારાં પાપ અથાગ છે. મહારાજ ! હું હવે આ પૃથ્વી ઉપર વધારે જીવવાને લાયક નથી રહ્યો; માટે આપ કૃપા કરીને મ્હને જેમ બને તેમ વહેલો પ્રભુના દરબારમાં મોકલી દ્યો. આપ જેવા ધર્મિષ્ઠ મહારાજાના હાથે મ્હારૂં મૃત્યુ થશે, તો મ્હારો વૈકુંઠવાસ થશે ! ચંદ્રસિંહ ! આપને રાજ્યપરિવાર સહિત પ્રભુ દીર્ઘાયુ કરે એવી આ પાપી ઝેરીમલની પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

ચંદ્રસિંહઃ—( શાંત થઈ ) ઝેરીમલ ! પહેલાં તને આવા શુભ વિચાર આવ્યા હોત તો આજે તારી આવી દુર્દશા ન થાત !

ઝેરીમલઃ—સત્ય છે, રાજન્ ! " વિનાશ કાળે વિપરિત બુદ્ધિ " એ કહેવત આપ ક્યાં નથી જાણતા ? જ્યારે દશા ફરવાની હોય છે ત્યારેજ બુદ્ધિ મલિન થાય છે ને સઘળી ચતુરાઇ ચુલામાં પડે છે. હાથનાં હથિયાર હાથમાંજ રહે છે. મહારાજા ! પાપનો ઘડો ફૂટયા

સિવાય રહેતોજ નથી; સદા સત્યનોજ જય થાય છે એમાં કાંઇ સંદેહ નથી; માટે આપ મહેરબાની કરી મારા જેવા પાપીને હવે એક ક્ષણ પણ વધારે જીવતો રાખશો નહિ.

ચંદ્રસિંહઃ—ઠીક છે ! ત્હારાં કૃત્યનું ફળ તને હમણાંજ પ્રાપ્ત થશે. ( પ્રધાનજીને ) પ્રતાપસિંહજી ! આ કેદીને તેનું ભાવી જણાવી દ્યો; એટલે એ તૈયારી કરે.

મહારાજાની આજ્ઞા થતાં પ્રતાપસિંહે નીચે પ્રમાણે આજ્ઞા વાંચી સંભળાવીઃ—" રાજ્યરિપુ ઝેરીમલ ! તું ઘણા સમયથી અજીતગઢ તથા વિજયનગરના મહારાજાઓની સાથે વૈર બુદ્ધિથી વર્તતો આવ્યો છે. જો કે અજીતગઢના મહારાજા કેશરીસિંહે તમને પિતા પુત્રને શરણે રાખી અભયદાન આપી પોતાના આશ્રયમાં રાખ્યા હતા, તે મહારાજાનું તમે લુણ ખાતા હતા અને તમે એ મહારાજાને નિમકહલાલીથી ચાલવાનું વચન આપેલું હતું છતાં તે વચન નહિ પાળતાં ત્હેં જેનું નિમક ખાધું તેનુંજ હરામ કર્યું હતું. રાજ્યમાં તેમજ રાજાઓની સાથે પણ ત્હેં કેટલાંક કાવત્રાં રચ્યાં હતાં. તને તેના બદલામાં જેટલી શિક્ષા કરવામાં આવે તેટલી ઓછીજ છે. ઝેરીમલ ! ત્હારા ગુન્હા સાંભળઃ—

૧ અજીતગઢના નગરશેઠની પુત્રવધૂનું હરણ.

૨ તે બાઇની ઉપર બળાત્કાર કરવાની તૈયારી ને તેથી કરીને તે બાઇએ આત્મત્યાગ કરવો. પછી તે બાઇના શરીરના ટુકડા કરી ખૂન છૂપાવવાને ઇરાદે તેમને જમીનમાં દાટવા.

૩ રણમલસિંહને ગૂમ કરવા તથા મહારાજાનું મૃત્યુ નિપજાવવું.

૪ રાજકન્યા કુમુદકુમારીની ઉપર દુષ્ટ નજર, અને તેમને ઉપાડી જવા.

૫ મહારાજા વિજયસિંહનો પ્રાણ લેવાનું કાવત્રું.

૬ ચંદ્રસિંહને વિશ્વાસઘાત કરી કેદ કરવા.

૭ મહારાજા વિજયસિંહના પ્રાણનો નાશ કરવો.

૮ કુમુદકુમારીનું હરણ કરવું ને તેમની ઉપર જુલ્મ ગુજારવો તથા તેમને બળિદાન આપવા લઇ જવાં.

૯ મહારાજા ચંદ્રસિંહનું પણ બળિદાન આપવાની તૈયારી.
૧૦ ત્હારી પત્ની પવિત્ર જાસલને પણ બળિદાન તરીકે આપવાનો ત્હારો વિચાર.

ઝેરીમલ ! આટલા બધા ત્હારા ગુન્હા છે, તને કેટલીક વખત તો અમારા મહારાજાએ પાપકર્મોથી અટકાવી તને મારી નહિ નાંખતાં જીવતો છોડી મૂકી ત્હારી ઉપર તેમણે દયા કરી છે; તેથીજ ત્હેં તેમની દયાનો ગેરઉપયોગ કર્યો. ઝેરીમલ ! ત્હેં ભયંકર કાવત્રાં રચ્યાં હતાં ને ઘણાજ ભયંકર અપરાધ કર્યા હતા; તો આવા અક્ષમ્ય અપરાધોને માટે તને ફક્ત ફાંસીની શિક્ષા ફરમાવવામાં આવે છે. ઝેરીમલ ! આજથી ત્રિજે દિવસે મધ્યાન્હ કાળે ચંદ્રાવતી નદીને કિનારે તને ફાંસી દેવામાં આવશે. ત્હારા અપરાધો જોતાં તો તને ઘણીજ ઘાતકી રીતે રિબાવી રિબાવીને મારી નાંખવો જોઇએ; પણ અમારા મહારાજા દયાળુ હોવાથી તને આવી હલકી શિક્ષા ફરમાવવામાં આવી છે. પાપાત્મા ઝેરીમલ ! ત્હારા અપરાધોની મહારાજા તેમજ અન્ય સભાસદોના મત અનુસાર ઠરાવવામાં આવેલી ફાંસીની શિક્ષાથી તને વાકેફગાર કરવામાં આવ્યો છે.”

ઝેરીમલને ફાંસીએ ચડાવવાનો ઠરાવ સાંભળી સભાજનોએ એક હર્ષનો પોકાર કર્યો ને દુષ્ટ ઝેરીમલને ફાંસીને માંચડે લટકતો જોવાને સઘળાં નગરજનો ઘણાંજ આતુર બની ગયાં હતાં. શિક્ષા ફરમાવ્યા પછી સભામાં સર્વત્ર શાન્તિ છવાઇ ગઈ; પણ આખરે શાન્તનો ભંગ કરી પાપી ઝેરીમલ દયામણે મુખે બોલવા લાગ્યો:–“ હા, મ્હને યોગ્યજ શિક્ષા થઇ છે. હું શૂળીને લાયક હતો છતાં મ્હારા ઉપર દયા કરી મહારાજાએ મ્હને ફાંસીની શિક્ષા ફરમાવી તેથી તેમનો ઘણોજ ઉપકાર થયો છે.” પછી તે ચંદ્રસિંહ તરફ જોઇને કહેવા લાગ્યો:–“ મહારાજા ! મ્હારી આપને એક વિનંતી છે.”

ચંદ્રસિંહ:–ખુશીથી કહે. હું ત્હારૂં સઘળું કહેવું સાંભળીશ.

ઝેરીમલ:–આ હત્યારાને ફાંસીને માંચડે ચડાવતા પહેલાં તેને તેનાં દુષ્ટકૃત્યોની ક્ષમા મળવી જોઇએ. આપ જો મ્હને ક્ષમા આપશો

તો મ્હને ઘણોજ આનંદ થશે ને મ્હારૂં મૃત્યુ શાન્તિથી થશે.

ચંદ્રસિંહઃ—ઝેરીમલ ! હું ખુશીથી તને ક્ષમા આપીશ; પણ હાલ હું તને ક્ષમા આપી શકતો નથી તેનું કારણ ફક્ત મ્હારી પ્રતિજ્ઞા છે. જ્યારે તું ફાંસીને માંચડે પગ મૂકીશ ત્યારે હું તને મ્હારા ખરા હૃદયથી ક્ષમા આપીશ.

ઝેરીમલઃ—(માથું નમાવી) ઘણોજ ઉપકાર થયો. પછી રણમલને કહેવા લાગ્યોઃ—"કુમાર રણમલસિંહ ! આપ મ્હને ક્ષમા આપી શકશો ?"

રણમલઃ—ઝેરીમલ ! હું તને મ્હારા ખરા અંતઃકરણથી ક્ષમા આપું છું ને ત્હારા ઉપર દયા ખાઉં છું. જગન્નિયંતા નારાયણ ત્હારા આત્માને શાન્તિ આપો.

પછી કુમુદકુમારીની તરફ જોઈ ઝેરીમલ કહેવા લાગ્યોઃ—"કુમુદ બ્હેન ! મ્હારાં દુષ્ટ કર્મો ભૂલી જઈ મ્હને ક્ષમા આપો."

કુમુદકુમારીઃ—ત્હારાં કરેલાં સઘળાં દુષ્ટ કર્મો હું ભૂલી જાઉં છું ને હું ત્હારૂં શુભ ઇચ્છું છું. ઝેરીમલ ! એક બ્હેન તરીકે હું ત્હારા આત્માની શાન્તિ માટે પ્રભુની પ્રાર્થના કરૂં છું. ભાઇ ઝેરીમલ ! હું ત્હને ક્ષમા કરૂં છું. (પછી ઝેરીમલ રત્નપ્રભાની ક્ષમા યાચવા લાગ્યો.)

રત્નપ્રભાઃ—ઝેરીમલ ! મ્હારી પણ તને ક્ષમા છે. પ્રભુને યાદ કર ને હવે તું ફક્ત તેમનુંજ ધ્યાન ધર.

"સત્ય છે, બ્હેન ! હવે હું એમજ કરૂં છું." આમ કહી તે જાસલની પાસે જઈ કહેવા લાગ્યોઃ—"પ્રિય જાસલ ! હું ત્હારો પણ ગુન્હેગાર છું. હું ત્હારો સ્વામી થઇ ત્હારા સ્વામી તરીકેની મ્હેં એક પણ ફરજ બજાવી નથી. હાય ! તું મ્હારી સાથે લગ્નગ્રંથીથી જોડાઇ ઘણુંજ કષ્ટ પામી છે. ત્હેં સુખનું સ્વપ્ન પણ જોયું નથી. મ્હારી પવિત્ર જાસલ ! મ્હારાથી થયેલા અપરાધ વિસરી જા ને આ ત્હારા કર્મચંડાળ સ્વામીને ક્ષમા આપ. અરે હાય ! મ્હેં તને અપાર કષ્ટ દીધું છે. પ્રિય ! તું ખરેખરી પતિવ્રતા છે તે હું મૂર્ખ પહેલાં ન સમજ્યો. હાય ! હું મોહમદિરા પી મદમસ્ત બન્યો ને અમૃતનો ત્યાગ

ફરી વિષપાન કર્યું તેથી પ્રભુનો તેમજ ત્હારો ગુન્હેગાર થયો છું. ઓ પવિત્ર પ્રેમદા ! હું કુટિલ છું. હું ઘાતકી–દુષ્ટ છું. તે સઘળું તું ભૂલી જા ને હવે આ નરાધમને ક્ષમા આપ."

આમ બોલી ઝેરીમલ જાસલને પગે પડવા લાગ્યો; પણ તેને પગે પડતો અટકાવી જાસલ તેને શાન્તિ આપી કહેવા લાગી:– "મ્હારા પ્રિયતમ ! હવે તમે સંસારના મોહને દૂર કરો. મહાન્ દયાળુ પ્રભુ તમને તમારાં પાપકર્મોથી તારશે; માટે હવે તેમનામાં હૃદયને સ્થિર કરો. નાથ ! તમારા મૃત્યુ પછી આ તમારી દાસી તમારી સાથે સહગમન કરી સ્વર્ગમાં આવશે અને ત્યાં આપણે પ્રભુભક્તિમાં લીન થઈ સુખેથી એક બીજાના સહવાસમાં રહીશું; તેમજ પ્રભુની પાસે મહારાજા ચંદ્રસિંહનો જય થાઓ એમ નિરંતર યાચીશું."

ઝેરીમલઃ–(અશ્રુપૂર્ણ નયને) ધન્ય છે, ધન્ય છે, પવિત્ર જાસલ ! તને ધન્ય છે. સુંદરિ ! ત્હારે લંઘેજ હું ભયંકર પાપ કર્મોથી બચીશ. દેવિ ! ત્હેં મ્હારૂં કુળ તાર્યું છે. ધન્ય છે તને !

જાસલઃ–નાથ ! હું ધન્યવાદને પાત્ર નથી; પણ સ્ત્રીઓનો ધર્મ છે કે, પોતાના પ્રાણેશની મરણપર્યંત મન વચન ને કર્મથી સેવા કરી, તેમને ઇશ્વરતુલ્ય માનવા. સ્ત્રીનો સ્વામી તેજ તેનો ઇશ્વર છે, ટુંકાણમાં સ્વામી એ સ્ત્રીઓનું સર્વસ્વ છે. સ્ત્રીએ પોતાના સ્વામીના મૃત્યુ પછી તેમના શબની સાથે સહગમન કરવું. જો કદાપિ સહગમન ન થઇ શકે તો સ્ત્રીએ મરણપર્યંત વૈધવ્ય ધર્મ પાળી, સદ્વર્તનથી ચાલી શીયળનું રક્ષણ કરવું. પ્રિયતમ ! હવે આપ આ સઘળા વિચારોનો ત્યાગ કરો. તમને પાપકર્મોનો પસ્તાવો કરતા જોઇ હું આનંદ પામું છું. હવે આપ ઇશ્વરનું સ્મરણ કરો ને તે દયાળુનો આશ્રય માગો. પ્રભુ દયાળુ છે ને તેજ તમારાં પાપકર્મોથી તમને બચાવશે ને તમારો ઉદ્ધાર કરશે.

આટલું બોલ્યા પછી જાસલ યોગીન્દ્રને બતાવી ઝેરીમલને કહેવા લાગી:–"સ્વામી ! જાઓ ને પેલા મહાત્માઓની ચરણરજ લઇ પવિત્ર થાઓ."

જાસલનાં વાક્ય શ્રવણ કરતાં ઝેરીમલ્લ ધીમે પગલે મહાત્માઓની પાસે ગયો ને તેમના ચરણોમાં પ્રણામ કરી બોલવા લાગ્યોઃ–"પરમપૂજ્ય મહાનુભાવ મહાત્માશ્રી ! આપને આ દુષ્ટ ઝેરીમલ પ્રણામ કરે છે. પ્રભુ આપની તે ક્ષમા યાચે છે."

પ્રથમ યોગીન્દ્રઃ–ઝેરીમલ્લ ! તને ક્ષમા છે. (વિચાર કરી) હાં, ઝેરીમલ ! તું મ્હને ઓળખે છે ?

ઝેરીલ્લમઃ–(આશ્ચર્ય પામી) ના પ્રભુ !

પ્રથમ યોગીન્દ્રઃ–સાંભળ, જેણે ત્હારા પિતાનું રાજ્ય લઇ લીધું ને જેને ત્હેં અજીતગઢનું રાજ્ય, ધન લઇ આપી દીધું તથા કેશરીસિંહ મહારાજાના પુત્રોને પકડી લાવી ત્હેં સ્વાધીન કરવાનું જેને વચન આપ્યું હતું તેજ અમરકંટકના પ્રથમના મહારાજા રણજીતસિંહ તે આજ ત્હારી સમક્ષ યોગી વેષમાં ઉભા છે.

આમ બોલી મહારાજા નીચે ઉતરી સભામાં ઉભા રહ્યા. આવું સાંભળતાંજ સઘળા સભાજનો સ્તબ્ધ બની ગયા. ઝેરીમલ્લ તો એકદમ આશ્ચર્યચકિત બની ગયો. મહારાજા રણજીતસિંહને જોતાંજ રણમલ તથા રત્નપ્રભા પિતાની પાસે દોડી આવ્યાં અને તેમને પ્રણામ કરી બન્ને જણાં તેમની ઘુંટણીએ બેસી ગયાં. તેમને બન્નેને માથે પોતાનો એકેકો હાથ મૂકી મહારાજા પોતાના જામાત્રને તથા પુત્રીને આશીર્વાદ આપવા લાગ્યાઃ–"મ્હારાં વ્હાલાંઓ ! તમે ઘણું જીવો."

ચંદ્રસિંહ પણ મહારાજાની પાસે આવી તેમને વંદન કરવા લાગ્યો. તેને પોતાના હૃદય સાથે ચાંપી મહારાજા કુશળ વર્તમાન પૂછવા લાગ્યા. મહારાજા રણજીતસિંહને પ્રકટ થયેલા સાંભળી તેમનાં મહારાણી તથા પ્રધાનજી નગેન્દ્રનાથ મહારાજાની પાસે દોડી આવ્યાં. પ્રધાનજી નગેન્દ્રનાથ તો મહારાજાને નિહાળતાંજ એકદમ જમીન પર લાંબા થઇ તેમને પ્રણામ કરવા લાગ્યા. તે પછી પ્રધાનજીને પોતાના હાથથી ઉભા કરતાં મહારાજા રણજીતસિંહ તેમને સ્નેહથી ભેટી આશ્વાસન આપવા લાગ્યા. પછી મહારાણીએ સજળ નેત્રોએ મહારાજાના ચરણમાં પ્રણામ કર્યાં કે તરતજ તેમને ઉભાં કરી મહારાજા

પોતાના હાથથી તેમનાં અશ્રુ સાફ કરવા લાગ્યા ને તેમને શાન્તિદાયક શબ્દો કહેવા લાગ્યા:—"દેવિ ! શા માટે અશ્રુબિંદુઓ ટપકાવો છો ?"

આટલા સમય સુધી ઝેરીમલ જે વિચારમાં તલ્લીન થઇ ઉભો હતો તે હવે જાગ્રત થયો ને મહારાજાને વંદન કરી પોતાનાં પાપકર્મોની ક્ષમા માગવા લાગ્યો. મહારાજાએ કહ્યું:—"ત્હારા અપરાધની મહાન્ દયાળુ પ્રભુ ક્ષમા આપો, ત્હારૂં કલ્યાણ થાઓ."

પછી ઝેરીમલ બીજા યોગીન્દ્રને માથું નમાવી કહેવા લાગ્યો:—"પ્રભુ ! આ કિંકર આપની પાસે પણ ક્ષમા માગે છે ?"

યોગીન્દ્ર:—પ્રભુ તને સત્ય માર્ગ દેખાડશે ને તેજ તને ક્ષમા આપશે. જગન્નિયંતા નારાયણજ ત્હારો ઉદ્ધાર કરશે. ઝેરીમલ ! તું મ્હને ઓળખે છે ?

ઝુરીમલ:—(આશ્ચર્ય પામી તેમના સ્હામું જોઇ) ના, દયાળુ દેવ ! આપ કોણ છો તે હું સમજી શકતો નથી ?

સઘળાં સભાજનો પણ આ મહાત્મા કોણ હશે, તે જાણવાના હેતુથી વિવિધ કલ્પનાઓ કરવા લાગ્યા અને યોગીન્દ્રના સ્હામું ટગર ટગર જોવા લાગ્યા.



## પ્રકરણ ૪૩ મું.



### બીજા યોગીન્દ્રની ઓળખાણ.

હજારોના બળા ઉપર ખૂની ખંજર ચલાવ્યું છે;<br>
સતીની લાજ લુંટવાથી, કહો શું હાથ આવ્યું છે ?<br>
રઝાડ્યાં બાળકોને, લોહીની નદીઓ વહાવી છે;<br>
અરેરે ! ક્ષમા માટે, હવે દૃષ્ટિ નમાવી છે

યોગીન્દ્ર પોતાના આસન ઉપરથી નીચે ઉતરી સભાની વચ્ચે આવી શાન્ત મુખમુદ્રા રાખી ઉભા રહ્યા. સઘળા સભાજનો આશ્ચર્ય પામી તેમની સ્હામે જોઇ રહ્યા અને તેઓ હવે શો ખુલાસો કરે છે તે સાંભળવાને સઘળાં ઇંતેજાર થઇ રહ્યાં. પછી યોગીન્દ્ર મહાત્મા સર્વ

સભાજનો તરફ એકવાર દ્રષ્ટિ કરી બોલવા લાગ્યાઃ-" ઝેરીમલ! તથા સર્વે સભાજનો! આજે કર્મના સંસ્કારથી પાપાત્મા ઝેરીમલની આવી દશા થઇ છે ને હવે તે તેનાં પાપ કર્મોથી પસ્તાય છે. તે પશ્ચાત્તાપ રૂપી અગ્નિથી બળતો હોવાથી અત્યારે શુદ્ધ-નિર્મળ-પાપ વિનાનો થયો છે. તેથી કરીનેજ હું હવે તેને મ્હારા પૂર્વાશ્રમનો પરિચય કરાવું છું. ઝેરીમલ! સાંભળ. આંખ ઉઘાડીને જો કે જેણે તને પાળી પોષી મ્હોટો કર્યો હતો તેનો ત્હેં લાભ લઇ શિવપૂજનાર્થે આવેલા અજીતગઢાધિપતિને કેદ કરેલા ને પછી તેમને ત્હેં ગરદન મારવાને માટે ચંડાળોને સોંપ્યા હતા તેજ મહારાજા કેશરીસિંહ પોતે આજે ત્હારી સમક્ષ ઉભા છે."

"હેં! શું મહારાજા કેશરીસિંહ આપજ છો?!" સર્વ સભામાંથી ઉદ્‌ગાર નીકળ્યો. મહારાણો ચંદ્રસિંહ તો પોતાના પિતાનું નામ સાંભળતાંજ સિંહાસન ઉપરથી છલંગ મારી નીચે કૂદી પડયો. પિતા પાસે આવી તેમના ચરણમાં પડી તે સાષ્ટાંગ દંડવત્ ઉપર દંડવત્ કરવા લાગ્યો.

"ઉઠ, ચંદ્ર! ઉભો થા." કહી મહારાજાએ તેને હાથ પકડી ઉભો કરવા માંડયો; પણ ચંદ્ર ત્યાં આગળ તેમની પાસે હાથ જોડી ઘુંટણીએ બેસી રહ્યો. ન્હાનો રાજકુમાર રણમલ તો કયારનોય પિતાની પાસે આવી હાથ જોડી ઘુંટણીએ બેસી ગયો હતો. મહારાજા કેશરીસિંહ પોતાના પુત્રોને માથે મ્હેરો હસ્ત મૂકી આશિર્વાદ આપવા લાગ્યાઃ-" વત્સો! સુખી રહો. સત્ય, દયા ને ધર્મનો કદિ ત્યાગ કરશો નહિ. સચ્ચિદાનંદ પ્રભુ તમને ચિરંજીવી રાખો."

પછી તે બંને રાજકુમારો પિતાની આસપાસ ઉભા થઇ રહ્યા. વૃદ્ધ પ્રધાન પ્રતાપસિંહજી મહારાજાની પાસે દોડી આવ્યા ને તે વૃદ્ધ પુરૂષની આંખોમાંથી અશ્રુઓ વહેવા લાગ્યાં. મહારાજાએ તેમને હર્ષથી પોતાના હૃદય સાથે ભેટી તેમનાં અશ્રુ સાફ કર્યાં ને પછી તેઓ તેમને આશ્વાસન આપી તેમનું કુશળ પૂછવા લાગ્યા. તે પછી સર્વ સરદારો, ભાયાતો તથા સામંતો વારા ફરતી આવી મહારાજાને

પ્રણામ કરવા લાગ્યા.

પછી મહારાજા રણજીતસિંહ આગળ આવી કેશરીસિંહને નમન કરી કહેવા લાગ્યાઃ—" કેશરીસિંહ ! હું તમારો અપરાધી છું. મહારાજા ! આપે મ્હને સાથે તેડી જઇ મ્હારો જન્મ સફળ કર્યો છે. હું અત્યાર સુધી આપને ઓળખી ન શક્યો."

મહારાજા રણજીતસિંહનાં આવાં વાક્યો સાંભળી મહારાજા તેમને હૃદય સાથે દાબી કહેવા લાગ્યાઃ—" રણજીતસિંહ ! તે વખત વહી ગયો છે ને આજથી આપણો નવો જન્મ થયો છે, માટે પ્રભુનું ધ્યાન ધરી આનંદ કરો ને આ આપણાં બાળકોને જોઈ આનંદ પામો.

પછી મહારાજા કેશરીસિંહ રત્નપ્રભાને તથા કુમુદને પોતાની પાસે બોલાવી તેમને માથે હાથ મૂકી હસતે મુખે આશીર્વાદ આપવા લાગ્યા. છેવટે જાસલને પોતાની પાસે બોલાવી તેને મસ્તકે પણ હાથ મૂકી તેને કહેવા લાગ્યાઃ—" પુત્રી ! તું ભાગ્યશાળી છે. આજથી ત્હારા સ્વામીનો હવે પુનર્જન્મ થયો છે. બેટા ! તે પાપના પશ્ચાત્તાપથી શુદ્ધ થયેલા જીવની સાથે તું સહગમન કરી સ્વર્ગમાં જજે ને પ્રભુના દરબારમાં ત્હારા સ્વામીની સાથે પ્રભુના ગુણ ગાઈ ત્યાં આનંદ ભોગવજે. પુત્રી ! પ્રભુ ત્હારૂં કલ્યાણ કરજે."

સતી જાસલ મહારાજાનાં આશીર્વચનો માથે ચઢાવી ત્યાંથી દૂર જઈ ઉભી રહી. આટલી વાર સુધી ઝેરીમલ ઉભો ઉભો પોતાનાં પાપકર્મોનો પસ્તાવો કરતો આંખોમાંથી અશ્રુ વર્ષાવતો નીચું જોઇ રહ્યો હતો. તે હવે એકદમ દોડી મહારાજાના ચરણમાં માથું મૂકી ઉચ્ચ સ્વરે રૂદન કરવા લાગ્યો; તેથી મહારાજા તેને ઝાલીને ઉભો કરતાં કહેવા લાગ્યાઃ—" ઉઠ ઝેરીમલ ! ઉભો થા. શા માટે રડે છે ? "

આમ કહી મહારાજા તેને વાંસે હાથ ફેરવવા લાગ્યા. ઝેરીમલ રૂદન કરતો કરતાં હાથ જોડીને કહેવા લાગ્યોઃ—" પ્રભુ ! મ્હેં પાપીએ આપ સઘળાંને ઘણાંજ દુઃખી કર્યાં છે. મ્હારાં પાપ અથાગ છે. હાય ! પ્રભુના દરબારમાં મ્હારૂં શું થશે ? મ્હારાં પાપોનો મ્હને ઘણો પશ્ચાત્તાપ થાય છે." જુઓ સાંભળોઃ—

## ગઝલ.

" ભયંકર આ જીવનનૌકા, પ્રભુ ચરણે ઝુકાવું છું;
ઝીલી તોફાનનાં ઝોકાં, હવે પસ્તાઇ આવું છું.
ઉઠયો હું દુષ્ટ અંગારો, ભર્યો મ્હેં પાપનો ભારો;
અકારો જન્મ આ મ્હારો, પ્રભુ શરણે સુહાવું છું.
ઘરે ઘર જુલ્મ રેલાવ્યા, પ્રપંચો પૂર્ણ ફેલાવ્યા;
જખમ કારી બહુ માર્યાં, હવે માથું નમાવું છું.
ગુન્હાઓ મ્હેં બહુ કીધા, બુરાં કામો કરી લીધાં;
હૃદય નિર્દોષનાં વિંધ્યાં, હવે આંસુ વહાવું છું.
ભયંકર પાપની મૂર્તિ, ધરી શયતાનની સ્ફુર્તિ;
કરે સંતાપની પૂર્તિ, જીવન મરણે વહાવું છું.
હસે શયતાન મ્હો સ્હામે, ધ્રૂજે ધરતી કુટિલ નામે;
નરાધમ શાન્તિ ક્યાં પામે, જીગરની આગ લાવું છું.
સતાવી પાક દામનને, હર્યું છે મ્હેં શીયળ ધનને;
તપાવે તાપ એ તનને, અગન મનની બુઝાવું છું.
ગરીબના લોહીમાં નાહી, દુરાચારો ઘણા વાહી;
કટારી જુલ્મની સાહી, હવે તમને મનાવું છું.
બનીને પાપમાં પૂરો, કર્યો મ્હેં ધર્મનો ચુરો;
બન્યો બૂરા થકી બૂરો, હવે ઙિન્નો સમાવું છું.
ઉથાપી આપની આજ્ઞા, કરી વૃત્તિ દુરિતમગ્ના;
સહિને પાપની શિક્ષા, મરણ શય્યા બિછાવું છું.
અધમ અપરાધ કરનારો, બન્યો ગુણહીન ગોઝારો;
કર્યા નિર્દોષ સંહારો, કુટિલ મ્હોડું બતાવું છું.
ભીષણ આ નરકની જ્વાળા, જગાવે છે પ્રબળ સોલા;
ખુંચે છે તન બદન ભાલા, જીગર દુઃખમા ઝુલાવું છું.
દુઃખી કીધી સતી દારા, વહાવી લોહીની ધારા;
ક્ષમા એ પાપની પ્યારા! હવે માગું લળઉં છું.
કૃપાધન છો દયાસિંધુ! પ્રભુજી દીનના બંધુ!
ચરણ લોટી શરણ વંદુ, દયા ભિક્ષા હું ચ્હાઉં છું.
પ્રભુ છો શાન્તિ સુખદાતા, હૃદયમર્મો તણા જ્ઞાતા;
તમે સાચા પિતા માતા, ચરણમાં સર ઝુકાવું છું. "

( વસંત. )

કેશરીસિંહઃ—ત્હારૂં શુભ થશે ઝેરીમલ્લ ! ગઈ ગુજરી ભૂલી જા, ને ઇશ્વરના ધ્યાનમાં નિમગ્ન થા. તું એમજ સમજ કે પ્રભુએ ત્હારાં સર્વ દુષ્કૃત્યોની તને ક્ષમા આપી છે; માટે આનંદ માની પ્રભુનું સ્મરણ કર.

ઝેરીમલ્લઃ—પ્રભુ ! મ્હેં દુષ્ટેજ આપને મારી નાંખવાનું કાવત્રું કર્યું હતું ! હાય ! હું પાપી તે વખતે મરણ કેમ ન પામ્યો ? ઓ દીનદયાળુ પ્રભુ ! હું આપનો ઉપકાર માનું છું કે આપે મ્હને મહારાજાનો જીવ બચાવી એક ભયંકર પાપકર્મમાંથી બચાવ્યો. મહારાજા ! આપ તે દુષ્ટોના હાથમાંથી શી રીતે બચવા પામ્યા ને પછી આપ ક્યાં પધાર્યા તે જાણવાની મારી ઇચ્છા છે.

કેશરીસિંહઃ—ઝેરીમલ્લ ! સાંભળ, હું તને એ હકીકત કહું છું. ત્હેં મ્હને મારી નાંખવા ચંડાળોના હાથમાં સોંપ્યા પછી તે લોકો મ્હને ત્યાંથી ભયંકર અરણ્યમાં લઈ ગયા. ત્યાં ગયા પછી મ્હને એક વૃક્ષની નીચે બેસાડી તે લોકો મ્હારો વધ કરવા તત્પર થયા; પણ પ્રભુની ઇચ્છા જૂદીજ હતી. મ્હેં તે લોકોને સબુર કરવાનું કહી તેમને જો અસર થાય તો છેલ્લી વારનો ઉપદેશ કરી લઉં એવો વિચાર કરી હું તે લોકોને જ્ઞાનનો ઉપદેશ કરવા લાગ્યો. પ્રભુની ઇચ્છાથી દયાએ તેમના દિલ્લમાં વાસ કર્યો; ને તે લોકોએ મ્હારો વધ કરવાનો વિચાર માંડી વાળ્યો. પછી તે લોકોએ મ્હારી પાસેથી તમારે આ નગરમાં કોઇ દિવસે આવવું નહિ એવું વચન લેઇ મ્હને ત્યાંથી તરતજ વિદાય કર્યો. તેમના ગયા પછી મ્હેં જંગલ્લ તરફ પ્રયાણ કરવા માડયું ને આગળ ચાલતાં વિકટ અરણ્યમાં દૈવયોગે એક સ્થળે મ્હારા મ્હારા પરમપૂજ્ય ગુરૂ યોગેન્દ્રનાથ સાથે મેળાપ થયો. મ્હારા પરમપૂજ્ય ગુરૂને જોતાંજ મ્હેં આનંદ પામી તેમના ચરણોમાં પ્રણામ કર્યા. તેમણે મ્હને ઓળખી એ જંગલમાં હું કેમ આવ્યો છું વગેરે સમાચાર પૂછવા માંડયા. મ્હેં તેમને મ્હારી સઘળી કર્મકથા કહી સંભળાવી ને હવે મ્હારે સંસારમાં પાછું નથી જવું એવું કહી હું તેમના આશ્રયમાં રહેવા લાગ્યો. મ્હારા ગુરૂએ ઘણા

વર્ષથી સંસારનો ત્યાગ કર્યો હતો. તેમણે અપાર સંકટો વેઠી પ્રભુ સ્મરણમાં ચિત્ત એકાગ્ર કરી યોગબળ પ્રાપ્ત કર્યું હતું. મ્હારા પરમ-પૂજ્ય ગુરૂની સેવાનો લાભ મળ્યાથી હું અપાર આનંદ પામી ત્યાં રહી તેમની સેવા કરવા લાગ્યો. થોડા સમય પછી તેમની પાસેથી મ્હેં દીક્ષા લીધી અને ધીમે ધીમે તેમની કૃપાથી યોગબળ પ્રાપ્ત કર્યું. તેજ યોગબળના પ્રતાપથી મ્હારા પુત્રોની ખબર હું ત્યાં રહ્યે રહ્યે રાખ્યા કરતો હતો અને તેથી કરીનેજ હું મ્હારા પુત્રોનું રક્ષણ કરી શકતો હતો.

ઝેરીમલઃ—પ્રભુ! ત્યારે શું રમણુજીને હું મારી નાંખવાની તૈયારી કરતો હતો તે વખતે મ્હને ઉપદેશ આપી સમજાવનાર આપ પોતેજ હતા કે?

કેશરીસિંહઃ—ના, રણમલ્લને પ્રથમ બચાવનાર મ્હારા ગુરૂ યોગી-ન્દ્રનાથ હતા. તેઓ પહેલાં પોતાના યોગબળથી અમારૂં શુભ કરતા હતા. તેમણે પછીથી મ્હને સઘળી વાત કહી હતી. મ્હને યોગ પ્રાપ્ત થયા પછી સંસારનાં શુભ કાર્યો કરવાનું કહી તેઓ હરદ્વાર તરફ ચાલ્યા ગયા. તેમના ગયા પછી હું તેજ અરણ્યમાં પર્ણકુટી બાંધી ઇશ્વરનું ધ્યાન ધરવા લાગ્યો ને મ્હારા પુત્રોની શી સ્થિતિ છે તે કોઇ કોઇ સમયે જોવા લાગ્યો. રણમલને કેદમાંથી છોડાવી લઇ જનાર હુંજ હતો. તેમજ રણજીતસિંહ મહારાજાને સંસાર છોડાવનાર પણ હુંજ હતો. ચંદ્રસિંહને અગ્નિની ખાઇ પસાર કરવામાં મ્હેંજ મદદ આપી હતી ને તેને ગુપ્તગૃહની સુરંગ જડી એ યોગબળનોજ ચમત્કાર હતો.

ઝેરીમલ્લઃ—( સજળ નયને ) મ્હારા પ્રભુ! આપે ઘણીજ કૃપા કરીને આ દુષ્ટને પાપકર્મો કરતાં અટકાવ્યો છે. પ્રભુ આપને આપનાં શુભ કાર્યોમાં સહાય કરો. હવે હું શાન્તિથી મરણને શરણ થઇશ. આજે ઘણે દિવસે મ્હારૂં હૃદય શાન્ત થયું છે.

કેશરીસિંહઃ—ઝેરીમલ્લ! ત્હારી જીવવાની ઇચ્છા છે?

“ના પ્રભુ! હવે મ્હને આ ક્ષણભંગુર જીવનની ઇચ્છા નથી.”

આમ કહી ઝેરીમલે યોગીન્દ્રના ચરણમાં પ્રણામ કર્યા.

"પ્રભુ ત્હારાં પાપકર્મોની તને ક્ષમા આપો" એમ કહી મહારાજા પોતાના પુત્રોને લઇ આસન ઉપર વિરાજમાન્ થયા. મહારાજા રણજીતસિંહ પણ પોતાના આસન પર જઇ બેઠા. થોડી વાર શાન્તિથી બેઠા પછી ચંદ્રસિંહ ઝેરીમલને પૂછવા લાગ્યો:—"ઝેરીમલ! ત્હારે કાંઇ કહેવું છે? ત્હારી જે ઇચ્છા હોય તે આ વખતે કહે! હું ત્હારી સઘળી ઇચ્છાઓ પૂર્ણ કરવા તૈયાર છું."

ઝેરીમલ:—મહારાજ! ફક્ત પાપકર્મોની ક્ષમા પ્રાપ્ત કરવાનીજ મ્હારી ઇચ્છા છે.

ચંદ્રસિંહ:—અમે સહુ તને ક્ષમા આપી ચૂકયાં છીએ. બીજી કાંઇ ત્હારી ઇચ્છા છે?

ઝેરીમલ:—મ્હારી પ્રિય જાસલની સહગમન કરવાની ઇચ્છા છે માટે તેને એ કાર્યમાં સહાય કરજો.

ચંદ્રસિંહ:—ઝેરીમલ! જાસલ મ્હારી ધર્મભગિની છે. હું તેની ઇચ્છાનુસાર સર્વ વ્યવસ્થા કરાવીશ. બોલ પછી કાંઇ?

ઝેરીમલ:—મ્હારી સઘળી સંપત્તિ હું કુમુદ બ્હેનને આપવા ચાહું છું; તેનો તેમની પાસે સ્વીકાર કરાવો.

ચંદ્રસિંહ:-તે તેમ કરશે, પછી?

ઝેરીમલ:—તે સઘળી સંપત્તિ, કે જેમાં મણિ રત્નાદિનો પાર નથી અને જેની કીંમત થઇ શકે તેમ નથી તે સઘળી સંપત્તિ ગુપ્તગૃહની જમણી બાજુના એક વૃક્ષની નીચે દાટેલી છે. તે ત્યાંથી કાઢી મંગાવી કુમુદ બહેનને આપજો. મહારાજા! મ્હારી આટલી ઇચ્છાઓ હતી ને તે આપે કૃપા કરી પૂર્ણ કરી છે તેથી હવે હું શાન્તિથી મરીશ.

ચંદ્રસિંહ:—ઝેરીમલ! ત્હારી ઇચ્છાનુસાર સર્વ કાર્યો થશે; માટે હવે સર્વ વાસનાઓનો ત્યાગ કરી પ્રભુનું સ્મરણ કર કે જેથી ત્હારો ઉદ્ધાર થાય. ત્હારે હવે કાંઇ કહેવાનું બાકી તો નથી રહ્યું ને?

ઝેરીમલ:—ના, મહારાજ! મ્હારી ઇચ્છાઓ સફળ થઈ છે. મ્હને હવે કોઇ પણ પ્રકારનો અસંતોષ નથી. મહાન્ પ્રભુ આપને કુટુંબ

પરિવારસહ સુખી રાખો.

તે પછી થોડી વારે ઝેરીમલને કારાગૃહમાં લઇ જવામાં આવ્યો અને મહારાજા ચંદ્રસિંહે દરબાર વિસર્જન કરવાની આજ્ઞા કરી. સર્વ સભાજનોએ હર્ષના પોકારોથી એક વાર મહારાજા કેશરીસિંહની જય તો બીજી વાર મહારાજા રણુજીતસિંહની જય એમ ગર્જનાઓ કરી પોતપોતાના સ્થાનક તરફ જવા લાગ્યા. મહારાણા ચંદ્રસિંહ પણ પોતાના પિતા, બંધુ તથા સર્વ મંડળ સાથે રાજમહેલમાં ગયા. ભવ્ય દરબાર જનશૂન્ય થઈ ગયો. માત્ર ચાર પહેરેગીરો સિવાય ત્યાં કોઈ રહ્યું નહિ.



## પ્રકરણ ૪૪ મું.

### ઝેરીમલને ફાંસી.

આજે ઝેરીમલને ફાંસીએ ચડાવવાનો હતો તેથી તે મૃત્યુને ભેટવા તૈયાર થવા લાગ્યો. ઝેરીમલ્લ હવે જીવવાને ઇચ્છતો નથી, તેનું મન આ અસાર સંસાર ઉપરથી તદ્દન ઉઠી ગયું છે. તે હવે વારંવાર ઇશ્વરનું સ્મરણ કરે છે. હવે તે પહેલાંનો ઝેરીમલ્લ રહ્યો નથી. પશ્ચાત્તાપ રૂપી કીડાએ તેનું મલિન હૃદય ફોલી ખાઇ તેને શુદ્ધ બનાવ્યો છે. બે દિવસ થયાં તેણે અન્નનો ત્યાગ કર્યો છે તેથી તેનું શરીર નિર્માલ્ય થઇ ગયું છે. આ અરસામાં તેને કારાગૃહમાં કોઇ પ્રવેશ કરતું હોય તેમ જણાયું. થોડી વારે પાછળ દ્રષ્ટિ કરી તો તેણે પોતાની પ્રિયતમા જાસલને મહારાજા ચંદ્રસિંહની સાથે પોતાના તરફ આવતી જોઇ. ઝેરીમલને શિક્ષા ફરમાવ્યા પછી કારાગૃહમાં બંધન સિવાય રાખવામાં આવ્યો હતો; તેથી તે મહારાજાને જાસલની સાથે ત્યાં આવતા જોઇ ઉભો થયો ને ધીમે પગલે તેમને લેવા સ્હામો ગયો. પાસે જતાંજ મહારાજાને તેણે નીચા નમી વંદન કર્યું ને પછીથી તે એક બાજુ ઉભો રહી જાસલને નમ્ર સ્વરે કહેવા લાગ્યો:—“ જાસલ ! પવિત્ર જાસલ ! તું શા અર્થે મહારાજાને શ્રમ

આપી આ સ્થળે લઇ આવી છે ?"

જાસલ:—તમને શાન્તિ આપવા તથા તમારી સઘળી ઇચ્છાઓ પરિપૂર્ણ કરવા હું મહારાજાને અત્રે લઈ આવી છું.

ઝેરીમલ:—પ્રિય જાસલ ! દયાળુ ચંદ્રસિંહે મ્હારી સઘળી ઇચ્છાઓ પરિપૂર્ણ કરી છે. મ્હારી કોઇ પણ ઇચ્છા હવે બાકી રહી નથી.

ચંદ્રસિંહ:—ઝેરીમલ ! ત્હારી સઘળી ઇચ્છાઓ પૂર્ણ થશે. તું ફિકર કરીશ નહિ. જો હજી પણ ત્હારી કોઇ ઇચ્છા બાકી હોય તો તે મને જણાવ; કદાપિ જો ત્હારી જીંદગી બચાવવાની તને ઇચ્છા હોય તો તે પણ હું આ પવિત્ર જાસલની ખાતર બચાવી શકીશ. બોલ, ત્હારી જીવવાની ઇચ્છા છે ?

ઝેરીમલ:—મહારાજાનો ઘણોજ ઉપકાર થયો સમજુ છું. આ કૃતઘ્ની હવે વધારે જીવવાને ઇચ્છતો નથી. જો હું આ સંસારમાં ફાંસીનું કષ્ટ સહન કરીને મરીશ તો પ્રભુના દરબારમાં મ્હને મ્હારાં અડધાં પાપની ક્ષમા મળશે. મહારાજા ! હવે હું એક ક્ષણ પણ આ સંસારમાં રહેવાને ઇચ્છતો નથી. આપ કૃપાળુએ દયા કરી તેને માટે હું આપનો ઉપકાર માનું છું ને નિરંતર આપનું શ્રેય થાઓ એવું પરમાત્માની પાસે યાચું છું. ( જાસલને ) પ્રિય જાસલ ! ત્હારો પણ હું ગુન્હેગાર છું.

જાસલ:—તે વિચાર કરવાનો અત્યારે સમય નથી. હવે તો ફક્ત ઇશ્વરનું ધ્યાન ધરો. હું પણ તમારી સાથે સ્વર્ગમાં આવવાની તૈયારી કરૂં છું, આપ હવે નિશ્ચિંત થાઓ. હવે આપને કંઇ પણ કહેવાનું બાકી છે ?

ઝેરીમલ:—મ્હારે કહેવાનું ફક્ત એટલુંજ છે કે, મ્હને ફાંસી દીધા પછી મ્હારા દેહને ચંડાળનો સ્પર્શ ન થાય તો ઠીક.

ચંદ્રસિંહ:—ઝેરીમલ ! નિશ્ચિંત રહે, ત્હારા દેહને ચંડાળ સ્પર્શ કરશે નહિ.

"હવે મ્હને શાન્તિ થઇ." એમ બોલી ઝેરીમલે ચંદ્રસિંહના

ચરણમાં માથું નમાવી પ્રણામ કર્યાં. પછી જાસલ મહારાજાની સાથે કારાગૃહમાંથી ચાલી ગઇ.

બરાબર મધ્યાન્હકાળે સિપાઇઓએ આવી ઝેરીમલને વરદી આપી કેઃ–" ચાલ ભાઇ ! હવે તને નદીના કિનારા ઉપર લઇ જવાનો સમય થયો છે; માટે હવે ત્યાં જવાને તૈયાર થા."

ઝેરીમલમાં ઉભા થવાની બિલકુલ તાકાત નહોતી; તો પણ સિપાઇના શબ્દો સાંભળી તે બળાત્કારે લથડીયાં ખાતો ઉભો થયો. તેને લથડીયાં ખાતો જોઇ સિપાઇ કહેવા લાગ્યોઃ–" કેમ, ઝેરીમલ ! હવે કેમ છે ? અમારા મહારાજા તથા મહારાણીનું બળિદાન આપતી વખતે તો ત્હારામાં અપાર બળ હતું ને આ વખતે આમ ઢીલો બની લથડીયાં કેમ ખાય છે ?"

યમદૂત જેવા જણાતા સિપાઈના વાક્યપ્રહાર ઝેરીમલ શાન્ત મુખે શ્રવણ કરી રહ્યો. તેણે હવે મરવાનોજ નિશ્ચય કરેલો હતો, તેથી તેને પોતાના શરીરની લેશ માત્ર પણ દરકાર નહોતી.

ફાંસીને માટે ઠરાવેલા સમયની અગાઉ સિપાઇઓએ ઝેરીમલને ચંદ્રાવતીને કિનારે લઇ જવાને માટે કારાગૃહમાંથી બ્હાર કાઢયો. તેને ફાંસીની સજા થયેલી છે એવું દેખાડવાને માટે તેને હાથે દોરડું બાંધવામાં આવ્યું. તે દોરડાનો એક છેડો એક સિપાઇના હાથમાં હતો અને બીજા સિપાઇઓ ખુલ્લી તલવારે તેની આસપાસ ચાલતા હતા. આવી રીતના બંદોબસ્તથી સઘળા સિપાઇઓ તેને લઇ ચંદ્રાવતીને કિનારે જવા નીકળ્યા. ચંદ્રાવતીને કિનારેથી થોડેક દૂર એક ટેકરા ઉપર બે મ્હોટા તંબૂઓ નાંખવામાં આવ્યા હતા. તેમાં એક મહારાજા તથા તેમની સાથેના મંડળને માટે તૈયાર કરવામાં આવ્યો હતો, ને બીજો તંબૂ અધીકારી વર્ગને માટે તૈયાર કરવામાં આવ્યો હતો. ત્યાંથી થોડેક દૂર એક ઘણોજ મ્હોટો ત્રિજો તંબૂ નગરજનોને માટે ઉભો કરવામાં આવ્યો હતો. ચંદ્રાવતીને કિનારે જાસલને સતી થવાને માટે ચંદનનાં કાષ્ટોની એક મ્હોટી સમચોરસ ચિતા તૈયાર કરાવવામાં આવી હતી ને સહગમનને સમયે સતી માતાનો અવાજ કર્ણગોચર ન થાય

તેને માટે જૂદી જૂદી જાતનાં વાજીંત્રો વગાડનારા પણ ત્યાં હાજર રાખવામાં આવ્યા હતા. થોડા સમયમાં તો નગરજનોનાં ટોળે ટોળાં ત્યાં આવી તંબૂમાં ગોઠવાઇ જવા લાગ્યાં. નગરજનો ઝેરીમલ્લને ફાંસીએ લટકતો જોવાને ઘણાંજ આતુર હતાં. હજુ સુધી મહારાજા વિજયસિંહના મૃત્યુની સ્મૃતિ તેમના અંતરમાંથી દૂર થઈ નહોતી. પોતાના મહારાજા તથા રાજકુમારીને આ પાપીએ ઘણુંજ દુઃખ દીધું હતું તેના બદલામાં તે પાપીને રિબાવી રિબાવીને મારી નાંખવો જોઇએ એમ નગરજનો અરસપરસમાં ચર્ચા ચલાવતાં હતાં. એટલામાં તો તેમણે સિપાઇઓની વચ્ચે આવતા ઝેરીમલ્લને જોયો. તેને જોતાંજ તે લોકોએ તેની તરફ તિરસ્કારની દ્રષ્ટિ ફેંકી. ઝેરીમલ્લ ધીમે ધીમે ચરણ ઉપાડતો અવનત વદને ચાલતો હતો. સિપાઇઓ તેને લઇને નદીને કિનારે આવી પહોંચ્યા. થોડીવારમાં મહારાણા ચંદ્રસિંહ પણ પોતાના મંડળ સાથે ત્યાં આવી પહોંચ્યા. તેમને જોતાંજ નગરજનો "મહારાજા ચંદ્રસિંહની જય" એવો પોકાર કરી તેમને નમન કરવા લાગ્યા. પછી મહારાણા ચંદ્રસિંહે તેમના પિતા તથા મહારાજા રણજીતસિંહ સાથે પોતાને માટે ઉભા કરેલા તંબૂમાં પ્રવેશ કર્યો; તેમની પાછળ રણમલ્લ પ્રધાનજીના સાથે પ્રવેશ કરી પોતાના બંધુની પાસે બેઠો. તે પછી એક સુખપાલમાં જાસલ, કુમુદ તથા રત્નપ્રભા ત્યાં આવી પહોંચ્યાં. ત્રણે જણાં મહારાજાના તંબૂમાં પોતાને માટે તૈયાર કરવામાં આવેલી જગ્યાએ જઇને બેઠાં.

સતી જાસલે આ સમયે પોતાના અંગ ઉપર પુષ્પોના શણગાર ધારણ કર્યા હતા. તેના લાંબા કાળા વાળ છૂટા હતા ને તેણે કપાળમાં કુમકુમની અર્ચના કરી હતી. પવિત્ર જાસલ મંદ ગતિથી ચાલતી ચાલતી નદીને કિનારે ઝેરીમલ્લની પાસે આવી અને સિપાઇઓને તેને બાંધવામાં આવેલું દોરડું છોડી નાંખવાનું સૂચવ્યું. તરતજ સિપાઈઓએ ઝેરીમલ્લને બાંધવામાં આવેલું દોરડું છોડી નાંખ્યું. પછી જાસલ ઝેરીમલ્લના શરીરને સ્પર્શ કરી મૃદુ સ્વરે તેને જ્ઞાનનો ઉપદેશ કરવા લાગી. તેના હાથનો સ્પર્શ થતાંજ ઝેરીમલ્લ તેના હાથને પોતાના

શરીર ઉપરથી દૂર ખસેડી પોતાના હાથમાં તેનો હાથ ઝાલી કહેવા લાગ્યોઃ–"જાસલ! મ્હારી પવિત્ર જાસલ! ત્હારા સુકોમળ હાથને પાપીના અંગનો સ્પર્શ કરી શા માટે અપવિત્ર કરે છે?"

જાસલઃ–નાથ! આપ પવિત્ર છો હવે સઘળા વિચારોનો ત્યાગ કરી એકચિત્તે ઇશ્વરનું ધ્યાન ધરો.

ઝેરીમલઃ–હા, હું હવે તેમજ કરૂં છું. પ્રિય જાસલ! ત્હારા સ્પર્શથી મ્હારૂં શરીર પવિત્ર થયું છે ને હવે હું ઇશ્વરના ધામમાં જવાની તૈયારી કરૂંછું. હું ત્યાં જઇ ત્હારી રાહ જોતો ઉભો રહીશ.

આમ બોલી ઝેરીમલ એક ચિત્તે ઇશ્વરનું ધ્યાન ધરવા લાગ્યો. રૂપિયાથી ભરેલી થેલીઓ અને અનાજથી ભરેલા કોથળાઓ ગરીબ જનોને દાનમાં આપવા માટે ત્યાં લાવવામાં આવ્યા હતા તેમાંથી જાસલ મુઠીઓ ભરી ભરીને ગરીબોને દાન આપવા લાગી. આવી રીતે દાન આપતાં કરતાં મધ્યાહ્નકાળ થયો–સૂર્યનારાયણ બરાબર માથે આવ્યા ને સર્વત્ર શાન્તિ વ્યાપી રહી. મુકરર કરેલા સમયે સેનાપતિએ કેદીને ફાંસીએ લટકાવવાની આજ્ઞા આપી. ધ્યાનસ્થ થયેલા ઝેરીમલને સિપાઇઓએ જાગ્રત કર્યો. મહારાજાના તંબૂની સ્હામેજ ફાંસી દેવાની જગ્યા મુકરર કરવામાં આવી હતી. તે સમયે કાંઈ પણ વિચાર, દુઃખ, શોક કે ભયની લાગણી ઝેરીમલને નહોતી. માત્ર તે વારંવાર પ્રભુની સ્તુતિ કરતો હતો.

"ચાલ ભાઇ! હવે કેટલી વાર છે?" એક સિપાઈ બોલ્યો.

ઝેરીમલઃ–ભાઈ! હું તૈયાર છું.

"ત્હારી કોઇની સાથે કાંઇ પણ વાત કરવાની ઇચ્છા છે?" ફરીથી તે સિપાઇએ તેને પૂછ્યું.

"ના, મ્હારે કોઇને કાંઇ પણ કહેવું નથી." ઝેરીમલે પ્રત્યુત્તર વાળ્યો. પછી બે સિપાઇઓ તેને ફાંસીના લાકડાની પાસે લાવ્યા. ચંદ્રાવતીને કિનારે એક મ્હોટો લાકડાનો માંચડો ઉભો કરવામાં આવ્યો હતો. તે માંચડાની બન્ને બાજુએ બે લાકડાના સ્થંભ દાટી તે બે સ્થંભની વચમાં આડું લાકડું જડવામાં આવ્યું હતું. તે આડા

લાકડાને દોરીઓ બાંધવાને બે લોઢાનાં કડાં જડેલાં હતાં. તે ઉભા કરેલા માંચડા ઉપર કમભાગ્ય ઝેરીમલને લાવી ઉભો કરવામાં આવ્યો પુનઃ તેના ગળાની આસપાસ ઝીણી મીણની પાએલી રસી નાંખવામાં આવી. સઘળું કાર્ય તૈયાર થઇ ગયું હતું. ફક્ત હવે માંચડા ઉપરનું પાટીયું ખેંચી લેવાનું બાકી હતું. તે પાટીયું ખેંચી લેવાની આજ્ઞા મેળવવાને માટે સિપાઇઓ પ્રધાનજીની તરફ જોવા લાગ્યા. સિપાઇ-ઓના હૃદયની વાત પ્રધાનજી સમજી ગયા ને આસન ઉપરથી ઉભા થઇ ઝેરીમલને સંબોધીને તે કહેવા લાગ્યાઃ—" ઝેરીમલ ! હવે તું આ સંસારમાંથી સદાને માટે છૂટો થાય છે. ત્હારે કાંઇ પણ માગવું હોય તો માગી લે. ત્હારી સઘળી ઇચ્છાઓ પૂર્ણ કરવાને મહારાજા તૈયાર છે."

ઝેરીમલઃ-( હાથ જોડી ) મ્હને આ ક્ષણભંગુર સંસારની કોઇ પણ વસ્તુની ઇચ્છા નથી; પણ હજી સુધી મ્હને મહારાજાની ક્ષમા મળી નથી. મ્હારી ફક્ત એટલીજ ઇચ્છા બાકી રહી ગઈ છે.

તેનાં વાક્ય સાંભળતાંજ મહારાણો ચંદ્રસિંહ તરતજ તંબૂમાંથી બ્હાર નીકળી ઝેરીમલની પાસે આવી કહેવા લાગ્યોઃ—" ઝેરીમલ ! હું ચંદ્રસિંહ ત્હારો જુનો શત્રુ; પણ હાલ ત્હારો મિત્ર, ત્હારાં સર્વ દુષ્ટકાર્યોની ત્હને ક્ષમા આપું છું. ત્હારા પ્રત્યે હવે મ્હને બિલકુલ દ્વેષ રહ્યો નથી. હું ત્હારા આત્માની શાન્તિને માટે પ્રભુની પ્રાર્થના કરૂં છું; બોલ હવે ત્હારી બીજી કાંઇ ઇચ્છા છે ?"

"ના મહારાજ ! હવે હું શાન્તિથી મરણને શરણ થઇશ. ?"

આમ કહી ઝેરીમલે કુમુદ, રત્નપ્રભા તથા બન્ને મહારાજાઓને ત્યાં બોલાવી સર્વને પ્રણામ કરી તે પુનઃ એક વાર ચારે દિશાઓ તરફ પ્રણામ કરી ચોગરદમ જોવા લાગ્યો ને પછી આંખ્યો બંધ કરી ઉચ્ચ સ્વરે ઈશ્વરનું સ્મરણ કરવા લાગ્યો. પછી પ્રધાનજીએ તેની નીચેનું પાટીયું ખેંચી લેવાની સિપાઇઓને આજ્ઞા આપી કે તરતજ સિપાઇઓ તે પાટીયાની પાસે ગયા ને ઝેરીમલના ગળાની આસપાસ બાંધેલી દોરીઓને ફરીથી તપાસવા લાગ્યા. ચંદ્રસિંહ, કુમુદ, રત્નપ્રભા,

જાસલ તથા બન્ને મહારાજાઓ તેમજ અન્યજનો ફાંસીના લાકડાની તરફ પીઠ ફેરવીને ઉભાં રહ્યાં.

" ઝેરીમલ ! પ્રભુને યાદ કર. " એમ કહી સિપાઇઓએ નીચેનું પાટીયું ખેંચી લીધું ને તેની સાથેજ " શ્રીરામ, શ્રીરામ, " એવા શબ્દોનો પોકાર કરતો ઝેરીમલ લટકવા લાગ્યો. તેનું ગળું રૂંધાવા લાગ્યું. તેનાં ચક્ષુઓ બ્હાર નીકળી આવ્યાં ને તેની સાથેજ સ્પષ્ટ સંભળાતું શ્રીરામનું નામ હવે અસ્ફુટ સંભળાવા લાગ્યું. " શ્રી...રા... મ. શ્રી રામ...શ...અ...રી...ર.. અ...આ...મ...રા...મ. " થઇ ચૂક્યું. પાપાત્મા ઝેરીમલનો આત્મા પંચમહાભુતનું ખોળીઉં ત્યજી દઈ દિવ્ય દેહ ધારણ કરવા કિરતારની હજુરમાં ચાલ્યો ગયો.

## પ્રકરણ ૪૫ મું.

### સતી જાસલ.

ઝેરીમલના દેહનો નાશ થયો ને તેનો અમર આત્મા આલોકમાંથી ચાલ્યો ગયો. હવે તેના શરીરમાં પ્રાણ રહ્યો નથી એવું ધારીને તેના શબને નીચે ઉતારવામાં આવ્યું. ચંદ્રસિંહ, કુમુદ, રત્નપ્રભા તથા મહારાજાઓ વિગેરેનાં નેત્રોમાંથી અશ્રુઓ વહેતાં હતાં. ઝેરીમલના શબની ઘટતી ક્રિયા કર્યા પછી તેને નદી કિનારે લઇ જવામાં આવ્યું. સતી જાસલ આ સમયે શાન્ત જણાતી હતી. તેની આસપાસ કુમુદ તથા રત્નપ્રભા ઉભાં હતાં.

આવી રીતે થોડો સમય વિત્યા બાદ સર્વ દરબારી મંડળ ઝેરીમલના શબની સાથે નદી કિનારે ગયું. ત્યાં ગયા પછી ઝેરીમલના શબને સ્નાન કરાવવામાં આવ્યું ને તેને સુંદર વસ્ત્રો ધારણ કરાવી ચિતામાં સૂવાડયું.

સતી જાસલે પણ નદીમાં સ્નાન કરીને ચિતાની ચારે તરફ ફરીને પ્રદક્ષિણા કરી. પછી ચિતા ઉપર ચઢી સ્વામીના શિરને પોતાના ખોળામાં લઇને તે બેઠી. સર્વ જનોએ સતી જાસલને પ્રણામ કર્યા.

સહુને સતીએ આશીર્વાદ આપ્યા. બાદ સતી જાસલે બન્ને મહારાજાઓને પ્રણામ કર્યા. તે બંને મહારાજાઓએ ગદ્‌ગદ્‌ કંઠે તેમજ સજળનયને જાસલને આશીર્વચનો કહ્યાં:–"પુત્રી ! સ્વામીની સાથે સ્વર્ગભૂમિમાં ચિરકાળ સુખ ભોગવજે. ત્હારૂં કલ્યાણ થાઓ. અસ્તુ."

પછી જાસલે કુમુદ તથા રત્નપ્રભાને પોતાની પાસે બોલાવ્યાં: અશ્રુ વર્ષાવતાં તે બન્ને જણાં જાસલની પાસે આવ્યાં. તેમને સતીએ મંગળજનક આશીર્વાદ આપ્યા ને પછી આંખો બંધ કરી તે પ્રભુનું સ્મરણ કરવા લાગી. એટલામાં ચંદ્રસિંહ રણમલનો હાથ ઝાલી જાસલની પાસે આવ્યો અને તેને કહેવા લાગ્યો:–"વ્હાલી બહેન ! હું ચંદ્ર તથા રણમલ્લ તને પ્રણામ કરીએ છીએ. અમારાથી ત્હારૂં કાંઈ પણ અનિષ્ટ થયું હોય તો તેની અમને ક્ષમા આપજે."

ચંદ્રસિંહનાં વચન સાંભળી જાસલે નેત્રો ઉઘાડી બન્ને ભાઇઓને માથે હાથ મૂકી કહ્યું:–"બંધુઓ ! પ્રભુ તમને સર્વદા સુખી રાખો. તમારાથી મ્હારૂં કાંઈ પણ અનિષ્ટ થવા પામ્યું નથી. મ્હારા વ્હાલા ભાઇઓ ! તમારે લીધેજ મ્હને થોડું સુખ પ્રાપ્ત થયું હતું. વીરા રણમલ ! ત્હારૂં નામ અમર થાઓ. સત્યધર્મમાં કષ્ટ પડતાં ડગીશ નહિ. વીરાઓ ! તમારૂં મંગળ થાઓ."

"અસ્તુ. બહેન ! ત્હારાં વચન અમે માથે ચઢાવીએ છીએ. હવે અમને શી આજ્ઞા છે ?" ચદ્રસિંહે કહ્યું.

"તમે હવે ચિતાને અગ્નિસંસ્કાર કરો." જાસલે કહ્યું.

ન્હાના રણમલે રડતાં રડતાં ચિતાને અગ્નિસંસ્કાર કર્યો. ચિતા ચારે તરફથી સળગી ઉઠી. વાજાં, શરણાઇઓ, ઢોલ્લ વગેરેના નાદ થવા લાગ્યા કે જેથી કોઈ પણ માણસ સતીનો અવાજ સાંભળી ન શકે; કારણ કે સતીનો મરતી વખતનો અવાજ ઘણોજ અમંગળ ગણાય છે. પવિત્ર જાસલનો દેહ પ્રચંડ અગ્નિની જવાળાઓમાં સળગી જવા લાગ્યો. અગ્નિદેવની પ્રચંડ જવાળાઓ ચિતાની આસપાસ ફરી વળી અને જાસલ્લ તથા ઝેરીમલના શરીરમાંથી પસાર થવા લાગી. ધૂમાડાના ગોટેગોટ આકાશ માર્ગે જવા લાગ્યા.

આવી રીતે થોડી વારમાં અગ્નિદેવે પોતાનું કાર્ય પૂરૂં કર્યું ને ઝેરીમલ્લ તથા જાસલ્લનાં શરીર બળીને ભસ્મ થઇ ગયાં. તેની નિશાનીમાં ચિતાની આગળ માત્ર હાડકાં તથા રાખનો ઢગલો પડયો રહ્યો. પછી નગરજનો શોકાતુર વદને નગર તરફ જવા લાગ્યાં. ચિતાની ભસ્મને ચંદ્રાવતીના પવિત્ર જળમાં નંખાવી મહારાજા ચંદ્રસિંહે ત્યાં આગળ સતી માતાના સ્મરણાર્થે એક મંદિર ચણાવવાની પ્રધાનજીને આજ્ઞા કરી. તે પછી પોતાનાં આપ્તજનોને લઇ મહારાજા ચંદ્રસિંહ નગરમાં ગયા.

આવી રીતે અજીતગઢના રાજ્યકુટુંબનો શત્રુ, ભયંકર કાર્યોનો કરનાર, હિંમતવાન, શૂરો, સાહસિક ને મૃત્યુ સમયે પશ્ચાત્તાપ કરનાર ઝેરીમલ્લ આ સંસારમાંથી સદાને માટે ચાલ્યો ગયો. વિકાળ કાળે પોતાના અમલથી ભયંકર કાર્યો કરનાર ઝેરીમલ્લને ક્ષણ માત્રમાં પોતાની પાસે બોલાવી લીધો.

## પ્રકરણ ૪૬ મું.

### છેવટ.

હવે આપણી આ નવલકથાની પૂર્ણાહુતિ થઇ તેની સાથે ભયંકર ઝેરીમલ્લ તથા તેનાં છૂપાં રહેઠાણોનો પણ નાશ થયો. તેના સાથીઓમાં નાશ ભાગ થઇ રહી. કેટલાક ડુંગરોમાં નાસી ગયા ને કેટલાક ચંદ્રસિંહના સૈન્યમાં દાખલ થયા. ઝેરીમલ્લના મરણ પછી બંને મહારાજાઓ થોડા દિવસ વિજયનગરમાં સાથે રહી પોતાના પુત્રોને તથા પુત્રવધૂઓને આશીર્વાદ આપી પોતાના આશ્રમમાં જવાને તૈયાર થયા. તે બંને મહારાજાઓની સાથે વૃદ્ધ પ્રધાન પ્રતાપસિંહ તથા અમરકંટકનો વૃદ્ધ મંત્રી નરેન્દ્રનાથ તથા રણજીતસિંહનાં ધર્મપત્ની એટલાં જવાને તૈયાર થયાં. બીજે દિવસે પ્રાતઃકાળે બંને મહારાજાઓ પોતાના મંડળને સાથે લઇ સર્વને આશીષ આપી મોક્ષ સાધનને માટે જંગલ તરફ વિદાય થઇ ગયા. તેમને વળાવવાને માટે

ચંદ્રસિંહ અને રણમલસિંહ થોડેક સુધી જઇ તેમની આજ્ઞા માગી પાછા વળ્યા. તે પછી રણમલ થોડાક દિવસ ભાઇની પાસે રહી ભાઇ તથા ભાભીની આગળ બનેલા દુઃખદાયક બનાવોનું વર્ણન કરતો હતો ને ઝેરીમલના હૃદયભેદક મૃત્યુથી ખેદ કરતો હતો. આવી રીતે થોડાક દિવસ સુધી ભાઇની પાસે રહ્યા પછી તેણે પોતાના નગર તરફ જવાની ભાઇ પાસે આજ્ઞા માગી. ચંદ્રસિંહે ન્હાના બંધુને રાજ્યધર્મ સંબંધી યોગ્ય ઉપદેશ આપી સજળ નયને તેને સ્વરાજ્યમાં જવાની આજ્ઞા આપી. પછી ભાઇ તથા ભાભીને પ્રણામ કરી રત્નપ્રભાને લઇ સૈન્ય સાથે રણમલે પોતાના નગર તરફ પ્રયાણ કર્યું. કેટલાક દિવસ સુધી મુસાફરી કરી તે પોતાના નગરમાં જઈ પહોંચ્યો અને સુખમાં રાજ્ય કરવા લાગ્યો. ચંદ્રસિંહ પણ વિજયનગરમાં રહી પોતાના નગર અજીતગઢની સારી વ્યવસ્થા કરી કુમુદકુમારી સાથે આનંદથી દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

વ્હાલા વાંચકો ! આ નવલકથા અત્રે સમાપ્ત થાય છે. સારાંશમાં ફક્ત એટલુંજ કે આખરે " સત્યનો જય અને પાપનો ક્ષય " થાય છે.

સમાપ્ત.

ટુંક સમયમાં બહોળો ફેલાવો પામેલી અને
અતિ ફત્તેહમંદ નિવડેલી.
આઠ ભાગમાં સંપૂર્ણ પ્રકટ થયેલી

# કુંદન અને કુસુમ.

દોહરો:—કહ્યાગરો છે દીકરો ગુણવંતી છે નાર,
જેના ઘરમાં તે વસે ધન્ય તેનો અવતાર.

આ રસભરી જીવનકથામાં સંસાર વ્યવહારની અવનતિના કારણરૂપે મનાતાં બાળલગ્ન, વૃદ્ધલગ્ન, દ્વિત્રિયાલગ્ન, કન્યાવિક્રય અને પુનર્લગ્નના વિષયોનાં કેન્દ્રબિંદુના કલ્પના પ્રદેશમાં કુંદન અને કુસુમ પાત્રો કલ્પી તે દ્વારા સુધારાના સપાટા, કુળ મોટાઇના કઢાપા, જમાનાના ઝપાટા, શૉક્યની શૂળી ને હૈયાની હોળીના આચાર વિચાર ઘણી સરસ ભાષામાં ખૂબીભરી રીતે આબેહુબ બતાવવામાં આવ્યા છે. તે સાથે આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ સારી રીતે પાડવામાં આવ્યું છે.

આ નવલકથા એટલી બધી રસિક છે કે તેનાં થોડાંક પાનાં વાંચતાંજ વાંચકોના મનમાં પૂરેપૂરી વાંચવા જીજ્ઞાસા ઉત્પન્ન થશેજ તેમ અમે ખાત્રીથી કહીએ છીએ. આ નવલકથા દરેક લાયબ્રેરી તથા ઘરોઘર ટુંક વખતમાં ફેલાવો પામી એકી અવાજે વખણાયલી છે માટે એક વખત મંગાવી વાંચવા અમારી ખાસ ભલામણ છે.

ભાગ ૧ થી ૮ છપાઇ બહાર પડી ચુકયા છે. દરેક ભાગની કીંમત રૂ. ૧—૦—૦ ટપાલ ખર્ચ જુદું.

મળવાનું ઠેકાણું:—

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.